ગાંડીવ સાહિત્ય વાટિકા
પુષ્પ: :આઠમું

# આનંદમઠ

અઢારમી સદીની છેલ્લી પચીસીમાં બંગાળામાં સંન્યાસીઓએ કરેલા બળવાની રાષ્ટ્રચેતના પ્રેરક કથા. મૂળ બંગાળીમાં સ્વ૦ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે લખી તેનો પ્રસન્નવદન, છ. દીક્ષિતે ગુજરાતીમાં અનુવાદ કર્યો. અને પ્રો૦ બલવંતરાય ઠાકોરે પ્રવેશક લખ્યો છે. તે આ પુસ્તક રૂપે

પ્રગટ કરનાર
ગાંડીવ સાહિત્ય મંદિર
૧૮૦–કેળાંપીઠ
સુરત

કિમત આઠ
~~[illegible]~~ રૂપિયા

ઘણા વરસોની ગુજરાતી પ્રજાની તરસ છીપાવતાં આનંદ થાય છે. માત્ર બંગાળાનેજ નહિ પણ આખાય ભારતને રાષ્ટ્રચેતનાનો સંદેશો આપનાર આપણા રાષ્ટ્રીય ઇતિહાસના એક પ્રેરણાબળ સમું આ પુસ્તક ગુજરાતી ભાષામાં અપ્રીય હોય એ સ્થિતિ અસહ્ય ગણાવી જોઇએ. આજે એ ઉણપ પૂરાય છે.

ભાઇ પ્રસન્નવદને ખૂબ ટુંકા સમયમાં સરળ અને સંસ્કારી અનુવાદ લખી આપ્યા માટે તેમનો આભાર.

મુરબ્બીશ્રી પ્રો. બલવંતરાય ઠાકોરે વિદ્વત્તાપૂર્ણ પ્રવેશક લખી પુસ્તકને—માત્ર શણગાર્યું નથી; ખૂબ હૃદયસ્પર્શી બનાવ્યું છે તે માટે તેમનો યે આભાર.

નટવર વીઆવાળા



---

ગાંડીવ પત્રનું છાપખાનું
[illegible] સુરત
માં છાપી ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી પ્રગટ કરનાર નટવરલાલ વીઆવાળા માઘ માસ ૧૯૮૩

# બંકિમચંદ્ર
# ની
# ભાવનામય અદ્ભુતકૃતિ*

પ્રસિદ્ધ બંગાળી નવલકાર બંકિમની 'રજની'નું અવલોકન લખ્યું ત્યારે લાગેલું, કે એની દરેક નવલ વિશે એક પ્રકરણ, અને સરખામણીઓ તથા સમગ્રાવલોકનનો બીજો વિભાગ, જેટલાં પ્રકરણની જરૂર જણાય તેટલાંનો, એમ એ રસિક સર્જક ઉપર મઝાનો વિવેચનગ્રંથ રચી શકાય; એ રૂપે ગુજરાતી કલાકારોને માર્ગદર્શન સાથે ચેતવણી, કોઇ કોઇ સિદ્ધાન્ત તો કેટલાક સ્પષ્ટ અને વાસ્તવિક દૃષ્ટાન્ત, વગેરે આકર્ષક ચર્ચામાં ગૂથીને આપવા જેટલી એમની સેવા થઇ શકે; તથા ગુજરાતમાં બંગાળીનો શોખ અને બંગાળીમાંથી તરજુમા વધતા જાય છે તેમાં એવો વિવેચનગ્રંથ સામાન્ય વાચકોને પણ ઉપયોગી નીવડે ખરો. પણ તે સમયે મ્હારી શક્તિઓમાં શ્રદ્ધા મ્હને હજી ઊગતી હતી, બંકિમ જેવા સ્વતન્ત્રવિધાયક કલાધુરં-

* Idealistic Romance આઇડીયલિસ્ટિક રોમાન્સ.

ધરને સમજી સમજાવી શકાશે કે કેમ એની ખાતરી હતી નહીં, અને બીજાં આવશ્યક ( મારે તેમાં પ્હેલા પરોવાવુ પડે એવાં ) કર્તવ્યો ઓછાં નહીં, એટલે આવું આખું પુસ્તક લખવાની સ્ફુરણા ક્ષિતિજ ઉપર જરા કિરણ ફેંકીને શમી ગઇ હતી, તે આજે—રા. રા. ભાઇ **નટવરલાલ વી**માવાળાની પ્રવેશક માટે મિત્રહઠથી—પાછી સાંભરે **છે.** તથાપિ આજનો ઉપક્રમ પણ તે વખતના જેટલો, એટલે બંકિમની એક કૃતિ ઉપર એક પ્રકરણ જેટલો મર્યાદિત જ રાખું છું: બંકિમચન્દ્રના કૃતિકલાપને છ મહિના આપવાની ઇચ્છાને મ્હારી હાલની મનોરથસૃષ્ટિમા પણ દાખલ થવા દઇ શકતો નથી, કેમકે આજે પણ બીજાં અને વળી અનિવાર્ય ઋણ જેવાં કર્તવ્યોની ભીડ ઓછી થઇ નથી.

**૨**

**वन्दे मातरम्**

**सुजलां सुफलां मलयजशीतलां मातरम् ।**

× × ×

**तुमि विद्या तुमि धर्म**
**तुमि हृदि तुमि मर्म**
**त्वं हि प्राणाः शरीरे !**
**बाहूते तुमि मा शक्ति**
**हृदये तुमि मा भक्ति**
**तोमारइ प्रतिमा गडि मन्दिरे मन्दिरे ।**

× × ×

મહેંદ્રસિંહ જમીનદાર આ અપૂર્વ સ્તવન, કરુણ સુરાવલિમાં રુદ્રભાવની સાત્ત્વિક જમાવટ કરનારું સ્તવન, કેવા અપુર્વ સંજોગોમા સાંભળે છે? ઇ. સ. ૧૭૬૯ ના ભયકર દુકાળમા અને સાથે બળિયા આદિ રોગોના કાળા કેરથી આખાં ગામ ને ગામ ઉજડ થતાં તથા લૂટારાનો ભો ઠેકાણે ઠેકાણે વ્યાપી જતાં, મહેદ્ર જેવા મોટા જમીનદારને પણ પત્ની કલ્યાણી અને બાલકપુત્રી સુકુમારીને લઇને પોતાની હવેલી અને ગામઠામ છોડીને શહેરનો આશરો લેવાને નાકળવુ પડે છે, અને રસ્તે પ્હેલી જ સાઝે અને રાતે તેના ઉપર કૈં કૈં વીતે છે. આથમને પ્હોરે તે એક ગામડું જોઇ તેના નિર્જન ઝુપડાંમાંથી એકમા સ્ત્રીપુત્રીને બેસાડી કોઇ ચરતી ગાય દોહીને દૂધ લઇ આવવાને તેમનાથી ઘડી બે ઘડી છૂટો પડે છે. એટલામાં તેના ઉપર વિપત્તિનું વાદળ ત્રુટી પડે છે. માટીપાત્રમા દૂધ લઇને પાછો આવે છે ત્યાં તો સ્ત્રી અને પુત્રીને ગામડિયા લૂટારા ઉપાડી ગયા હોય છે તે તેને જડતાં જ નથી. કશોજ પ-તો મળતો નથી, એટલે તેમને શોધવામાં સરકારી મદદ મેળવવાને સારુ તે પાછો, રાત પડી ગઈ છે તોપણુ, શહેર તર્ફ જવ:ને નીકળી પડે છે. હવે એ જ રસ્તે એ જ રાતે જિલ્લાનો ખેતરવેરો ( Land Revenue લૅન્ડ રેવિન્યૂ ) થેલીઓમાં ભરીને તેનું ગાડું જિલ્લાતીજોરીમાં પ્હોંચાડવા નીકળેલી હથિયારબંધ પચાસ પોલીસની ટુકડી જતી હોય છે, તે મહેન્દ્રના હાથમાં બંદુક જોતાં લુટારો

ગણીને તેને બાંધે છે અને ગાડામાં નાખે છે થોડે આગળ ચાલતાં મહેન્દ્રની જ શોધ માટે આવેલા એક સંન્યાસીને પણ પોલીસ લૂટારો ગણીને એ પ્રમાણે એ જ ગાડામાં નાંખે છે. થોડા વધારે પંથ વટાવતાં એક બીજો સંન્યાસી જોવામાં આવે છે, પણ પોલીસ તેને પણ પકડવાનું કરે છે ત્યાં બસો હથિયારબંધ સંન્યાસી ધસી આવીને પોલીસ ટુકડીને ઘેરી લે છે, ગાડામાથી કૂદી પેલો સંન્યાસી એમના ઉપરી ઘોડેસ્વાર ઈંગ્રેજને તેની જ તલવારે કાપી નાખે છે, અને ધીંગાણામાં ઉગરવા પામે છે તે પોલીસ જોતજોતામાં છપાંચ ગણી જાય છે. બીજો સંન્યાસી–જીવાનન્દ–પોતાનું કાર્ય સિદ્ધ થયું ગણીને પોતાની સંન્યાસીસેના અને ખજાનો લઇને રસ્તે પડે છે, અને પ્હેલો–ભવાનન્દ–તથા મહેન્દ એકલા પડે છે.

આ દશેક મિનિટ ઝબુકેલી મારકાપમાં મહેન્દ્ર પ્રથમ તો સંન્યાસીઓની કુમકે કૂદી પડે છે, પણ આ તો ડાકૂઓ એમ સમઝાતાં જ તે નિષ્ક્રિય બની એક જગાએ ઊભો થઇ રહે છે; અને ધીંગાણું પૂરું થતાં આ ડાકૂ–સંન્યાસીઓથી છૂટો પડવાને પાછો ચાલવા માંડે છે. પણ ભવાનન્દ તુરત તેની પાછળ આવી તેની સાથે વાતે વળગે છે. મહેન્દ્ર તિરસ્કારથી કહે છે, "ત્હમો તો ડાકૂ !" ભવાનન્દ કહે છે, "ભલે અમે ડાકૂ, પણ અમે ત્હમારા ઉપર થોડો ઉપકાર કર્યો છે અને થોડો વિશેષ કરવા ધારિયે છઃ ચાલો મ્હારી સાથે, ત્હમારાં સ્ત્રી અને

પુત્રીનો મેળાપ કરાવું.”

ચાંદની ખીલી રહી છે, કાળો કેર વર્તાવતા દુકાળમાં પણ વનવગડાનો આ પ્રદેશ ઝાડ વેલા વેલી ગુલ્મ કુંજો અને એકએકથી ચ્હડી જાય એવાં મધુર ફુલો વડે શોભી રહ્યો છે, એક બાજુ ઊંચા ટેકરાઓની મંડળીથી બહુ મોટી નહીં એવી ધાર છે, બીજી બાજુએ ન્હાની તથાપિ જેઠ માસમાં પણ વ્હેતાં પાણીવાળી નિર્ઝરિણી ચાંદનીમાં ચળકતા અને તરુઓમાં લપાતા કલ્લોલે ખળખળ વહી રહી છે, અને મહેન્દ્રસિંહ જમીનદાર જેવો મોટો તથા ગુરુએ કોઇ મોટા સંકેત માટે વાંછેલો ગ્રાસ મળી ગયો તેમ ખજાનો પડાવવામાં ય ફાવ્યા એ એવડા ઉલ્લાસમાં ભવાનન્દનું તનમન પાછલી રાતની અજબ મોહક કુદરતને સંવાદી બની ગાઇ ઊઠે છે. અત્યારે ભવાનન્દ સેનાનાયક નથી, અત્યારે ભવાનન્દ ગોસ્વામી નથી, અત્યારે એનું હૃદય પોતાના ઉલ્લાસ અને સૌંદર્યોપભોગમાં સહૃદય સાથી માગે છે, અને મહેન્દ્ર જમીનદાર આ અજાણ્યા અને આખરે ડાકૂ જેવા માણસને કોઠું આપતો નથી, એટલે ભવાનન્દ ગાનલહરે ચ્હડે છે, ગાનમય બને છે, ગાતાં ગાતા સંગીતની કરુણ સૂરાવલિને વશ થઇ આંખોમાંથી આંસુની માલા આસુની ધારા આંસુના પૂર વહે છે, કંઠપ્રવાહ અને આંસુપ્રવાહ અન્યોઅન્યાશ્રયી એલડી હોય એમ વહે છે. મહેન્દ્રસિંહ **वन्दे मातरम्**નુ અતિ કરુણ તથાપિ ગાજી ઊઠતુ સ્તવન આ પ્રમાણે

દિવ્ય ઉપકરણો વડે ઓપતું સ્વર્ગીય ગાન હોય ને એમ સાંભળે છે, અને ગુરુ સત્યાનંદના ઉપદેશની ચોટ આ પ્રમાણે ગુરુદર્શન પ્હેલાં પણ એના હૃદયમાં પ્રવેશે છે.

૩

કલ્યાણી અને સુકુમારીને ઉપાડી ગયેલા ડાકૂઓ માંહ્યમાંહ્ય ચડભડમાંથી મારામારી પર આવી જાય છે, કેંક વ્યવસ્થા જાળવવા મથતા આગેવાન ઉપર જ બેચાર પ્રમ-તો ઊતરી પડે છે, આગેવાન આ ક્ષુદ્ર ટંટાનો ભોગ થઇ પડે છે, અને એ દુકાળિયાઓમાંથી એક જણ ફાટચા સાદે આરડે છે કે શિયાળ કૂતરાં આદિ ખાઇ ખાઇને કંટાળ્યા, ચાલો આજે આ શબની જ ઊજાણી કરિયે ! બ બં કાલી ! કરતા બધા સંમત થઇ જાવ છે, અને અગ્નિ પ્રકટાવવાની ખટપટમાં પડે છે, ત્યાં કલ્યાણી સુકુ-મારીને લઇને ઝાડોની ઘટાના અંધકારમાં ભરાઇ જાય છે. ત્યાં ભયથી, ત્રાસથી, અંધકારથી અધમુઇ થઇ જાય છે, કાંટા ભોકાય છે, ડાળીઓ અથડાય છે, મૂળિયાં અને થડો વચ્ચે આમતેમ અફળાય પછડાય છે, ઘડીમાં શું થશે તેની હાય અંતરમાં વધતી જ જાય છેઃ એવામાં ઊંચે ચ્હડેલા ચંદ્રનો પ્રકાશ આ ભયાનક સ્થાનમાં પણ વચ્ચે વચ્ચે ચાદર સમો પથરાતો જાય છે, તેવી એક તરુવરની ગાઢ છાયામાં બીચારી નિશ્ચસ્ત થઇને પડે છે અને ઇશ્વરને સંભારે છે. લાગલું તેને કાને સુંદર મધુર ગાન વહી આવે છેઃ

हरे, मुरारे, मधुकैटभारे,
गोपाल, गोविंद, मुकुन्द, शौरे,
हरे, मुरारे, मधुकैटभारे ।

જાણે નારદજી જેવા કોઇ ઋષિરાજ ચાંદનીમાંથી ઊતરતા ધીરે અતિધીરે ચાંદનીને પણ લજવે એવા સાત્ત્વિક પ્રકાશ સાથે તેની કને આવતા હોય એમ આ આત્માને ઠારતું ગાન આકાશમાંથી ઊતરતુ ઊતરતું તેના માથા પરની ડાળીઓમા જામતું હોય એમ તેને લાગે છે અને અત્યંત ભયની ત્રાસેલી વળી ક્ષુધા અને પતિવિયોગથી વ્યાકુલ કલ્યાણી આવા ચમત્કારનો અતર્ક્ય આઘાત થતા મૂર્છિત થઇ જાય છે, સુકુમારીના મુખમાં સ્તન છે એ હાલતમાં જ શીંગડું થઇને ઢળી પડે છે.

પાછી આંખ ઊઘડતા કલ્યાણી જુવે છે તો પોતે અને સુકુમારી એક જીર્ણ પણ વિશાળ મંદિરના એક ભાગમાં આવેલી છે અને સામે તે જ નારદ ઋષિ સમી મૂર્તિ બીરાજેલી છે. એ મૂર્તિ તેને કહે છે, પ્રથમ થોડું દૂધ પી લ્યો, પછી હું ત્હમને બધો ખુલાસો કરું છું. સ્થલના પ્રભાવે અને ઋષિના દેખાવે નિર્ભય થયેલી કલ્યાણીએ દૂધ સુકુમારીને પાયુ, પોતે તે ઋષિનુ ચરણામૃત જ લીધું. વાતચિત ઉપરથી ઋષિ–સન્યાસી સંતાનોના ગુરુ સત્યાનંદે જાણી લીધુ કે મહેન્દ્રસિંહ જમીનદારની સ્ત્રી અને પુત્રી આ જ, તથા મહેન્દ્રે હજી ખાધુ નહીં હોય માટે જ એ દૂધ પીતી નથી. સત્યા-

નંદને ખજાનો પડાવવા માટેના છેલ્લા હુકમો આપવા સારુ જવું તો હતું જ, તેમાં મહેન્દ્રનો પત્તો મેળવી બને તો તેને અહીં જ લઇ આવવાનું કામ ઉમેરાયું. અને સત્યાનન્દની આજ્ઞા ઉપરથી જ ભવાનન્દ પોલીસ સાથેની ઝપાઝપી પતી ગયા પછી મહેન્દ્રને છૂટો પડવા ન દેતાં આ મંદિરમાં જ લઇ આવે છે.

રસ્તે **वन्दे मातरम्**ના ગાન ઉપરથી બે વચ્ચે પુષ્કળ વાતચિત થઇ જાય છે અને મહેન્દ્ર આ મંદિર, આ સંન્યાસીસંતાનો, તેમની પ્રતિજ્ઞાઓ અને તેમના આશયો વિશે જાણવા પામે છે. મહેન્દ્ર ભવાનન્દને અંતમાં પૂછે છે, સ્ત્રી છોકરાંને ત્યજ્યા વગર આ સંતાનવ્રત લેવાય ખરું, આ સંતાનટોળીમાં ભળાય ખરું ? ભવાનન્દ ચોક્ખી ના કહે છે.

સત્યાનન્દ મહેન્દ્રને કલ્યાણી અને સુકુમારી વિશે નિશ્ચિંત કરે છે અને મંદિરમાંની—આ આનન્દમઠમાંની—અતિકાય સર્વાંગસુંદર મૂર્તિઓનાં દર્શન કરાવે છેઃ (૧) વિષ્ણુના અંકમાં વામે ઊભેલી લક્ષ્મી અને દક્ષિણે ઊભેલી સરસ્વતીના કરતાં યે ચ્હડિયાતી માની મૂર્તિ; (૨) જગદ્ધાત્રી મૂર્તિ, ભૂતકાળમાં જે મા હતી તે; (૩) સુરંગમાં થઇને ભોંયરામા કાલીની મૂર્તિ, વર્તમાનકાલમાં જે મા છે તે; (૪) બીજી સુરંગમાં થઇને બીજા મંદિરમાં સુવર્ણની જ્યોતિર્મયી દશભુજા મૂર્તિ, જે માનો આવિર્ભાવ ભવિષ્યકાળમાં થવાનો છે તે. આ અદ્ભુત ભાવનામય

વાતાવરણ અને હૃદયને બ્હલોવી નાખે એવા અપૂર્વ સં-જોગોમાં મહેન્દ્રસિંહને ગમે તે ભોગે સંતાન બનવાની ઇચ્છા ઊછાળો મારે એ કુદરતી છે કલ્યાણીને પણ ચ-રણામૃતથી જ તૃપ્તિ માનીને ઊંઘી ગયેલી ત્યાં સ્વપ્નોદય થયો, તેમાં જાણે પોતે અજબ રીતે કોઇ પ્રકાશમય સ્થલમાં પ્રકાશગૂંથી આકૃતિઓ સાથે કોઇ ચતુર્ભુજ તે-જસ્વી ગિરિવરનાં દર્શન પામે છે, તેના ચરણમાં અત્યત દુખિયારી છતાં કોઇ અપૂર્વ રૂપસુંદરી કરગરી રહી છે, કે આ કલ્યાણી તે જ સ્ત્રી છે જેના સ્નેહપાશમાં મહેન્દ્રને મ્હારી સેવામાં દીક્ષા લેવાનુ કર્તવ્ય પરમ કર્તવ્ય રૂપે વસતું નથી ચતુર્ભુજ ગિરિવરોન્નત સત્ત્વપુંજમાંથી જાણે મધુરતાનું જ ઝરણ ન હોય એવું અતીવ કોમલ સમ્બો-ધન કલ્યાણીના ઉરપદ્મને ભીંજવે છે,–પુત્રિ, તુ આવ અહી, ત્હારા પતિદેવને આની સેવા માટે મુક્ત કરતી આવ અહી મ્હારામાં, હુ પતિ છું, હું પિતા છું, હું અભય છું, હુ જીવ માત્રનું શરણ છું.

આ પ્રમાણેના અનુભવો પછી મહેન્દ્ર અને કલ્યા-ણીનો મેળાપ થાય છે, ધીરાનન્દ તેમને ઉગતા તડકામા આનન્દવનમાંથી બ્હાર કહાડીને રસ્તે ચ્હડાવી જાય છે, જેઠ મહિનાના તડકામાં થોડો પંથ કાપીને દંપતી એક હરિયાળી જગાએ ઝાડોની છાયામાં વીસામો ખાવા બેસે છે અને શું કરવુ તે વિચારે છે, પણ ચોકખો માર્ગ જડતો નથી. મહેન્દ્રને સંતાન થવું છે પણ કલ્યાણીને

ત્યજવી નથી. કલ્યાણી સ્વપ્નસંબોધનને અનુસરવા ઝેર ખાવા ઇચ્છે છે, પણ હૃદય તો પાછું સામે ગુંજે જ છે કે

વ્રજ વ્હાલું રે, વૈકુંઠે શીદ જાવું,
ત્યાં મુજ નન્દકુંવર ક્યાંથી લાવું ?

દંપતી આમ ઝીણી ઝીણી વાતોમાં પડ્યાં છે અને સુકુમારી પાસે રમે છે, ત્યાં કલ્યાણીએ નીચે મુકેલી ઝેરની ગોળીઓની ન્હાની ધાટીલી શીશી સુકુમારીને રમતમા જડે છે, રમતમાં તે શીશીને ઊઘાડી નાખે છે, અને અંદરથી ઝીણી ગોળીઓ ઢગલા થઇને પડી, તેમાંથી પોતાની ન્હાનીશી મૂઠી ભરીને રમતમાં જ ગોળીઓને મોંમાં પધરાવી દે છે.

બંકિમની ઘટનાઓમાં આમ નિર્ણાયક ગંભીર બનાવ છેક લીલામય રૂપમાં વારંવાર આવે છે. બંકિમની પ્રતિભાને આવે અજબ રમકડે ખેલવું અત્યંત પ્રિય છે. વળી વચલાં પરિણામો ગંભીર ઘોર બનાવે જ આવે એવાં, અને તોપણ અંત પાછો સુખાવસાની હોવો જોઇયે. એ પ્રણાલિકાને વળગતી કલામાં વચ્ચેના ગંભીર બનાવોમાંથી બને તેટલાનાં લીલામય રૂપ સાધવામાં ખાસ ઔચિત્ય પણ દેખીતું છે.

તુરત જ કલ્યાણીની નજર જતાં તે પુત્રીના મુખમાથી બની તેટલી ગોળી કહાડી તો નાંખે છે, તથાપિ ફુલ જેવી બાળકી પાંચપંદર મિનિટમાં બેહોશ થઇને પડે છે, અને કલ્યાણીને લાગે છે કે એ હવે નહીં ઉગરે,

મરી જવાની. અને સ્વપ્ને બતાવેલો માર્ગ જ સાચો છે એમ મહેન્દ્રને કહેતી કહેતી પોતે પણ, મહેન્દ્ર જોતો રહે છે ને ઝેરની એક ગોળી ચટ ગળી જાય છે.

**મહેન્દ્ર** ઉપર જાણે વીજળી પડી. તે દિઙ્મૂઢ થઇ ગયો. તે છાતીફાટ રોવા લાગ્યો. પણ કલ્યાણી તો એની પગરજ માથે ચ્હડાવતી એટલું જ બોલી કે પ્રભો, ક્ષમા કરજો, હું જાઉં છું અને આ પણ બેત્રણવાર બોલી ન બોલીને તે તો **हरे मुरारे** જપતી જપતી બેશુદ્ધ થવા લાગી. **મહેન્દ્ર** પણ પુત્રી અને પત્નીને વળગી રહેલો **हरे मुरारे** જ જપવા લાગ્યો અને માથે તડકો તપતો જ ગયો દરેક ક્ષણ આમ કાળ જેવી જાય છે ત્યાં **સત્યાનન્દ** આવી ચ્હડયા, અને તે પણ **हरे मुरारे** ના જપમાં સાથી થયા

ત્યાં થોડી વાર થઇને સીપાઇ જમાદાર આવી લાગ્યા, રાતે થયેલી લૂટના ચોરડાકૂઓને પકડવા તેમણે **મહેન્દ્ર** અને **સત્યાનન્દ**ને પકડયા બાંધ્યા અને બનેને તેઓ જિલ્લાની રાજધાનિમાં ખેંચી ગયા કલ્યાણીનું શબ જેવુ શરીર અને પાસે **સુકુમારી** પડયાં રહ્યાં, પણ રસ્તે જતાં જતાં **સત્યાનન્દે** ભજન કરવાને બ્હાને સંતાનોને સંભળાવી દીધું·

**धीरसमीरे तटिनीतीरे वसति वने वरनारी ।**
**मा कुरु धनुर्धर गमनविलम्बन मतिविधुरा.**
**सुकुमारी ॥**

ધીરસમીરે તટિની તીરે વસતિ વને કલ્યાણી,
મા કુરુ રે સંતાન વિલમ્બન મતિવિધુરા
સુકુમારી.

૪

જીવાનન્દ આ સંદેશ સાંભળે છે, નદી કાંઠે કાંઠે આવી સુકુમારીને ઉપાડી પોતાની બ્હેન નિમિને ત્યાં જઇને સોંપે છે. ત્યાં આપણને એની વહુ શાન્તિનો પ્રથમ પરિચય થાય છે, અને તેનો આખો વિચિત્ર ઇતિહાસ પણ ધીરે ધીરે જાણવામાં આવે છે.

ભવાનન્દ આ સંદેશ સાંભળે છે, મુઘલ અમીરનો વેશ સજી ઘોડે બેસી નીકળી પડે છે, પણ રસ્તે "વરનારી" કલ્યાણીનું શબવત્ શરીર પડેલું જોતાં, પાસે પડેલી ઝેરની શીશી પણ જોતાં, અટકે છે, જંગલમાંથી પાંદડા લાવીને તેનો રસ કલ્યાણીને ગળે ઉતારી દે છે. વિષ તુરત ઉતરી જાય છે, એટલે ભવાનન્દ તેને ઘોડા ઉપર જ સાથે લઇને શહેરમાં તેને એક સુરક્ષિત જગાએ રાખે છે. સાંઝ પડતાં તો સેંકડો સંતાનો શહેરમાં આવી લાગે છે. તેમના ધસારા આગળ અધિકારીઓ મુંઝાઇ જાય છે, અને સંતાનો મુસ્લિમોને મારતા ઝૂડતા લૂટતા અને તોબા પોકરાવતા-કેદખાનું તોડીને સત્યાનન્દ તથા મહેન્દ્રને પાછા લઇ જાય છે. પરન્તુ ઘણા સંતાનો મુખ્ય કાર્ય પતી ગયા પછી વધારે નિરંકુશ બની રાંકડી પ્રજાને રંજાડતા હોય છે ત્યાં પરગણાનું લશ્કર તોપ સાથે ચ્હડી આવે છે, અને સંતા-

નોને મરતાં ધવાતાં ઊભી પૂછડીએ ભાગી જવું પડે છે.

**જી**વાનન્દ **ભ**વાનન્દ **ધી**રાનન્દ સંતાનોમાં મુખ્ય છે, તેઓ પણ આ ફટકાથી મુંઝાય છે મઠમાં **સ**ત્યાનન્દ તેમને ધીરા પાડે છે પોતાની વિશાળ યોજના તેમને જણાવે છે. શસ્ત્રાસ્ત્ર સામે શસ્ત્રાસ્ત્ર જોઇયે, તોપો સામે તોપો જોઇયે. એક સુરક્ષિત કિલ્લો જોઇયે **મ**હેન્દ્રસિંહ જમીનદારને આજે રાતે દીક્ષા આપીને હુ નીકળી પડું છું. જુદે જુદે સ્થલેથી જોઇતા કારીગરો અને સાહિત્ય સરંજામ મોકલાવીશ. તે વડે **મ**હેન્દ્રની જમીનદારીમા જ ગઢ, તોપો, શસ્ત્રાસ્ત્ર, દારૂગોળો, તમામ બનાવીશું અને જમાવીશું. એ બધું થઇ જાય ત્યાં લગી માથું ઊંચું ન કરવું: આપણું અત્યારે છે તેજ સમાલીને આપણા દુર્ગમ સ્થાનમાં પડ્યા રહેવું.

**ક**લ્યાણીને ઉગારી છે એ વાત **ભ**વાનન્દે સત્યાનન્દથી પણ છૂપાવી છે. (**સ**ત્યાનન્દને પોતાના વ્યવસાયમાંથી પાછા વળતાંજ આ **હ**કીકત જાણવામાં આવે છે) એટલે અત્યારે તો **સ**ત્યાનન્દ **મ**હેન્દ્રને એટલુંજ કહી શકે છે, "સુકુમારી ઊગરી છે અને સુરક્ષિત છે. **પ્ર**ભુએ આટલું સામે જોયું તેથી સંતોષ માનો: કયાં છે તે ન જાણવું જ ઉત્તમ કે વ્રતપાલનમાં પૂરેપૂરું ચિત્તચોટે વ્રત પુરું થયે પાછો મેળાપ થઇ શકશે, એમ શ્રદ્ધાપૂર્વક માનીને દીક્ષા લ્યો અને **મા**ના સંતાન બનો."

**જી**વાનન્દ **નિ**મિને ઘેરથી જાય છે અને રાત પડે

છે એટલે **શાન્તિ** પણ ચોટલો કાપી દાઢી મૂછ લગાવી ભગવાં સજીને નીકળી પડે છે, સંતાનના વેશમાં મઠમાં આવી ચ્હડે છે, અને વ્રત લેવા માગે છે. **સત્યાનન્દ** તેનો વેશ કળી જાય છે, પરંતુ તેનું બ્રહ્મચર્ય અને તેની દૃઢતા જોઇને તેને સ્વીકારે છે. **મહેન્દ્રસિંહ** અને આ **શાન્તિ** પોતાને **નવીનાનન્દ** કહેવડાવે છે તે એને સાથે દીક્ષા આપીને **સત્યાનન્દ** નીકળી પડે છે.

ઈ. સ. ૧૭૭૩ની સાલ દરમિયાન વસ્તી ઘટી ગઇ છે. ઘણાં ગામડાં ઉખડી ગયાં છે. વાઘ, વરૂ, હાથી, શિયાળ નાગ વધી પડ્યા છે. મુસ્લિમ અમલ સામે બેદિલી બહુ જોરમાં ઊછળે છે. **વિષ્ણુપૂજા** અને હિંદુ-આચારપાલન આ **આનન્દવન** અને **આનન્દમઠ**માંજ નિર્ભયપણે પ્રવર્તે છે. વળી ત્યાં ખાવાપીવાનું સુખ છે, કારખાનાં ધમધોકાર ચાલી રહ્યાં છે, ચણતરો ચણાયાં જાય છે, વખતોવખત નવાબી લશ્કરની ન્હાની ટુકડીઓ ઉપર છાપા મારવામાં આવે છે તે ફાવી જાય છે, રેઢાં ગામોમાં મુસ્લિમોને લૂટવા રંજાડવાનું પણ આકર્ષણ છે; અને સંતાનો વધતાજ ગયા છે. શસ્ત્રાસ્ત્ર, કવાયત, આદિ પણ ખીલ્યાં છે, તથા કિલ્લો અને તોપો પણ થઇ ગયાં છે, જો કે મુસ્લિમ અધિકારીઓને તેની જાણ પણ પડેલી નથી. સંતાનોના ઉપદ્રવથી મુસ્લિમ નવાબની નવાબી બંગાળના મોટા ભાગમાં આમ નામનીજ થઇ રહી છે, અને આખરે કંપની સરકારને બાજી પોતાના હાથમા

લેવાની ફરજ પડે છે. હેસ્ટિંગ્સ (W Hastings) કેપ્ટન ટૉમસ (Captain Thomas)ને લશ્કર સાથે મોકલે છે.

આ બાજુએ સત્યાનન્દ પાછા આવી ગયા છે, તો ભવાનન્દ કોઇ સ્ત્રીના પ્રેમ માટે તલસે છે. જો કે તેણી એને સાંભળતીજ નથી, ધીરાનન્દને ખબર પડી ગઇ છે, અને એ સ્ત્રી તે કલ્યાણી (જેને ભવાનન્દેજ ઊગારેલી) એમ સત્યાનન્દ પણ જાણી ગયા છે. રાતે ચાંદનીમાં દશ હજાર સંતાનોનું દળ ભેગું થાય છે, તેને સત્યાનન્દ ખુશ-ખબર આપે છે કે આપણા ગઢમાંથી આપણું તોપખાનું નીકળી ચૂક્યું છે અને તે આવી પહોંચતાં ટૉમસના લશ્કર ઉપર પડીશું. પરતુ ટૉમસજ ધાર્યા કરતાં વ્હેલો ધસી આવે છે અને સૂર્યોદય પ્હેલાં યુદ્ધ શરુ થઇ જાય છે. સંતાનોની સંખ્યા ઘણી મોટી છે પણ તેમની પાસે તોપો નથી, ટૉમસનું લશ્કર બહુ ન્હાનુ છે, પણ તેની પાસે તોપોનું જોર છે. આ યુદ્ધના વારાફેરા વર્ણવવામાં કર્તા હદ કરે છે. ટૉમસે સંતાનોનો ખોરફૂટોજ કરવાના લોભમાં એક ભૂલ કરી. મદમાં છકીને તેણે તોપો પાસે બહુ થોડાં માણસ રાખ્યાં લશ્કરમાનો મોટો ભાગ બાજુ-એથી હલ્લા કરવાને જુદો પાડી દીધો. આથી થયું એમ કે મ ણિયા સતાનોના હાથમા એક તોપ આવી ગઇ. તે વડે એમણે પુલ ઉપરનો માર્ગ પોતાને કબ્જે રાખ્યો અને સતાનોની પોતાની તોપો આવી પ્હોંચતાં કંપની,

ારતી સેનાનો જ ધાણ નીકળી ગયો. આ મોટી જીતના
। સંતાનોના બે સેનાપતિ જીવાનન્દ અને ભવાનન્દને છે;
તુ તેમાં ભવાનન્દ પોતે ખપી જાય છે. વ્રતભંગના
. માટેનું પ્રાયશ્ચિત્ત પૂરેપૂરું ચુકવીને એ સ્વર્ગે
ાવે છે.

વળી આ જીતથી સત્યાનન્દને એટલી કાર્યસિદ્ધિના
નંદ અને ઉલ્લાસ થવા જોઇએ પરંતુ નીકળી પડે છે
ો ઉલટું. મોટી જીત થવાથી સંતાનોમાંનો મોટો ભાગ
ો જાય છે, છેક કલકત્તા લગી કેર બર્તાવી મુકે છે.
તે સત્યાનન્દ આને માટે નવો શો ઉપાય ચિંતવે છે,
હેંદ્રસિંહને હિંદુ રાજા લેખે રાજ્યાભિષેક કરવાની તેની
રણા છે કે બીજી, એ કૈં જાણવાને અવસર જ મળતો
ી, કેમકે જીત થઇ, તે જ રાતે સત્યાનન્દને સહસા
ા પોતાના ગુરુ દર્શન દે છે, અને આજ્ઞા કરે છે કે
મસ કર્તવ્યકર્મની માળા લગભગ આવી ખૂટી છે,
ામાંથી નિવૃત્ત થા." સત્યાનન્દને આ ઉપરથી આભ
ટ્યા જેવું વસમું લાગે છે, તથાપિ ગુરુ તે ગુરુ, આજ્ઞા
આજ્ઞા. નિવૃત્ત થઇ જવા માટે તે મહા મહેનતે માઘ
ર્ણિમા લગીની મેહતલ માગી લે છે.

માઘ પૂર્ણિમના મેળા માટે સંતાનો ખૂબ ભરાયા.
. પ્હેલાં કંપની સરકારે બાતમી મેળવી લીધી હતી અને
ાની સેના તૈયાર કરી હતી તેના નાયક મેજર એડવર્ડસે
Major Edwards) મેળાનો લાભ લઇને તે જ ટાણે

મહેન્દ્રસિંહનો કિલ્લો તોપખાનું સરંજામ અને સાથે સંતાનો બધાનો નાશ કરવાનો બેત રચ્યો પરંતુ આ વખતે પણ સંતાનોએ કંપનીની સેના કાપી નાખી. આગલા યુદ્ધમાં જેમ ભવાનન્દ માર્યો ગયો તેમ આ વધારે ખૂન-રેજીભર્યા રણમાં જીવાનન્દ પણ અનેકાનેક જખમોથી વીંધાઇને શબના મોટા ઢગલા તળે પડયો. પરંતુ કર્તા એને આમ મુવેલો વર્ણવીને તેને પાછો સજીવન કરે છે અત્ય-ત્યાસત ઘવાઇને પડયો અને મુવો અને એણે એ પ્રમાણે પોતાનું પ્રાયશ્ચિત્ત પૂર્ણ કર્યું. શાન્તિ–નવીનાનન્દ–એના શબને ઢુંઢવા આવે છે તેને એ ઘણી વાર લગી જડતું પણ નથી. અને જે આચરણ પરમ્પરાને માટે જીવાનન્દને પ્રાયશ્ચિત કરવાની ફરજ પ્રાપ્ત થાય, તે જ આચરણ પરમ્પરા શાન્તિને માટે પણ વ્રતભંગની પરમ્પરા જ ગણાય, અને પુરુષ રણને મોખરે ખપી જવાનું પ્રાયશ્ચિત કરે, તો સ્ત્રી તેના શબને ખોળામાં લઇ સતી થઇને પ્રાયશ્ચિત કરીને વ્રતભંગના પાપમાંથી નિવૃત્ત થાય. કોઇ પણ યુરો-પીય કલાકારને હાથે આ વસ્તુનો અંત આવો જ કોઈ આવત, એમા પણ શક નથી પરંતુ આપણે ઊર્મિલ (sentimental સેન્ટિમેન્ટલ) જેટલા વધારે તેટલા કલા-નિયમનમાંથી પણ છટકી જનારા વધારે. કર્તા બીજો જ અંત આણે છે શાન્તિ શોધીશોધીને હારી જવામાં છે, ત્યાં કોઇ આવી ચ્હડે છે. અનેકાનેક શબના ઢગલા તળે પડેલો જીવાનન્દનો દેહ એ તેને શોધી આપે છે, પછી

આમાંય હજી જીવ છે એમ એ જ શાન્તિને આશા આપે છે. અને એ શીંગડાને તળાવને કાંઠે આણી અનેકાનેક ઘા હતા તે ધોઇ નાખીને એ જ ચમત્કાર-પુરુષ ધાએ ધાએ પાંદડાંનો રસ સીંચે છે, તેથી આ પૂર્ણિમાની રાત દરમિયાન જીવાનન્દ એક ઊંડો શ્વાસ ખેંચીને પાછો બેઠો થાય છે. અને શાન્તિ અને જીવાનન્દનું જોડું જેવું આ જીવિતદાન દેનાર ચમત્કાર-પુરુષને પ્રણામ કરવા જાય છે, તેવો તે એમનાં ચર્મચક્ષુને અદૃશ્ય થઇ જાય છે.

જીવાનન્દે આમ પ્રાયશ્ચિત પૂરેપૂરું કર્યું ગે ખરું અને તે જીવ્યો ગે ખરો. શું બાકીનાં વર્ષ ગૃહસ્થાશ્રમમાં ગાળવાને ? જીવાનન્દ એટલો શુદ્ધ થયો છે કે તેને એ વાસના જ નથી થતી. એ તો કહે છે, હું મુવો નથી તો મ્હારું પ્રાયશ્ચિત પણ અધૂરું રહે છે જે મ્હારે અધૂરું નથી રાખવું. હું પાછો સંતાનો સાથે–પ્રતિજ્ઞા પ્રમાણે--યુદ્ધે ચ્હડીશ અને દેહ પાડીશ. પણ શાન્તિ કહે છે, ના. આ નવા દેહે નવેસર પ્રતિજ્ઞા લ્યો તો જ એ ધર્મ ત્હમને પાછો ચોટે. સંતાનો ત્હમને મુવા અને યશસ્વી થઇ ગયા જ ગણે છે અને ગણશે. ચાલો આપણે અહીંથી આ સ્થાન અને આ વાતાવરણ અને એના વિકટ ધર્મોમાંથી ખસી જ જઇયે. તીર્થયાત્રા કરીશું. હિમાલય જઇને ઠરીશું. નવા ભવે, નવા ધર્મ, કેવા તે તો આ ક્ષણે શું સમઝાય –ધીરે ધીરે સમઝાશે એની મેળે. અને સમઝાશે તેવા પળાશે. બાકી ગૃહસ્થાશ્રમની તો મ્હને પણ વાસના

સમૂળગી નથી. આજ લગી બ્રહ્મચર્ય દુખેકષ્ટે પાળી-પાળીને તે હવે જ્યારે આપણી પ્રકૃતિ જ થઇ ગયુ છે, ત્યારે બ્રહ્મચર્ય પાળતાં પાળતાં જ સહધર્માચરણ કરીશું. કર્તાએ આ દમ્પતિનો પોતાના વસ્તુમાં જે અંત યોજ્યો છે તેનો પૂરેપૂરો અને શુદ્ધ આશય આ એકને એ રુચે, બીજાને ન રુચે, કોઇને એમાં કલાનું સૂક્ષ્મ ઔચિત્ય લાગે, કોઇને એ ન જ બેસે, એ પ્રમાણે મતભેદ તો, મ્હને લાગે છે કે રહેવાના. અને વળી આ નવલમાં જો કોઇ નાયક–નાયિકા છે, તો તે **જી**વાનન્દ અને **શા**ન્તિ જ છે, એટલે આ અંશનુ વિશેષ મહત્ત્વ હોવાથી, તેને વિષે મતામતિમાં ઊતરી પડિયે તે પ્હેલાં એનુ વાસ્તવ (real રીયલ) સ્વરૂપ કેવું છે તે પ્રથમ બનતી ચોખ્ખવટે જોઇ લઇયે તો સારું, એટલા માટે આટલું લંબાણ કર્યું છે.

**ક**લ્યાણી અને **મ**હેન્દ્રસિંહ અને સુકુમારી પાછા મળે છે અને આ વિપત્તિનાં વર્ષો વીતી જતા કંપની બહાદૂરના છત્ર તળે તેઓ–નવલનાં પાત્રો મટી જઇ, સામાન્ય સ્ત્રીપુરુષોનો જેમ બાકીના આયુષ્ય ગાળે છે. રાજા થઇશ તો? એવો વિચાર **મ**હેન્દ્રના ચિદાકાશમાં સ્ફુરે એવો, અથવા સ્ફુરે તો પણ તે એને મોહિત કરે અને લલચાવે એવો એ માણસ જ હતો નહી, એ તો **મા**ની સેવા અને કૌટુમ્બિક જીવનનો શાંત પ્રવાહ એ બે વસ્તુ જ પ્રીછતો હતો, **મા**ની સેવા એણે અવધિપર્યન્તની જ સ્વીકારેલી હતી તે અવધિ આવી ગયો હતો, અને

કૌટુમ્બિક જીવનના શાંત પ્રવાહમાં જ એને મન સર્વસ્વ હતુઃ એટલે એ ત્રણેના અંતમાં પાત્રાલેખન, કલા, કે રસની દૃષ્ટિએ કશી ન્યૂનતા જણાતી નથી.

આપણો ચમત્કાર-પુરુષ જીવાનન્દ અને શાન્તિ આગળથી અદૃશ્ય થઇને સીધો સત્યાનન્દના મઠમાં આવ્યો, કેમ કે એ જ સત્યાનન્દનો ગુરુ હતો અને માઘ પૂર્ણિમાના વાયદા પ્રમાણે એને આવી ચ્હડવાનું જ હતું. સત્યાનન્દે તેને સવાલ કર્યોઃ

"આવા મોટા વિજયની ક્ષણમાં જ આપ મ્હને આ ધર્મ કાર્યમાંથી નિવૃત થવાની આજ્ઞા કરો છો, તેનો શો ભેદ વારુ ?"

ગુરુ કહેઃ "મુસ્લિમોના જુલ્મી અધર્મી અમલના ધ્વંસ માટે અનિવાર્ય હતી ત્યાંલગી હિંસા અને લડાઇઓ ધર્મ્ય હતી. પરંતુ હવે યુગ બદલાયો છે અને લડાઇઓ અને હિંસા નિષ્કારણ અર્થાત્ અધર્મ્ય બની છે."

સત્યાનન્દઃ "હિંદુ રાજ્ય હજી તો સ્થાપવાનું આખું યે બાકી છે."

ગુરુ : "હિંદુ રાજ્ય અત્યારે ગમે તેટલી હિંસા કરશો અને જીતો મેળવશો તથાપિ સ્થપાવાનું નથી ત્હમારા હાથ અપવિત્ર છે. ત્હમે લૂટફાટ ચોરી આદિ વડે સત્તા મેળવી અને જમાવી છે. એ પ્રમાણે ઊભી થતી પાપમૂલક સત્તા પાંચપંદર વિજયો મેળવી પણ જાય, આખરે તો અવશ્ય ભાગી જ પડે. સત્તાની ગાદી ઉપરથી મુસ્લિમો તો ચ્યુત થઇ ગયા છે. એ ગાદી ખાલી પડેલી છે એમ પણ નથી.

ઇંગ્રેજો ગાદીએ બેસી ચૂક્યા છે વળી ઇંગ્રેજો મ્લેચ્છ છે, મુસ્લિમોથી અભિન્ન છે, એ ત્હમારો ભ્રમ મોટામાં મોટો છે. એમને હાથે જ સનાતન ધર્મનો પુનરુદ્ધાર લખાયેલો છે બીજા કોઇને હાથે એ શક્ય ન હોવાથી જ આ નવો ઇંગ્રેજોનો યુગ બેઠો છે ઇંગ્રેજો શત્રુ છે જ નહી એ જ ધર્મના અને માના સાચા મિત્ર છે"

એમ કહીને ગુરુએ **સત્યાનન્દનો** હાથ ઝાલ્યો. અને નવલને સમાપ્ત કરતા કર્તા લખે છે.

"આ કોણે કોનો હાથ ઝાલ્યો ? જ્ઞાને આવીને ભક્તિનો, ધર્મે આવીને કર્મનો, વિસર્જને પ્રત્યક્ષ થઇને પ્રતિષ્ઠાનો હાથ સાહ્યોઃ કલ્યાણીએ આવીને શાંતિનો હાથ સાહ્યો. એ સત્યાનન્દ તે શાતિ એ મહાપુરુષ તે કલ્યાણી સત્યાનન્દ તે પ્રતિષ્ઠા અને એના ગુરુ તે વિસર્જન વિસર્જન આવીને પ્રતિષ્ઠાને લઇ નીકળ્યો **ॐ शान्ति. शान्तिः शान्तिः**"

## ૫

'આનન્દમઠ' નવલ પ્રકટ થઇ ત્યારથી આજ લગીમાં તેની ઘણી ટીકાઓ થઇ છે. ન્હાનીમોટી ટીકાઓનો શુમાર જ રહ્યો નથી. **वन्दे मातरम्** ગીતની ભાષાથી માંડીને તેના કર્ણકટુતાથી આરંભીને 'આનન્દમઠ'માના પાત્રેપાત્રના નિરૂપણ વિશે તથા તેમાંના ઘણાખરા બનાવ વિશે ટીકાઓ થઇ છે **वन्दे मातरम्** ગીતમાં એકથી વધારે પંક્તિ કર્ણકટુ છે જ ગીત એટલે વિચાર-ભાવની જમાવટ આછી; ત્યારે આમા તે જાડા ગાલી-

ચામાં ઊનના તતુ જેટલા ઘટ્ટ ખચ્યા છે. અને એ ગીતની ભાષા નથી સંસ્કૃત ને નથી બંગાળી. પરંતુ આ મોટા દોષો ય એ ગીતનો અદ્‌ભુત દિગ્વિજય જરા ગે મોળો નથી રાખી શક્યા એ પણ જાહેર છે.

બીજી ટીકાઓમાંની ઘણી ગેરસમઝથી ઉત્પન્ન થવા પામી છે, અને ઉપર ટીકાને અથવા ચર્ચાને છેક ગૌણુ રાખીને જે સાર આપવામાં આવ્યો છે, તે એટલી સંભાળથી લખવામાં આવ્યો છે, કે તેને વળગીને નવલને વાંચવામાં આવતાં ઘણીખરી ગેરસમજો ઊઠતાંમાં જ શમી જશે.

બાકીની ટીકાઓ વિષે મ્હારું દૃષ્ટિબિંદુ એવું છે કે પાત્રાલેખ્યન અગર વસ્તુમાંની વિગતોને વળગીને કરવામાં આવતી ટીકાઓ આ નવલનું સાચુ રૂપ ન સમજે તેને જ વત્તીઓછી વજનદાર લાગે. 'આનન્દમઠ' ભાવનામય કલ્પનાની જ ગૂંથણી છે. વાસ્તવિક વિધાન (realistic construction રીયલિસ્ટિક કનસ્ટ્રક્શન ) ના નિયમો આને લાગુ જ નથી. કર્તાએ સર્જેલા વિયત્ (atmosphere એટમોસ્ફીયર ) માં કર્તાએ ચ્હડાવેલો પતંગ દૂર દૂર ઊડીને ઊંચે આંખોને ચોંટાડી રાખતો ઠરે છે કે કેમ, એ જ આવી કલાકૃતિમાં પ્રમાણ છે. વળી વાચકના બુદ્ધિ હૃદય અને કલ્પના રૂપ નેત્રને આમ કર્તા ઊંચે જે પતંગ ઉપર ચોંટાડવામાં આવો અદ્‌ભુત વિજય સાધે છે, તે પતંગ પોતે એટલા ઊંડા ઊંડા ઘેરા અનુરાગને પાત્ર

છે ખરો? સ્પષ્ટ છે કે આ નવલમાં કર્તાએ જે રચ્યું છે તે તમામ આશયપૂર્વક રચ્યું છેઃ કેવલ સૌંદર્ય નિરૂપણ કે કલાવિધાનથી ભિન્ન એવા આશયની ખાતર. અને એ આશય એક જ છેઃ દેશભક્તિ જગાડવાનો; કુટુમ્બ સ્નેહ તુચ્છ વસ્તુ છે એવું અન્યાય્ય નિરૂપણ કર્યા વગર; દેશભક્તિ જાતે જ પરમ ધર્મ છે જેને નામે પાપોનાં પાપ પણ પુણ્ય બની જાય, એવું અવિચારી થૂંક એક છાંટો પણ ઉગાડ્યા વગર. અને આ આશય વિશે નો ફિલસુફી કે નીતિફિલસુફીની ચર્ચા હોય કલાફિલસુફીને એ વિશે કશુ કહેવાનું હોય જ નહીં

વળી સામાન્ય રીતે જે વિજય ગણાય તેમાંથી એ વિજયને જ કારણ બનાવીને સત્યાનન્દ કને તેની લીલા સમેટાવી લેવી, એ રૂપના અંતવિધાનમાં અપૂર્વતા કહીને ઓળખાવવી પડે એટલી બધી નવીનતા છે, તથાપિ આવું અંતવિધાન કૃતિનો રસ જાળવીને તેને સફલો આપે છે એમ ભાગ્યે કહી શકાય. આવા અંતવિધાનનો ખુલાસો વા સાચો અર્થ ઉપર જણાવેલા આશયનો કોઇ આવશ્યક અંશ સાધી આપવાને માટે એવી યોજનાજ અનિવાર્ય, એવા કોઇ રૂપનો જ હોઇ શકે. માત્ર કલાદૃષ્ટિએ આવો કોયડો કદિ નહી ઉકલે.

આ નવલને ઐતિહાસિક કહેવામાં આવે છે તેમાં ગે તથ્યાંશ એવો સરખો જ છે, સન્યાસીઓના ટોળાં છોકરાછોકરીઓને ઉપાડી જવાનો જાણે ધંધો જ કરતાં;

ઓઓ છેક થોડી એવા સંધની સંખ્યા આ રીતે જ બની રહેતી. આવી ભરતીમાંથી કોઇ વિરલ છોકરી **શાંતિ** જેવી પણ કેળવાઇ આવે એ અસમ્ભવિત વસ્તુ નથી. ત્યારે **શાંતિ**નું નિરૂપણ, ભયંકર દુકાળ, ચોતર્ફ અવ્યવસ્થા, સન્યાસી ટોળાંઓના ઉપદ્રવ એટલે સુધી વધી ગયેલા કે કંપની સરકારની બે ન્હાની સેનાઓને પણ તેમણે આ વર્ષોમાં કાપી નાખેલી, એટલી જ ઐતિહાસિક છાંટ આ નવલના વસ્તુમાં છે. પરંતુ મુખ્ય વસ્તુ સત્યાનંદના સન્યાસી ઝુંડ જેવા ઉચ્ચાશયી ઝુંડનું નિરૂપણ છે; અને એવાં ઉચ્ચાશયી ઝુંડો પણ આ કાળે હતાં વા સંભવિત તો ગણી શકાય, એવો દાવો કરવાને લેશ પણ પુરાવો આને ઐતિહાસિક નવલમાં ગણનાર કોઇ વિવેચક બતાવી શક્યો નથી, એટલે આખી રચના ભાવનામય અદ્‌ભુતકથા (idealistic romance આઇડીયલિસ્ટિક રોમાન્સ)ની છે. રચના આશયપ્રેરિત (with a purpose ઉ-વિથ એ પર્પઝ) છે એ લક્ષણ પણ ઐતિહાસિક કરતાં અદ્‌ભુતકથાને વધારે અનુકૂલ છે.

આ કૃતિ ઇતિહાસના પાયા ઉપર રચાયલી નથી એટલું જ નહીં પણ એ તો ઇતિહાસમૂલકને બદલે ઇતિહાસસર્જક નીવડેલી છે. લૉર્ડ લિટન (Lytton)ના અમલના આરંભમાં એ લખાઇ. કૉન્ગ્રેસ (I N. Congress) પણ ત્યારે જન્મી ન હતી. હ્યૂમ (A. O. Hume) હજી આઇ. સી. એસ. (I. C. S.)માંથી

નિવૃત્ત થયા ન હતા- દેશભક્તિ, દેશાનુરાગ, કે તે કાળનો શબ્દ વાપરિયે તો સ્વદેશાભિમાન નવુંસવું જ હતું. રાજા **રા**મમોહનરાયના સમયથી બીજ નખાયલું તે હજી બહુ ધીમે ધીમે ખીલતું ફાલતુ હતું. અને એ સ્વદેશાભિમાન હજી આખા **ભાર**તને માટે ઐક્યભાવના અને સપના રૂપનું હતુ.* એવે સમયે આવી ઊંચી ઊંડી ગાઢ ભક્તિ જેવી અસ્મિતાનો હૃદયને ભીંજવે અને કલ્પનાને ઉત્તેજે એવો બોધ, તથા એ અસ્મિતાના લાયક પાત્ર લેખે **ભ**રતખંડને ઠેકાણે માભોમ **બં**ગાળનો જ જપ, આ પુસ્તકનાં વિલક્ષણ અને સર્જક તત્ત્વો છે, અને તે જ આ નવલને પ્રજાના **માનસને** યોગ્ય વલણ આપનારા એક ઐતિહાસિક બલ (force ફોર્સ)નું ગૌરવ અર્પી રહ્યાં છે. લૉર્ડ કર્ઝને (Curzon) **બં**ગાળના બે ભાગ કરી દરેક ભાગને તેમાની બંગાળી પ્રજાના કરતાં મોટી સંખ્યાવાળા બીજા લોકોના પ્રાંતો સાથે ભેળવી દીધો, અને

---

* **वंदे मातरम्** ગીત **બં**કિમચંદ્રે 'આનન્દમઠ' લખતાં પૂર્વે લખી રાખેલું. આ બીજ ઉગાડી શકાય એવો સમય અને એવા બનાવ મળી આવતાં નવલ રચાઇ.

'જય જય ગરવી ગૂજરાત' ૧૮૭૩ થી થોડુંક જ વ્હેલું લખાયેલું. **બં**ગાળામાં જેમ **બં**કિમની દેશભક્તિ તેમ ગુજરાતમાં **ન**ર્મદની અપવાદ રૂપ જ હતી. 'જય જય ગરવી ગુજરાત' ગજવનારા ગુજરાતીઓ ૧૯૦૫ પ્હેલાં બહુ જ થોડા.

તુરત બંકિમચંદ્રે વાવી રાખેલાં આ બીજ કેટલાં બલવાન હતા, ઊગી નીકળીને અજાણ્યાંજ કેટલાં સજડ થઇ ગયાં હતા તે જણાઇ આવ્યું. **वन्दे मातरम्** ગીત રાત અને દિવસ કંઠે કંઠમાં ગાજી રહ્યું, અને હિન્દે પણ તેમાં સૂર પૂર્યો. તે ક્ષણથી એ ગીત ગવાતુંજ રહ્યું, નિરંતર ગવાઇ રહ્યું, બંગાળી પ્રજાના આગ્રહના સૂર ફેલાવતું રહ્યું, ઇ. સ. ૧૯૧૨ માં શહેનશાહે એ વિભાગો રદ જણાવીને આખી બંગાળી પ્રજાના ઐક્યની પાછી એક ધ્રુલાકામાં પ્રતિષ્ઠા કરી ત્યાં લગી. એક માત્ર નવલનો આ પ્રકારનો વિજય થાય, તે એનો ન્હાનોસૂનો વિજય નાજ ગણાય. આ પ્રમાણે જે વિરલ ચોપડી આખી પ્રજાની પ્રિય ચોપડી લેખે સ્થપાય, તેમાં કલાદોષો હોય તેની તર્ફ એ પ્રજા આત્મીય જનના દોષો તર્ફ આપણે સૌ જોઇએ છિયે એવી મીઠી નજરેજ જુવે.

ત્યારે એ સમય દરમિયાન જે નિરંકુશ આઇનદ્રોહી (anarchist એનાર્કિસ્ટ) પાક્યા હતા, જેમણે નિર્દોષોનાં ખૂન કર્યાં હતા, અને જેમનાં કેટલાંક ગુપ્ત ટોળાઓમાં આ નવલ ભગવદ્ગીતાની સાથે નિત્ય પાઠ માટે વપરાતી પણ હતી,–તે સર્વ દૌરાત્મ્ય અને પાપી વલણ ઉપજાવવાનો પોટલો થોડો પણ આ ચોપડીને માથે આવે ખરો? આવો સવાલ કુદરતી છે, પરંતુ એ સવાલમાંજ તેનો સાચો જવાબ સમાયલો છે. ભગવદ્ગીતાને માથે એવો આરોપ આવી શકે, તેટલો જ આને માથે,

એટલે કે એવો આરોપ નિર્મૂલ અને હીચકારોજ જ ગણાય. નવલમા ઠેકાણે ઠેકાણે કર્તાએ પોતાની રચનાનો આવો અનર્થ કોઇ કરી જ ન શકે તેને સારુ સ્પષ્ટ લખેલું જોવામાં આવશે, અને આમાં કોઇ કોઇ, સ્થાન એવાં પણ છે કે ત્યાં કલાદોષ થઇ જાય છે તેની દરકાર પણ બાજુએ રાખીને કર્તાએ સ્પષ્ટતા સાધી છે. વળી અજબ જેવી અગમચેતીથી કર્તાએ પ્હેલી જ આવૃત્તિની પ્રસ્તાવનાના ચાર વાક્યમા પણ એક આ લખેલુ છે:

**समाज-विप्लव अनेक समयेइ आत्मपीडन मात्र; विद्रोहीरा आत्मघाती.**

અથવા આને અગમચેતી કહેવામા પણ આપણે કર્તાને અજાણતા અન્યાય કરિયે છિયે કર્તાના આશયનું એમણે નિર્ધારેલું સ્વરૂપ જ એવું હતું કે તેમાંથી આવો અનર્થ પ્રથમથી અને દૃઢતાપૂર્વક એમણે બહિષ્કૃત ગણેલો.

એટલે આવા આરોપના ખંડન માટે બંગાળી વિવેચકોએ કર્તાનાં 'ભારતકલંક,' 'ભારતવર્ષની સ્વાધીનતા અને પરાધીનતા,' 'કમલાકાન્તનુ દફ્તર' આદિ નિબંધો અને લખાણોમાથી અનેક અવતરણો ટાંકી બતાવ્યાં છે, તે અહીં સભારવાની જરૂર પણ જણાતી નથી

અને છેવટ, આ નવલની બીજી નવલોની સાથે એક વા બીજી દૃષ્ટિએ સરખામણી ઘણા બંગાળી લેખકોએ કરેલી છે, જેમાથી કલારસિક વાચનારને કેટલુંક સુંદર અને નાજુક સૂચન મળે એવું છે. પરંતુ બંકિમ-

## પ્રકરણ ૧ લું.

ઈ. સ. ૧૭૬૯ ના ઉનાળામાં એક દિવસ પદ્મચિન્હ ગામ ગરમીના ઉકળાટથી ધગધગી રહ્યું હતું. ગામમાં ઘર હતાં, પણ વસતી નહોતી. બજારમાં પુષ્કળ દુકાનો હતી, હાટની જગાએ ઘણુંયે છાપરાં હતાં, મહોલ્લે મહોલ્લે સેંકડો મકાનો હતાં ને તેમાં કોઇક કોઇક તો નાની મોટી હવેલીઓ હતી. પણ આજે સઘળું શાંત હતું. બજારમાં દુકાનો બંધ હતી; દુકાનદારો કોણ જાણે ક્યાંક નાસી ગયા હતા! આજે હાટનો વાર હતો છતાં હાટ ભરાયો ન હતો. ભિખારીઓને ભીખ માંગવા નીકળવાનો આજે અવસર હતો પણ તેમનામાંથી એકેય નજરે ન્હોતો પડતો. વણકરો શાળ સમેટી ઘરને ખુણે અને વેપારીઓ વેપાર ભૂલી બાળ બચ્ચાંને ખોળામાં લઈ આંસુ સારી રહ્યા હતા, દાનેશ્વરીઓ દાન દેતા અટકી ગયા હતા; અરે મહેતાજીઓ

ભણાવવાનું ભૂલી ગયા હતા; અરે બચ્ચાંઓથી રડવાની પણ હિંમત થતી નહોતી! રાજમાર્ગ ઉપર લોકોની આવજા થતી ન હતી; સરોવર સ્નાન કરનારા વગરનું સૂનું હતું; ઘરનાં આંગણાં ઉજ્જડ દીસતાં હતાં; ઝાડ પક્ષીસૂનાં જણાતાં હતાં; ગોશાલાઓ ગાય વગરની—ખાલીખમ લાગતી હતી; સ્મશાનમાં માત્ર શિયાળ કૂતરાંઓનો સાદ સંભળાતો હતો. એક મોટી હવેલીનું ઉંચું છાપરૂં દૂરથી દેખાતું હતું—જંગલમાં સૂનાં ઘરની વચ્ચે પર્વતના શિખર સમું તે દીપતું હતું. તેની શોભા પણ કાંઇક અજબજ ભાસતી હતી ઘરનાં બારણા બંધ હતાં—તેમાં ચલીઉં સરખું પણ નજરે પડતું ન હતું. સઘળું ચૂપાચુપ અને સૂમસામ!—અરે, પવનને પેંસવું પણ ત્યાં ભારે થઇ પડે એમ હતું. ખરે બપોરે ઘેરો અન્ધકાર ઘરની અંદર છવાઇ રહ્યો હતો. એ અન્ધકારમાં મધરાતે ખીલેલાં પુષ્પનાં જોડકાં સમાં એક દંપતી કાંઇક મસલત ચલાવી રહ્યાં હતાં. તેમના હૃદયનાં અંધકારની પણ અવધિ ન હતી.

૧૭૬૭ની સાલે સારી ફસલ ઉતરી નહિ; તેથીજ ૧૭૬૮ ના વર્ષમા મોંઘવારી સખ્ત વધી ગઇ—લોકોને ભયંકર કષ્ટ વેઠવું પડ્યું. પરંતુ રાજ્યના અમલદારોએ તો મહેસુલ એકદમ વધારી

દીધું. એ મહેસુલના વધારાને લીધે બીચારી ગરીબ પ્રજા દહાડામાં માંડમાંડ એકવાર ખાવાનું ખાઇ ગુજરાન કરવા લાગી. ૧૭૬૮ના વરસમાં ચોમાસામાં વરસાદ સારો થયો. લોકોએ ધાર્યું, આખરે ઇશ્વરે કૃપા કરી ખરી. ભરવાડ ખુશખુશાલ થઈ ખેતરમાં ગાવા લાગ્યા. ખેડૂતની સ્ત્રીઓ રૂપાનાં ઘરેણાં ઘડાવવાને પોતાના પતિદેવને પજવવા લાગી. એવામાં આસો માસમાં ઈશ્વર એકાએક રૂઠયો. આસો કાર્તિકમાં વરસાદનો છાંટો સરખો પણ જણાયો નહિ. ખેતરમાંહેનું સઘળું અનાજ સૂકાઇને ખડ જેવું થઇ ગયું. જે એકાદ બે ખેતરમાં પાક ઉતર્યો હતો, તે ખેતરોને અમલદાર વર્ગે પોતાના સિપાઇ સપરાંઓને ખાતર ખરીદી લીધાં. પરિણામે લોકોને ખાવાનું કશુંય રહ્યું નહિ. પહેલાં એક દિવસના કડાકા કર્યા, ત્યાર બાદ બીજી સાંજ અડધા પેટે મંગળવાર કરીને ગરીબ પ્રજા ગાળવા લાગી. પછી બે દિવસના અપવાસ કરવા માંડ્યા. ચૈત્ર માસની ફસલ સુદ્ધાં લોકોના ઉપયોગમાં આવી શકે નહિ. પરંતુ મહમદ રેઝાખાનને મહેસુલ ઉઘરાવવાનો તડાકો પડેલો હોવાથી, તેણે ધાર્યું કે મારે ઘીકેળા કરવાની મઝા પડશે. મહેસુલમાં એકદમ દશ રૂપીયાનો વધારો કરી દેવામા આવ્યો. બંગાળામાં સર્વત્ર ભારે કોલાહલ મચી રહ્યો.

લોકોએ પ્રથમ ભિક્ષા ઉપર રહેવા માંડયું-પણ ભીખના હાલ્લાં કયાં લગી શીકે ચઢી શકે ?—એટલે પાછા અપવાસ કરવા માંડયા. ત્યાર બાદ રોગના ભોગ થઇ પટકાવા લાગ્યા. ગાય વેચી નાંખી, હળ વગેરે ખેતીનાં ઓજાર વેચી સાટી કંદમૂળ પર ગુજરાન કરવા લાગ્યા. ખેતરપાદર, ઘરબાર વગેરે મિલ્કત કાઢી નાંખી. ત્યાર બાદ માણસો વેચવા લાગ્યાં. પછી બાળકોને વેચવા માંડ્યાં ત્યાર બાદ પત્ની સુદ્ધાં વેચી નાંખતાં ડર્યાં નહિ. પણ એ બૈરાં, છોકરાં, સ્ત્રી વગેરેને પણ કોણ કયાં સુધી ખરીદે ? સઘળાજ દેવાદાર —લ્હેણદાર કોઇ મળે નહિ. ખરીદવાની શક્તિનો અભાવ; પરંતુ સર્વની વેચવાનીજ દાનત ! ખાવાનાં સાંસાં પડતાં લોકો ઝાડનાં પાંદડાં ખાવા લાગ્યાં. ઘાસ ખાઇને પેટ ભરવા લાગ્યાં. બીજા કેટલાક જંગલી લોકો કૂતરાં બીલાડાં ઉંદરને સુદ્ધાં પેટમાં પધરાવવા લાગ્યા. ઘણાયે નાસી છૂટયા. જેઓ મુઠ્ઠી વાળીને નાઠા તેઓ પરદેશ જઇ ભૂખનાં દુઃખને લીધે મરણ-શરણ થયા. જેમણે નાસભાગ કરી નહતી, તેઓ ખાવાનું ખાઇને અગર કડાકા વેઠી રોગના ભોગ થઈ પ્રાણત્યાગ કરવા લાગ્યા.

રોગચાળો ફાટી નીકળ્યો—તાવ, ઉલટી, ક્ષય, સૈયડ પૂર બહારમાં માણવા લાગ્યાં. ખાસ કરીને

સૈયડનો ઝપાટો જબરો હતો. લોકો સૈયડથી મરવા લાગ્યા. કોણ કોને પાણી પાય ?—કોણ કોની માવજત કરે ? કોઈ કોઇની ખબર લેતું નહિ, કોઇ કોઇને મળતું નહિ. મરણ પછી પણ કોઈ કોઇને મદદ કરતુ નહિ સૈયડનાં દર્શન થતાં વારને ઘરનાં સઘગાંજ માણસો પોતાના મોહા સગાંનો બહિષ્કાર કરીને અગીયારા ગણી જતાં.

મહેન્દ્રસિંહ પદચ્ચિન્હ ગામમાં ભારે શ્રીમંત ગણાતો—પણ ગરીબ તાલેવંતની આજે એક દશા હતી આ દુઃખદાયક આફતના વખતમાં રોગના ઝપાટામા સપડતાં તેનાં પોતીકા સગાંવહાલાં, દાસ દાસી વગેરે સઘળાજ નાસી છૂટયા હતાં. કેટલાંક મરી પરવાર્યાં હતા, કેટલાંક પલાયન કરી ગયાં હતાં. મોટા પરિવારમાંથી અત્યારે ફક્ત તેની સ્ત્રી, પોતે જાતે અને એક બાળક કન્યાજ રહ્યા હતા.

તેની સ્ત્રી કલ્યાણીએ ચિન્તાને તજી, તબેલામાં જઇ જાતેજ ગાય દોહી. પછી દુધ ગરમ કરી, છોકરીને તેમાંથી થોડુંક પીવડાવીને, ગાયને ઘાસચારો વગેરે નાંખવાને ગઇ. તે ત્યાંથી પાછી ફરતાં મહેન્દ્રે કહ્યું:—" આમ કેટલાક દિવસ નીભશે ? "

કલ્યાણી બોલી:—" બહુ દિવસ તો નહિજ. જેટલા દિવસ ગાડું ગબડશે તેટલા દિવસ નીભાવી

લઇશું, નહિતર પછી તમે નોકરી લઇને શહેર તરફ જતા રહેજો."

મહેન્દ્ર કહેવા લાગ્યો:—"શહેરમાંજ જવાનું હોય તો પછી તને આમ શામાટે દુઃખી કરવી ચાલને, અત્યારેજ જઇએ."

ત્યાર બાદ બન્ને જણાં કાંઇ કાંઇ તર્કવિતર્ક કરવા લાગ્યાં.

કલ્યાણી:—"શહેરમાં ગયાથી ખાસ લાભ શો થશે?"

મહેન્દ્ર:—"આ સ્થાન કેવું ઉજ્જડ થઇ ગયું છે, જીંદગીનાં રક્ષણનો એકે ઉપાય સૂઝતો નથી."

કલ્યાણી:—"મુરશિદાબાદ, કાસિમબજાર અગર કલકત્તા જવાથી જીંદગીનું રક્ષણ થઇ શકશે. આ જગ્યાને રામરામ કર્યા વગર ચાલે તેમ નથી."

મહેન્દ્ર બોલ્યો:—"વંશપરંપરાથી આ મકાન અઢળક ધન સંપત્તિથી ભરપૂર છે, તે સઘળું ચોરો લૂંટી જશે."

કલ્યાણી:—"લૂંટાવુંજ સર્જીત હશે, તો આપણે બે જણાં તે શી રીતે ખાળી શકીશું? જીવતા રહેવા નહિ પામીએ તો પછી દ્રવ્યનો ઉપભોગ શી રીતે કરી શકીશું? ચાલો, અત્યારેજ બધું ઠીકઠીક કરીને કુચ કરી જઇએ. જીવતા રહીશું તો પાછા આવીને બધું વાપરીશું. મહેન્દ્રે

શંકા દર્શાવતાં કહ્યું:—"પણ તારાથી પગ રસ્તે ચાલી શકાશે ખરૂં ? નોકર ચાકરો તો બધા મરી પરવાર્યા છે, ઘોડો છે તો ગાડીવાન નથી, ગાડીવાન છે તો ઘોડા નથી ?"

કલ્યાણીએ પ્રત્યુત્તર વાળ્યો:—"મારાથી ચાલી શકાશે. કોઇ વાતે ચિન્તા કરશો નહિ." કલ્યાણીએ મન સાથે નક્કી કર્યું કે એમ કરતાં ભોગજોગે રસ્તામાંજ રામ રમી ગયા તોયે આ બે જીવો તો ઉગરશેને ?

બીજે દિવસે સ્હવારના પ્હોરમાં બન્ને જણાં સાથે થોડાક પૈસાટકા રાખી, ઘરમાં સઘળે તાળાં દઇ ઢોરઢાંખરને છૂટાં મૂકી દઇ, બાળક કન્યાને લઇને રાજધાની તરફ જવાને નીકળી પડયાં. બહાર નીકળતાં નીકળતાં મહેન્દ્ર બોલી ઉઠયો, "રસ્તો ઘણો વિકટ છે. ડગલે ને પગલે ચોર, લૂટારા, ધાડપાડુઓ મળી આવ્યા વિના રહેતા નથી; એકલા ખાલી હાથે જવું ઉચિત નથી." એમ કહી મહેન્દ્ર પાછો ઘરમાં જઇ બન્દૂક લઇ આવ્યો.

તે જોઇ કલ્યાણી કહેવા લાગી:—"હથિયારની વાત ઠીક યાદ દેવડાવી. તમે એક વાર લ્યો આ છોકરીને; હું પણ જઇને હથિયાર લઇ આવું." એટલું બોલી મહેન્દ્રને છોકરી આપીને, કલ્યાણી ઘરમાં ગઇ.

મહેન્દ્ર મનમાં બોલ્યો:—"એને વળી અત્યારે કેવુંક હથિયાર જોઈએ છે ?"

કલ્યાણીએ બહાર આવી ઝેરની એક નાનકડી શીશી વસ્ત્રની અંદર સંતાડી દીધી. દુઃખના દિવસોમાં ખપ લાગશે, એમ ધારીને કલ્યાણીએ પ્રથમથીજ તેની જોગવાઇ કરી રાખી હતી.

જેઠ મહિનો ચાલતો હતો. ભયંકર તાપથી પૃથ્વી સઘળી બળી રહી હતી. વાયુ લૂનો અંગાર વરસાવી રહ્યો હતો. ભઠ્ઠીમાં પડેલા તાંબાના પતરાંની જેમ આકાશ બધુંય ધગધગી રહ્યું હતું. અરે, રસ્તાની ધૂળ પણ અગ્નિના તણખાની પેઠે દઝાડતી હતી. કલ્યાણી ઘામથી અકળાવા લાગી. ઘડીકમાં બાવળના ઝાડ નીચે તો ઘડીકમાં ખજૂરી હેઠળ વિશ્રાન્તિ લઇ, તળાવડીનું શુષ્ક કાદવમય જળપાન કરી મહાકષ્ટે તે રસ્તો કાપવા લાગી. છોકરી સોંપી હતી મહેન્દ્રના હાથમાં—થોડી થોડી વારે મહેન્દ્ર છોકરીને પવન નાંખતો-વળી પાછાં બન્ને જણાં ઘટાદાર શામળાં રંગબેરંગી પત્રોથી શોભી રહેલાં સુગંધિદાર પુષ્પોથી મ્હેકી રહેલાં, વેલાઓથી વીંટળાઈ રહેલા વૃક્ષની છાયામાં બેસી અવારનવાર આરામ લેતાં. કલ્યાણીની સહનશીલતા જોઇને મહેન્દ્ર વિસ્મય પામ્યો. પરસેવે પરસેવે નાહી જતા મહેન્દ્રે પાસેના ઝરામાંથી થોડુંક પાણી લાવી,

પોતાનાં તેમજ કલ્યાણીનાં મુખ, હાથ, પગ, કપાળ વગેરે પ્રદેશ પર સિંચન કર્યું.

કલ્યાણીને કાંઇક કળ વળી ખરી, પરંતુ બન્ને જણાં ક્ષુધાથી આકુળવ્યાકુળ થવા લાગ્યાં. તે પણ જેમ તેમ ચલાવી લેવાય, પરંતુ નાની બાળકીથી શી રીતે ભૂખ તરસ વેઠી શકાય? એથી તેઓ દુઃખે પાપે આગળ વધવા લાગ્યાં. ધગધગતો તાપ વટાવી, સમી સાંજ પહેલાં તેઓ એક ગામડા આગળ આવી પહોંચ્યાં. મહેન્દ્રે મનમાંજ મોતીના ચોક પૂર્યા હતા કે ગામમાં દાખલ થતાં વારને સ્ત્રી તેમજ કન્યાને શીતલ જલપાન કરાવાશે; પ્રાણની રક્ષાને કાજે ભોજનની પણ કાંઇક વ્યવસ્થા કરી શકાશે. પરંતુ ધાર્યું હતું શું, ને થયું શું? ગામમાં તો કોઇ કરતાં કોઇ મળેજ નહિ. મોટાં મોટાં ઘરોજ ફક્ત નજરે પડતાં હતાં, વસ્તી સઘળી ભાગી ગઇ હતી. આમ તેમ તપાસ કરી મહેન્દ્રે આખરે પુત્રી તથા પત્નીને એકા ઘરની અંદર સૂવાડયાં. બહાર નીકળી મોટે મોટે સાદે હાક પાડવા લાગ્યો. પણ જવાબ કશોય મળ્યો નહિ. ત્યારે મહેન્દ્રે કલ્યાણીને કહ્યું, "તુ જરીક ખામોશ રાખી, થોડીક વાર અહિં પડી રહેજે; જોઉ છું, ઇશ્વર કૃપાથી, કોઇ ઠેકાણેથી ગાય મળી આવે તો થોડુંક દૂધ લઇ આવું છું." એમ કહી

મહેન્દ્ર મનમાં બોલ્યો:—" એને વળી અત્યારે કેવુંક હથિયાર જોઈએ છે ?"

કલ્યાણીએ બહાર આવી ઝેરની એક નાનકડી શીશી વસ્ત્રની અંદર સંતાડી દીધી. દુઃખના દિવસોમાં ખપ લાગશે, એમ ધારીને કલ્યાણીએ પ્રથમથીજ તેની જોગવાઇ કરી રાખી હતી.

જેઠ મહિનો ચાલતો હતો. ભયંકર તાપથી પૃથ્વી સઘળી બળી રહી હતી. વાયુ લૂનો અંગાર વરસાવી રહ્યો હતો. ભઠ્ઠીમાં પડેલા તાંબાના પતરાંની જેમ આકાશ બધુંય ધગધગી રહ્યું હતું. અરે, રસ્તાની ધૂળ પણ અગ્નિના તણખાની પેઠે દઝાડતી હતી. કલ્યાણી ઘામથી અકળાવા લાગી. ઘડીકમા બાવળના ઝાડ નીચે તો ઘડીકમાં ખજૂરી હેઠળ વિશ્રાન્તિ લઇ, તળાવડીનું શુષ્ક કાદવમય જળપાન કરી મહાકષ્ટે તે રસ્તો કાપવા લાગી. છોકરી સોંપી હતી મહેન્દ્રના હાથમાં—થોડી થોડી વારે મહેન્દ્ર છોકરીને પવન નાંખતો–વળી પાછાં બન્ને જણાં ઘટાદાર શામળાં રંગબેરંગી પત્રોથી શોભી રહેલાં સુગંધિદાર પુષ્પોથી મ્હેકી રહેલાં, વેલાઓથી વીંટળાઈ રહેલા વૃક્ષની છાયામાં બેસી અવારનવાર આરામ લેતા. કલ્યાણીની સહનશીલતા જોઇને મહેન્દ્ર વિસ્મય પામ્યો. પરસેવે પરસેવે નાહી જતા મહેન્દ્રે પાસેના ઝરામાંથી થોડુંક પાણી લાવી,

પોતાનાં તેમજ કલ્યાણીનાં મુખ, હાથ, પગ, કપાળ વગેરે પ્રદેશ પર સિંચન કર્યું.

કલ્યાણીને કાંઇક કળ વળી ખરી, પરંતુ બન્ને જણાં ક્ષુધાથી આકુળવ્યાકુળ થવા લાગ્યાં. તે પણ જેમ તેમ ચલાવી લેવાય, પરંતુ નાની બાળકીથી શી રીતે ભૂખ તરસ વેઠી શકાય? એથી તેઓ દુઃખે પાપે આગળ વધવા લાગ્યાં. ધગધગતો તાપ વટાવી, સમી સાંજ પહેલાં તેઓ એક ગામડા આગળ આવી પહોંચ્યાં. મહેન્દ્રે મનમાંજ મોતીના ચોક પૂર્યા હતા કે ગામમાં દાખલ થતાં વારને સ્ત્રી તેમજ કન્યાને શીતલ જલપાન કરાવાશે; પ્રાણની રક્ષાને કાજે ભોજનની પણ કાંઇક વ્યવસ્થા કરી શકાશે. પરંતુ ધાર્યું હતું શુ, ને થયું શું? ગામમાં તો કોઇ કરતાં કોઇ મળેજ નહિ. મોટાં મોટાં ઘરોજ ફકત નજરે પડતાં હતાં, વસ્તી સઘળી ભાગી ગઇ હતી. આમ તેમ તપાસ કરી મહેન્દ્રે આખરે પુત્રી તથા પત્નીને એકા ઘરની અંદર સૂવાડયાં. બહાર નીકળી મોટે મોટે સાદે હાક પાડવા લાગ્યો. પણ જવાબ કશોય મળ્યો નહિ. ત્યારે મહેન્દ્રે કલ્યાણીને કહ્યું, "તુ જરીક ખામોશ રાખી, થોડીક વાર અહિં પડી રહેજે; જોઉ છું, ઇશ્વર કૃપાથી, કોઇ ઠેકાણેથી ગાય મળી આવે તો થોડુંક દૂધ લઇ આવું છું." એમ કહી

માટીનુ વાસણ હાથમાં લઇ મહેન્દ્ર બહાર નીકળી પડયો.

માટીનાં વાસણનો ત્યાં તોટો ન હતો.



## પ્રકરણ ૨ જું.

મહેન્દ્ર ચાલ્યો ગયો. નગરનાં ખાવા ધાય એવાં બીહામણાં સ્થાનમાં-અંધારી કોટડીમાં -એકલી અટૂલી પડી જતાં, કલ્યાણી પોતાની બાળકીને લઇને ચોતરફ તપાસ કરવા મંડી-બીચારી ભયથી છળી મરતી હતી. કોઇ કરતાં કોઇ મળે નહિ. માણુસનો અવાજ સરખો કાને પડી શકતો નહતો. કેવળ શિયાળ કૂતરાંનોજ સાદ સંભળાતો હતો. ધણીને જવા દીધા બદલ તે પસ્તાવા લાગી 'જવા નહિ દીધા હત તો સારૂં થાત, ભૂખ તરસ તો સહુ એની મેળે વેઠી લેવાત.' તરતજ વિચાર સ્પુર્યો કે ચારે બાજુનાં બારણાં વાસીને બેસું તો કેવું સારૂં ! પરંતુ એકેય બારણાંને આગળ સાંકળ હોય તો અડકાવાયને ? આમ ચોમેર બારીક તપાસ કરતાં સામેનાં બારણાં આગળ કાંઇક ઓળા જેવું જણાયું. આકાર દેખાતો હતો માણસના જેવો, પણ બરાબર માણુસ જ છે એમ ચોકકસ સમજી

શકાતું ન હતું. અતિશય સૂકીસડાક, ઝપુંઝપું થઈ ગએલી કાળી મેશ, નાગી નચરંગ ને કાગળના સિપાઇ જેવી બિહામણી આકૃતિ આવીને બારણામાં ખડી થઈ. થોડીકવાર પછી તેજ છાયા સમી આકૃતિનો હાથ એકાએક ઉંચો થયો—કેવળ હાડકાં અને ચામડાંનાં હાડપિંજર જેવા હાથની તેવીજ તાતાંતરડી આંગળી જાણે કાંઈક ઇશારત કરતી હોય એમ ભાસ્યું. ભયથી કલ્યાણીના હોઠ સૂકાવા લાગ્યા. તેજ ક્ષણે એવીજ એક બીજી છાયા-સૂકી સડાક, કાળીમેશ, નવસ્રી અને લાંબા સોટા જેવી—પહેલી છાયાની પાસે આવીને ઉભી રહી. વળી પાછી બીજી એક આવી, વળી ત્રીજી આવી. એમ એક પછી એક ધીરે ધીરે ચૂપચાપ ત્યાં આકૃતિઓ ઉભરાવા લાગી. અંધારી ઓરડી મધરાતના સ્મશાન સમી ભયંકર જણાવા લાગી-જોતજોતામાં તેજ પ્રેતસમી મૂર્ત્તિઓ કલ્યાણી અને તેની કન્યાની આસપાસ વિંટળાઇ વળી. કલ્યાણી મૂર્ચ્છા ખાઇને ઢળી પડી. ભૂતાવળાં જેવાં કાળા બલ્લક માણસો તેજ ક્ષણે કલ્યાણી તથા તેની બાળકીને ઉપાડીને જે નાઠા તે ખેતર પાર થઇ જંગલમાં આવીને ઉભા રહ્યા.

થોડીકવારમાં માટીની લોટીમાં દૂધ લઇને મહેન્દ્ર ત્યાં આવી પહોંચ્યો. આવીને જુએ છે તો

ઘરમાં કોઇ નથી. આમતેમ શોધી વળ્યો. કન્યાનું નામ દઇને અને આખરે અકળાઈને વૈરીનું નામ દઇ બૂમાબૂમ કરવા લાગ્યો. પણ ઉત્તર કોણ આપે ? કાંઇ કરતાં કાંઇ પત્તો લાગ્યો નહિ.



## પ્રકરણ ૩ જું

લૂંટારા ભૂતાવળાં જે વનમાં કલ્યાણીને લઇ આવ્યા હતા, તે વન ઘણું રમણીય હતું. તેમાં અજવાળું નહોતું, તેમજ તેની શોભાને નીરખે એવી આંખ સરખી પણ નહોતી. દરિદ્રના હૃદયમાં છુપાએલા સૌંદર્યની પેઠે તે વનનુ સૌંદર્ય પણ અદૃષ્ટજ રહ્યું રતું. દેશમાં ભલે ખાવાને ખોરાક ના હોય, પરંતુ એ વન સુવાસિત પુષ્પોની સમૃદ્ધિથી ભરપૂર હતું. અને એ સુગધ એવી ઉગ્ર હતી કે જડ અંધકારને પણ તેનાથી પ્રકાશ પૂરો પડતો હોવાનો ભાસ થતો હતો. સુકોમલ પુષ્પથી આચ્છાદિત થએલી લીલોતરી પર ભૂતાવળાંએ કલ્યાણી અને તેની કન્યાને લાવીને નાંખ્યાં. પોતે તેમની આસપાસ ચોકી કરતા હોય તેમ બેઠાં. પછી એ શિકારને શી રીતે ઇન્સાફ આપવો, તેની ભાંજગડમાં તેઓ પડયા. કલ્યાણી પાસે જે કાંઇ ઘરેણાં

હતાં તે પહેલીજ તકે તેમણે કબજે કરી લીધાં હતાં. એક ટોળું લૂંટના ભાગ પાડવાની ગડમથલ કરી રહ્યું હતું. ઘરેણાં વગેરેની વહેંચણી થયા બાદ ભૂતાવળામાંહેનો એક કહેવા લાગ્યો:—"આપણે આ સોનાંરૂપાંને લઈને શું કરવું છે? એક ઘરેણાંના બદલામાં મુઠીભર ચોખા મને આજે મળ્યા; ભૂખે જીવ જાય છે—માનશો; આજે એકલાં ઝાડનાં પાંદડાં ખાઇને રહ્યો છું." એક જણે આમ કહ્યું એટલે બીજા બધાજ ટાપસી પૂરતાં કલકલાણ કરીને કકળી ઉઠયાં: "ચોખા લાવો ચોખા, ભૂખે જીવ નીકળી જાય છે, નથી જોઇતાં અમારે સોનાં રૂપાં." ભૂતાવળાંનો સરદાર તેમને ટાઢા પાડવા લાગ્યો, પણ કોઇએ તેને ગણકાર્યો નહિ. જોતજોતામાં મામલો ભયંકર થઇ પડયો. સાધારણ શોરબકોર પરથી ગાળાગાળી પર ઉતરી પડયા. વાત વીફરી. મારામારીની તૈયારી થઇ રહી. પોતપોતાના ભાગમાં જે જે ઘરેણાં આવ્યાં હતાં, તેનાથી દરેક જણુ પોતાના સરદારની અચ્છી રીતે પૂજા કરવા લાગ્યું. સરદારે એકાદ બેને ઠોકયા. એટલે બધાજ એકતુંબે થઇ તેનો બોરકૂટો કરવા મંડયા. સરદાર ભૂખના દુઃખે જીવતો મૂઆ જેવો—કાગળના સિપાઇ સમો દીસતો હતો, એકાદ બે ઝપાટામાંજ તે પટકાઇને

જમીન પર પડયો અને જોત જોતાંમાં તેના રામ રમી ગયા. ભૂતાવળાંમાંહેનો ભૂખ્યા વરૂ જેવો ખાવાનો તલપાપડ થઈ રહેલો એક અડબંગ બોલી ઉઠયોઃ–" શિયાળ કૂતરાંનાં માંસ ખાઇ ખાઇને થાકયા, ભૂખે જીવ જતો રહે છે, આવો ભાઈ! આજે આ મુડદાનેજ આરોગીએ." એટલે સઘળાજ "જયકાલી" નો ગગનભેદી નાદ ગજાવતા બરાડી ઉઠયાઃ— "પ્રણામ્ કાલી! આજે નવું મનુષ્યનું માંસ ખાઇશું." અને એ ગર્જનાને આ કાળી બહ્લક પ્રેતસમી મૂર્તિઓ ખડખડ હાસ્ય અને તાળીઓના ગડગડાટથી વધાવી લેવા લાગી અને અંધકારમાં નાચવા કૂદવા મંડી. સરદારનાં શબને અગ્નિદાહ કરવાને એકાદ જણ દેવતા સળગાવવાની ખટપટ કરવા લાગ્યો. જ્યાં ત્યાંથી સૂકું ઘાસ, કરાંઠી, લાકડાં વગેરે બળતણ ભેગું કરી, ચકમકથી દેવતા પાડીને ભડકો કર્યો. ચિતાના પ્રકાશમાં પાસેનાં આંબા જાબુડી, ફણસ, તાડ, આમલી અને ખજૂરીનાં ઝાડ સ્પષ્ટ દેખાવા લાગ્યાં; કોઇ કોઇ સ્થળે અગ્નિના પ્રકાશમાં ઘાસ ઉજળું ફૂલક જેવું જણાવા લાગ્યું; કોઇક સ્થાન પરનું અંધારૂં વધારે ઘેરૂં થઇ ગયુ. ચિતા ભડભડાટ સળગી એટલે એક જણ પેલાં મુડદાંને પગ વડે ઘસડી લઇ આવ્યો, અને ચિતામાં પધરાવવાની તજવીજમાંજ હતો, એટલામાં તેમ-

નામાંથી એક બોલી ઉઠયો, "રાખો, રાખો, રહેવા દો. આજે સરસ માંસની ઉજાણી કરીનેજ તાજા થવું હોય, તો આ સૂકાસડાક ઘરડા ઘુવડનું ગોજું માંસ શું કામ ખાવું જોઇએ? આજે તો જે શિકાર આપણે લૂંટી લાવ્યા છીએ, તેનુંજ ભક્ષણ કરીશું. આવો એ નાજુક બાળાનેજ શેકીને ખાઇ જઇએ." બીજો કહેવા લાગ્યો:—"જેમ કરવું હોય તેમ કરો, ભાઇઓ! પણ હવે ભૂખ્યા નથી રહેવાતું." તે ઉપરથી જે જગાએ કલ્યાણી તથા એની કન્યાને લાવીને સૂવાડયાં હતાં તે જગ્યાએ બધા દોડી ગયા. જઇને જુએ છે, તો તે જગ્યા ખાલીખમ છે. કન્યાએ નથી અને તેની માતાયે નથી ભૂતાવળાં માંહોમાંહ્ય ઝગડો કરી રહ્યાના સારો લાગ જોઇ કલ્યાણી, દીકરીને એકદમ ઉંચકીને, તેના મુખમાં સ્તન આપીને, જીવ લઇ નાસી છૂટી હતી. શિકાર ભાગી ગયો છે, એવું જાણવા વારને બધાંય ભૂતાવળાં "મારો, મારો" કરતા ચારે દિશા તરફ છૂટયાં. ફાડી ખાનારાં ઝનુની પશુ સમીજ તેઓની સ્થિતિ હતી.



**પ્રકરણ ૪ થું.**

અંધારા ઘોર વનમાં કલ્યાણીને કયાંઇ રસ્તો સૂઝતો નહોતો. વૃક્ષ, વેલા અને કાંટાના મોટા મોટા ઢગમાં કોઇ પણ સ્થળે પગથી જણાતી ન હતી. તેમાં અંધારૂં કહે કે મારૂં કામ. કલ્યાણી કાંટા ભાંગતી ભાંગતી મહા મુશીબતે વનમાં પ્રવેશ કરવા લાગી. બીચારીના પગમાં કાંટા ભચોભચ વાગવા લાગ્યા. બાપડી ડૂસકાં ભરી ભરીને રડવા લાગી. તે સાંભળીને પેલાં ભૂતાવળાં કિલકિલાટ કરવા લાગ્યાં. આમ લોહીથી નીગળતી કલ્યાણી વનની અંદર પ્રવેશ કરી રહી હતી. થોડીકવાર રહીને ચન્દ્રમા ઉગ્યો. અત્યાર લગી કલ્યાણીને મન નિરાંત હતી કે, અંધારામાં આ ભૂતાવળાં મને દેખી શકશે નહિ; આમ તેમ ફાંફાં મારીને નિરાશ થઇ પાછા ફરશે. પરંતુ ચન્દ્રના ઉદયથી એ આશા પણ નિરાશામાં પલટાઇ ગઇ. જોતજોતાંમાં ચન્દ્રમા પ્રકાશે આખા વનને અજવાળી દીધું—વનની અંદરના અન્ધકારનો ઉજાશ થઇ ગયો. જેમ જેમ ચન્દ્ર ઉંચે ચઢતો ગયો, તેમ તેમ ચાંદની બધે ફેલાવા લાગી. અંધારૂં સઘળુંજ વનના ગર્ભમાં સંતાઈ જતું હોય, એમ ભાસવા લાગ્યું. છોકરીને લઇને લ[illegible] છુપાતી કલ્[illegible] [illegible]ક સ્થળે [illegible]ાઈ

જવાનો લાગ શોધવા લાગી. તે વખતે ભૂતાવળાં વધુ અને વધુ કીકીયારી પાડતા ચોતરફથી છુટી આવવા લાગ્યા. એટલે નાઉમેદ થઇ, કલ્યાણીએ નાસભાગ કરવાની ચેષ્ટા કરી નહિ. એક વિશાળ વૃક્ષ હેઠળ કાંટા વગરની ઘાસવાળી હરિયાળી જમીન ઉપર બેસી, કન્યાને ખોળામાં સૂવાડી માત્ર આમ પોકાર કરવા લાગી:—"ક્યાં છો તમે? 'નમું છું વંદું છું વિમળમુખ સ્વામી જગત્‌ના.' આ વનની અંદર પણ તમારી કૃપા થકીજ પ્રવેશ કરવા પામી છું. ક્યાં છો તમે, હે મધુસૂદન!" એ વખતે ભય વડે, ભક્તિના આવેશભર્યા જુસ્સાથી તેમજ ભૂખતરસના બોજાથી કલ્યાણી ધીરે ધીરે બાહ્યજ્ઞાનશૂન્ય થઇ અન્તરમાં અનેરો દિવ્ય પ્રકાશ પથરાઈ રહેતાં અન્તરિક્ષમાં થતું સ્વર્ગીય ગાયન સાંભળવા લાગી:—

"હરે મુરારે મધુકૈટભારે!
ગોપાલ ગોવિન્દ મુકુન્દ શૌરે!
હરે મુરારે મધુકૈટભારે!"

કલ્યાણીએ નાનપણમાં પુરાણ વગેરેમાં સાંભળ્યું હતું કે, દેવર્ષિ નારદ હાથમાં વીણા લઈ, હરિ નામનાં ગુણગાન કરતા કરતા આકાશ માર્ગે થઈને, પૃથ્વી પર કોઈક વાર ઉતરી આવે છે; એજ

કલ્પના તેના મનમાં આ વખતે જાગ્રત થઈ. મનો રાજ્યમાં કલ્પનાસૃષ્ટિમાં એને તેજ ઉજળી ફટ્ટક કાયાવાળા, ઉજળા કેશ, ધોળી મૂછ, સફેદ કપડાંવાળા પ્રચંડ શરીરધારી મહામુનિ હાથમાં વીણા લઈને ચન્દ્રના પ્રકાશથી ઉજ્જવલ થએલા ભૂરા આકાશ માર્ગને વિષે ગાયન કરતા જણાયા :—“ હરે મુરારે મધુકૈટભારે ! ”

ધીમે ધીમે ગાયન વધારે નજીકમાં આવવા લાગ્યું અને પહેલાં કરતાંયે વધારે સ્પષ્ટ સભળાવા લાગ્યું:—

“ હરે મુરારે મધુકૈટભારે ! ”

પછી એથી પણ વધારે નજીક અને વધારે સ્પષ્ટ:—

“ હરે મુરારે મધુકૈટભારે ! ”

છેવટે કલ્યાણીના માથા ઉપરની સઘળી વૃક્ષલતાઓ પડઘા પાડીને ગાવા લાગી:—

“ હરે મુરારે મધુકૈટભારે ! ”

કલ્યાણીએ તેજ ક્ષણે આંખો મીંચી દીધી. આ શો ચમત્કાર ? વનના અંધકારથી મિશ્રિત થએલી દૃષ્ટિ ચન્દ્રપ્રકાશમાં માંડતાં તેજ ઉજળી દેહ, ઉજળા કેશ, સફેદ મૂછ અને કપડાં વાળી ઋષિની મૂર્ત્તિ સામે જણાય છે ! કલ્યાણીએ શ્રદ્ધાભક્તિથી પ્રણામ કરવાનો વિચાર કર્યો પરંતુ

તે પ્રણામ કરી શકી નહિ, માથુ ઉંચું કરવા જતાં એકાએક અચેતન થઇ જમીન પર ઢળી પડી.



## પ્રકરણ ૫ મું.

એ વનમાં એક વિશાળ સ્થળમાં પત્થરનો બાંધેલો એક જગી મઠ આવેલો હતો. પ્રાચીન ઈતિહાસનું સંશોધન કરનારાઓ જોતાંવારને કહી શકે કે અસલના વારામાં એ બૌદ્ધોનો વિહાર હોવો જોઇએ. પાછળથી સનાતની હિન્દુઓએ એને પોતાનો મઠ બનાવ્યો હતો. મઠને બે માળ હતા, મધ્યમાં ઘણાં દેવાલયો તેમજ સામી બાજુએ નાટ્યમન્દિર હતું. એ બધાયની આસપાસ વાડ આવી રહી હતી, અને બહારની બાજુએ ઝાડના ઝુંડની ઝાઝી ઝાડી એવી ઝુકી રહી હતી કે દિવસના વખતે પણ બહારથી જોનારાને કોણ ક્યાં છે, તેનો કશો પત્તો લાગે નહિ. મઠ ઘણી જગ્યાએથી ભાંગી ગયો હતો, છતાં ઉપલકીયા દૃષ્ટિથી જોનારને તે તરતનો સમરાવેલો હોય એમજ જણાતું. એ મઠના તરફ જોતાં વારને સમજાઇ જતું કે આ વિશાળ દુર્ભેદ્ય વનની અંદર મનુષ્યો વસે છે. એ મઠની એક ઓરડીમાં એક મોટો અગ્નિ

બળતો હતો; એ ઓરડીમાં પ્રવેશ કરી કલ્યાણી જરાક સાવચેત થઇ જુએ છે, તો તેજ ઉજળી ફક્કડ દેહવાળા અને ઉજળાં કપડાંવાળા મહાત્મા સામે વિરાજમાન થઈ રહ્યા છે! આશ્ચર્યચકિત થઈ કલ્યાણી તેમની સામે જોઇ રહી. તેને કોઇ વાતનું સ્મરણ રહ્યું નહતું. ત્યારે તે મહાપુરૂપ કહેવા લાગ્યાઃ–"મા! હુ દેવતાનો સેવક છુ, કોઇ વાતની શંકા કરશો નહિ. થોડુક દૂધ છે તે પીઓ, પછી હું તમારી સાથે વાતચીત કરીશ."

કલ્યાણી પહેલાં તો કશુ સમજી શકી નહિ ત્યાર બાદ થોડીક વાર રહીને તેનું મન કાઇક શાન્ત થતાં, ગળા પરનો છેડો કાંઇક સંકોરીને તેણે એ મહાત્માને પ્રણામ કર્યાં. તેમણે એને શુભ આશીર્વાદ આપી; ઘરની અંદર જઇને એક માટીનું વાસણ લાવી, તેમાં દૂધ નાંખ્યું અને સળગી રહેલા અગ્નિકુંડ ઉપર તેને ગરમ કરવા મૂકયું. દૂધ ગરમ થયા બાદ, કલ્યાણીને તે આપીને કહેવા લાગ્યોઃ—"બેટા! કન્યાને થોડુંક પીવડાવીને પછી તું પણ પી; પછી આપણે વાતચીત કરીશું." કલ્યાણીએ હરખભેર પોતાની કન્યાને દૂધ પીવડાવવા માંડયું. ત્યારે તે મહાપુરૂષ "હું જ્યાં સુધી ના આવી શકું, ત્યાંસુધી કોઈ વાતની ચિન્તા રાખશો નહિ." એમ કહી મઠમાંથી બહાર નીકળી પડયા.

થોડીકવાર પછી બહારથી પાછા ઘરમાં આવીને જુએ છે, તો કલ્યાણીએ પોતાની કન્યાને દૂધ પીવડાવવાનું ખલાસ કર્યું છે, પરતુ પોતે પીધું નથી. દૂધ તો જેમ હતું તેમજ પડી રહ્યું છે, માત્ર સહેજ સાજ વર્યું છે. તે જોઇને મહાત્મા કહેવા લાગ્યાઃ—"બેટા! તેં દૂધ પીધું નહિ? હું પાછો બહાર જાઉં છું તું દૂધ પીશે નહિ ત્યાં સુધી પાછો ફરીશ નહિ."

ઋષિ સમા એ મહાપુરૂષ એમ કહી બહાર જવાની તૈયારી કરતા હતા. કલ્યાણીએ હાથ જોડીને તેમને પ્રણામ કર્યાં.

વનવાસી મહાત્મા બોલ્યાઃ—"શું કહેવા માંગે છે?" તે ઉપરથી કલ્યાણી કહેવા લાગીઃ-"મને દૂધ પીવાનો આગ્રહ કરશો નહિ—મારે બાધા છે. મારાથી દૂધ નહિ પીવાય."

મહાત્મા અત્યંત કરૂણ સ્વરે બોલ્યાઃ—"બાધા કેવી છે, તે તો મને કહે. હું વનવાસી બ્રહ્મચારી તું મારી પુત્રી જેવી છે, એવી તે કેવી તારી વાત છે કે જે મારી આગળ પણ નહિ કરી શકાય? વનમાંથી બેભાન અવસ્થામાં જ્યારે હું તને અહિં ઉપાડી લાવ્યો, તે વખતેજ તું મને ભૂખ તરશથી પીડાતી હોય એવી જણાતી હતી. ખાઇશ નહિ, તો જીવાશે કેમ કરીને?"

કલ્યાણી તે વખતે આંખમાં ઝગઝગીયાં લાવીને કહેવા લાગી:—" આપ સાક્ષાત્ દેવતા છો, આપને કહેવામાં કાંઇ હરકત નથી—મારા પતિ ભૂખ્યા છે, તેમનો મેળાપ ના થાય ત્યાં સુધી અગર કાંઇપણ તેમની ખબર અતર મળે નહિ ત્યાં સુધી, કેમ કરીને મારાથી કાંઇપણ વસ્તુ જીભે અડાડાય ?"

બ્રહ્મચારીએ પૂછ્યું:—"તારા પતિ ક્યાં છે?" કલ્યાણી બોલી:—" તે હું જાણુતી નથી–દૂધ લેવાને એ બહાર ગયા હતા." તે ઉપરથી એક પછી એક એમ ઘણા પ્રશ્ન પૂછી બ્રહ્મચારીએ કલ્યાણી અને તેના વર સંબંધી સર્વ હકીકત જાણી લીધી. કલ્યાણીએ પતિનું નામ કહ્યું નહિ, તેમ કરવાને, તેની જીભજ ઉપડી નહિ પરંતુ બીજાં બીજાં ઓળખાણુ અને આડાઅવળા સવાલ ઉપરથી મહાત્મા સમજી ગયા. એકાએક તે પૂછવા લાગ્યા:—"ત્યારે શું તું મહેન્દ્રની જ સ્ત્રી કે?" કલ્યાણીએ કશોય ઉત્તર દેવાને બદલે જે અગ્નિ પર દૂધ ઉકાળવામાં આવ્યું હતું, તે અગ્નિમાં નીચાં વળીને લાકડાં જેવું કાંઇક નાખ્યું. ત્યારે બ્રહ્મચારી બોલી ઉઠયા:—" મારૂં કહ્યું માન, એકવાર દૂધ પી. હમણાં હું તારા ધણીના સમાચાર લઇ આવું છું. પણ તું દૂધ પીશે નહિ, ત્યાંસુધી હું ક્યાંઇ જઇશ નહિ." કલ્યાણીએ કહ્યું:—" અહિં થોડુંક પાણી હશે કે?" બ્રહ્મચા-

ચારીએ પાણીનો કળશીઓ દેખાડયો. કલ્યાણીએ ખોળો ધર્યો, એટલે બ્રહ્મચારીએ તેના બેઉ હાથના ખોભલાને પાણીથી ભરી દીધો. તેજ જળની અંજલિ બ્રહ્મચારીના પગ આગળ રાખીને કલ્યાણી કહેવા લાગીઃ—"આપનો પગ મૂકો આમાં." બ્રહ્મચારીએ અંગુઠાવતી જળનો સ્પર્શ કર્યો, એટલે કલ્યાણીએ તેજ અંજલિનું જળપાન કર્યું અને બોલી ઉઠીઃ—"મેં અમૃતપાન કર્યું છે—હવે કશુંય ખાવાનો આગ્રહ કરશો નહિ—સ્વામીના સમાચાર મળશે નહિ,-ત્યાંસુધી હુ કશું ખાઇ શકીશ નહિ." ત્યારે બ્રહ્મચારી બોલ્યાઃ—"કોઇ વાતનો ભય રાખ્યા વગર તું તારે આ મઠમાં આરામ લેજે, હમણાં હુ તારા પતિના સમાચાર લઇ આવું છું."





## પ્રકરણ ૬ ઠું.

રાત ઘણી મોટી હતી. ચંદ્ર માથા પર હતો. ચન્દ્ર પૂર્ણ ન્હોતો, પ્રકાશ પણ તેટલો ઉજ્જવલ ન હતો. એક મોટા પ્રદેશ ઉપર બાકીનુ અજવાળું કાંઇક ઝાંખું પથરાઇ રહ્યું હતું. એ અજવાળામાં મઠની બન્ને બાજુ દેખાતી નહતી. મઠમાં શું છે, કોણ છે, તે પણ જણાતું ન હતું.

તે જાણે વસતિ વગરનો સૂમસામ અને ભયાનક દીસતો હોય એમ ભાન થતું હતું. એ મઠ આગળ થઇને મુરશિદા બાદ તેમજ કલકત્તા જવાતું હતું. રસ્તાની એક બાજુએ નાનકડો પહાડ હતો. પહાડની ઉપર આંબા વગેરે ઘણુંય ઝાડ આવી રહ્યાં હતાં. ઝાડનો સર્વ અગ્રભાગ ચન્દ્રના પ્રકાશથી ઉજળો બની ધીરેધીરે કંપાયમાન થઇ રહ્યા હતો; તેની છાયા પણ કાળા રસ્તા પર કાળી પડીને થરથર કંપી રહી હતી. બ્રહ્મચારી મહારાજ તે પહાડના શિખર ઉપર ઉભા રહીને સ્તબ્ધ થઇને સાંભળવા લાગ્યા—શું સાંભળવા લાગ્યા તે કહી શકાય તેમ નથી. એ ઉજ્જડ પ્રદેશમાં શબ્દ કોનો સંભળાવાનો હતો? કેવળ ઝાડનાં પાદડાંનો સડસડાટ થતો. પહાડના મૂળની પાસે એક જગોએ મોટું જંગલ હતું. ઉપર પહાડ, અને નીચે રાજ માર્ગ, અને વચમાં તે જંગલ આવી રહ્યું હતું. એ જગ્યાએ શો શબ્દ થયો હશે, તે વર્ણવી શકાય તેમ નથી. બ્રહ્મચારી તે દિશામાં ગયા, ઘાડા જંગલની અંદર ઘુસ્યા અને જુએ છે તો તે વનમાં મોટાં મોટાં વૃક્ષનાં અંધારા છાંયડામાં લીલોતરીના બીછાના પર માણસો બેઠેલાં છે. સઘળાજ લાંબા પહોળા, પડછંદ, કાળા બલ્લક અને હથિયારબંધ હતા; ઝાડની એક બાજુએથી પથરાઇ રહેલી ચાંદનીમાં

તેમનાં સર્વ હથિયાર ચકચકતાં હતાં; એવા બસો લોકો બેઠા હતા તેઓ ચું કે ચાં સરખી મ્હોંયેથી કરતા ન્હોતા. ધીરે ધીરે બ્રહ્મચારી મહારાજ તેમની વચમાં જઈને ઉભા રહ્યા એટલે એક જણે ઇશારત કર્યાથી તેઓમાંથી કોઇ ઉઠ્યું નહિ, શબ્દ સરખો મ્હોંડામાંથી ઉચ્ચાર્યો નહિ, કોઇ કાંઇજ બોલ્યું નહિ. મહારાજ હળવે હળવે તે સઘળાને જોતા જોતા ચાલવા લાગ્યા. અંધારામાં ઘણીજ કાળજીથી બધાનાં મ્હોં તરફ ધારી ધારીને જોવા લાગ્યા, જાણે કોઈને શોધી રહ્યા હોય ને તેનો પત્તો ન લાગતો હોય. આમ ખોળતાં ખોળતાં એક જણ ઓળખાઇ આવતાં, મહારાજે તેના શરીરે સ્પર્શ કરીને કાંઇક ઇશારત કરી. ઇશારત કરતાંવારને જ તે ઉભો થયો. ઘેરા કાળા રંગનો, વાંકડી મૂછ, અને સુંદર ચહેરાવાળો તે એક સુંદર જુવાન હતો. તેણે ભગવાં લુગડાં પહેર્યાં હતાં—આખા શરીરે ચંદનનો લેપ કર્યો હતો. બ્રહ્મચારીએ તેને પૂછ્યું:—“ભવાનન્દ! મહેન્દ્રસિંહના કાંઈ સમાચાર છે કે?”

ભવાનન્દે જવાબ દીધો:—“મહેન્દ્રસિંહ આજે સ્હવારે સ્ત્રી અને કન્યાને લઇ, વતન તજીને ચાલ્યો જતો હતો. ગામડામાં—”

બ્રહ્મચારી અધવધ બોલી ઉઠયા:—“ગામડામાં જે બનાવ બન્યો તે હું જાણુ છું. એ કોનું

કારસ્તાન ?"

ભવાનન્દઃ—"ભરવાડ લોકોનું જ એ ધાંધલ હશે. અત્યારે બધાજ ગામમાં ભરવાડ, ખેડૂત વગેરે લોકો ભૂખના દુઃખે લૂટારા ધાડપાડુ બન્યા છે. આજ કાલ તો જે લૂંટારો ન હોય તેની નવાઇ. અમે પણ આજે લૂંટ ઉપરજ શુકરાના કર્યા છે—કોટવાળ સાહેબના બે મણ ચોખા જતા હતા તે ઉપાડી લાવ્યા છીએ અને વૈષ્ણવોને તેની ઉજાણી કરાવી છે."

બ્રહ્મચારી હસીને કહેવા લાગ્યાઃ...."લૂંટારાના હાથમાંથી તો મેં આજે એની સ્ત્રી તથા કન્યાને છોડાવ્યાં છે. હમણાંજ તેઓને મઠમાં મૂકીને આવ્યો છું. હવે તમારી ફરજ આટલી જ છે કે મહેન્દ્રને શોધી કાઢી, તેની 'સ્ત્રી–કન્યાને તેને હવાલે કરી દો. આ જગાએ જીવાનન્દ હશે, તો ગાડું ગબડશે."

ભવાનન્દે તેમ કરવાનું કબૂલ કર્યું. બ્રહ્મચારી મહારાજ ત્યાં આગળથી ચાલ્યા ગયા.



## પ્રકરણ ૭ મું.

મહેન્દ્ર ઝુંપડી જેવી ધર્મશાળામાં બેઠો હતો, ત્યાં આગળથી ઉઠીને ઉભો થયો. નકામા બેસી

રહી જીવ બાળ્યા કરવાથી શો શુક્કરવાર સુધરવાનો છે, એમ ધારી રાજ્યના અમલદારોની મદદ વડે સ્ત્રી–કન્યાની ભાળ કાઢવાના ઇરાદાથી શહેરના રસ્તા તરફ જવા માંડયું. થોડેક દૂર જઇને જુએ છે તો સંખ્યાબંધ ગાડાં ઘેરીને સિપાઇઓ ચાલી રહ્યા છે.

ચાલુ વાતના અરસામાં બંગાળા દેશ ઇંગ્રેજોને તાબે ન હતો. ઇંગ્રેજો તે વખતે બંગાળાનું મહેસુલ ઉઘરાવતા હતા. રાજ્યના કરવેરા વસુલ કરતા હતા; પરંતુ બંગાળીઓના જાનમાલનું રક્ષણ કરવાની જુમ્મેદારી તેમને શિર નહતી. ઇંગ્રેજોનું કામ તે વખતે ફક્ત પૈસા ઉઘરાવવાનુંજ હતું; જાનમાલની દેખરેખ અને રક્ષણ કરવાની સઘળી જવાબદારી પાપિષ્ઠ, નરાધમ, નીચ, વિશ્વાસઘાતી મિરજાફરના હાથમાં હતી. મિરજાફર પોતાની જાતનુંજ રક્ષણ કરવાને અસમર્થ હતો, તો પછી આખા બંગાળા દેશનું રક્ષણ એ શી રીતે કરી શકે? અફીણ ખાઇને મિરજાફર ઘોર્યા કરતો. ઇંગ્રેજો પૈસાની ઉથલપાથલ કરતા, અને ખરડા (ડીસ્પેચ) લખતા. બંગાળીઓ બિચારા રડતા અને પેટ કૂટતા.

એથી કર ઉઘરાવવાનું ઇંગ્રેજોના હાથમાં હતું. રાજ્યની લગામ નવાબના હાથમાં હતી. જ્યાંજ્યાં

ઇજારો પોતે જાતે કરવેરો વસુલ કરતા, ત્યાં ત્યાં તેમણે પોતાનો એકેકો કલેકટર નીમી દીધો હતો; ઉઘરાવેલી મહેસુલ તો બધી કલકત્તા જતી. લોકો ભલે ભૂખે મરે, પણ મહેસુલ ઉઘરાવવાનું કામ તેથી જરાય અટકતું નહિ. તો કંઇ જોઇએ તેટલું વસુલ થતું નહોતું. પૃથ્વીમાતા ધન સર્જન કરે નહિ, તો પછી ઓછુંજ કોઈ પોતાની મેળે ઉપજાવી શકે તેમ છે ? તે ગમે તેમ હોય, જે થોડું ઘણું પણ વસુલ કરવામાં આવ્યું હતું, તે ગાડામાં લાવીને સિપાઇના પહેરા હેઠળ કંપનીની તિજોરીને સારૂ કલકત્તા લઇ જવાનું હતું. તે વખતે ધાડપાડુઓનો ભો કાંઇ જેવો તેવો ન હતો; તેથી ભરેલી બંદૂક સાથે ગાડાંની આગળ ૫૦ સિપાઇઓ ચાલતા હતા. તેઓનો સરદાર એક અંગ્રેજ હતો. તે, બધાની પાછળ ઘોડા ઉપર સવાર થઇને આવતો હતો. તાપ ઘણો સખત હોવાને લીધે, સિપાઇઓ દિવસના મુસાફરી કરતા નહિ, રાત્રેજ નીકળતા. ચાલતાં ચાલતાં આ રસાલા સાથે ઠચુક ઠચુક ચાલતા ગાડાંને લીધે મહેન્દ્રની ગતિ કાંઈક મંદ થઇ. જોતજોતામાં સિપાઇઓ સઘળા તેનો માર્ગ રોકીને આસપાસ વીંટળાઇ વળ્યા. મહેન્દ્ર પણ ખંચકાઇને ઉભો રહ્યો તે છતાં સિપાઇઓ તો એને ધક્કા મારવા લાગ્યા. તકરાર કર

વાનો આ સમય નથી, એમ સમજીને જંગલની એક કોરે જઇને મહેન્દ્ર ઉભો રહ્યો.

તે ઉપરથી એક સિપાઇ હિન્દુસ્તાનીમાં કહેવા લાગ્યોઃ–" એહિ એકઠો ડાકૂ ભાગતા હૈ." મહેન્દ્રના હાથમાં બંદૂક જોઈ, બીજા બધાને એ વાતની ખાતરી થઇ. પછી પેલા સિપાઇએ એકદમ મહેન્દ્રની પાસે જઇને તેને ગળચીમાંથી પકડયો, અને "સાલા–ચોર" કહીને તેને એક મુકકો માર્યો અને હાથમાંહેની બન્દૂક ઝુંટાવી લીધી. મહેન્દ્રે ખાલી હાથવતીજ સામો જવાબ વાળ્યો. મહેન્દ્ર હદ ઉપરાંત ખીજવાઈ ગયો હતો, એ કહેવાની જરૂર નથી. એનો સામો મુકકો પડતાં વારને સિપાઇ મહાશય તમ્મર ખાઇને જમીન પર પછડાયા. એ વખતે ત્રણ ચાર સિપાઈઓએ આવીને મહેન્દ્રને જોરથી ઝાલી રાખ્યો. આખરે તેઓ ગોરા સાહેબની પાસે એને ઘસડી ગયા. સાહેબની પાસે જઇને તેઓ કહેવા લાગ્યાઃ–"આણે એક સિપાઇનું ખૂન કર્યું છે." સાહેબ સીગારેટ પીતા હતા, અને નિશામાં ચકચૂર બનેલા હોવાથી માત્ર આટલુંજ બોલ્યા–"સાલાકો પકડકે [illegible]દી કરો." બન્દૂકધારી લુંટારાને પરણી શકાય કેમ કરીને તે વાતની સિપાઈઓને ગતાગમ પડી નહિ પરંતુ નિશો ઉતરતાં સાહેબનો વિચાર બદલાશે અને

પરણવાની ફરજ પાડશે નહિ, એમ ધારી ત્રણ ચાર સિપાઈઓએ બળદના અછોડાવતી તેના હાથ પગ બાંધીને તેને ગાડામાં ઝીંક્યો. મહેન્દ્ર ચેતી ગયો કે આટલા બધાંની સામે બળ અજમાવવું અશક્ય છે. કદાચ બળથી નાસી છૂટયા તોયે શું વળશે? સ્ત્રી તથા કન્યાના વિયોગના દુઃખથી તે એટલો બધો નિરાશ ગઈ ગયો કે, એને જીંદગીની સહજ પણ દરકાર નહતી. સિપાઇઓએ તેને ગાડાના પૈડા સાથે ખૂબ જોરથી બાંધી દીધો. ત્યાર બાદ તેઓ ખજાનો લઇને જેમ જતા હતા, તેવાજ ધીમા પગલે ચાલવા લાગ્યા.

———:o:———

## પ્રકરણ ૮ મું.

બ્રહ્મચારીની આજ્ઞા મળતાં વારને ભવાનન્દ, મંદ મંદ હરિ નામનો ઉચ્ચાર કરતો, જે ઝુંપડી જેવી ધર્મશાળામાં મહેન્દ્રે પડાવ નાંખ્યો હતો, તે દિશા તરફ ચાલવા લાગ્યો. મહેન્દ્ર સંબંધી સર્વ હકીકત એ જગોએથીજ મળી શકશે, એવી એની કલ્પના હતી.

એ વખતે ઇંગ્રેજોએ બાંધેલી હાલના જેવી

પાકી સડકો ન હતી. ગામડામાંથી કલકત્તા આવવાને મોગલ શહેનશાહોએ અદ્દભુત રસ્તાઓ કર્યા હતા. પદચિન્હથી કલકત્તા જવા સારૂ દક્ષિણથી ઉત્તર તરફ જવું પડતું હતું. તેથીજ માર્ગમાં મહેન્દ્રને સિપાઇઓનો ભેટો થયો હતો. તાલપહાડથી ધર્મશાળા તરફ જવાને ભવાનન્દને પણ દક્ષિણથી ઉત્તરનો માર્ગ લેવો પડયો હતો. તેથી સ્વાભાવિક રીતેજ એને પણ રસાલાવાળા પહેરેગીર સિપાઈઓનો ભેટો થઈ ગયો. મહેન્દ્રની માફક એ પણ તેમને પસાર થવા દેવાને ખંચકાઇને ઉભો રહ્યો. સિપાઇઓએ લૂટારાઓનું આમ ખંચકાઈને ઉભા રહેવું કુદરતીજ ધાર્યું હતું. રસાલાનો માલ ઘણો કીંમતી હતો. તેથીજ તેમણે મહેન્દ્રને ધાડપાડું સમજીને ગિરફતાર કર્યો હતો. એથી કરીને ભવાનન્દને પણ જ્યારે તેમણે રાતના વખતે ખચકાઇને ઉભો થઇ રહેલો જોયો, ત્યારે તેઓને લાગ્યું કે આ પણ બીજો લૂંટારો હોવો જોઇએ. તેથી તરતજ સિપાઇઓએ એને ઝાલ્યો.

ધીમું ધીમું હસતાં ભવાનન્દ બોલ્યો:—"કેમ બાપુ ?"

સિપાઈએ કહ્યું:—"તુમ સાલા ડાકુ હો."

ભવાનન્દ:—"તમે જોઇ શકો છો કે મેં ભગવાં વસ્ત્ર પહેર્યાં છે, હું બ્રહ્મચારી છું. હું ડાકુ

શી રીતે થઇ ગયો ?"

સિપાઇ:—"અનેક બ્રહ્મચારી સંન્યાસીઓ લૂટફાટ કરે છે," એમ કહી સિપાઇ ભવાનન્દને ધક્કા મારીને ઘસડવા લાગ્યો. ભવાનન્દની આંખો ખુન્નસ ભરાવાથી અંધારામાં ચળકવા લાગી. પરંતુ તે ખામોશ રાખીને નરમાશથી બોલ્યો:—"પ્રભુ ! શી આજ્ઞા છે ? ફરમાવો."

ભવાનન્દની નમ્રતાથી સિપાઇને કાંઇક સંતોષ થયો, અને તે બોલી ઉઠયો:—"લે" પછી માથા પર એક પોટલું મૂક્યું. ત્યારે બીજો સિપાઈ તેને કહેવા લાગ્યો:—"ના, ના એમ તો ભાગી જશે. પેલા બદમાશને જ્યાં બાંધી રાખ્યો છે, તેજ જગોએ આને પણ બાંધી રાખ." કોને બાંધ્યો હશે, તે જાણવાનું ભવાનન્દને પણ મન થયું. માથા પરની પોટલી તરતજ ફેંકી દીધી, અને જે સિપાઇએ તે માથા પર મૂકી હતી, તેને એક તમાચો ચોઢી કાઢયો. પછી તો પૂછવું જ શું ? જોતજોતામાં સિપાઇઓ ભવાનન્દને ઘેરી વળ્યા, તેને મુશ્કેટાટ બાંધ્યો અને ઉંચકીને મહેન્દ્રની પાસે ગાડામાં નાંખ્યો. ભવાનન્દે મહેન્દ્રને તરતજ ઓળખી કાઢયો.

સિપાઇઓ પાછા પહેલાંની માફક ઘોંઘાટ કરતા ધીરે ધીરે ચાલવા લાગ્યા; ગાડાંનાં પૈડાનો કચર કચર અવાજ થવા લાગ્યો. તે જોઇ ભવાનન્દે

હળવે રહીને ફક્ત મહેન્દ્રજ સાંભળી શકે એવા અવાજે કહ્યું:—"મહેન્દ્રસિંહ! હું તમને ઓળખું છું. તમને મદદ કરવાનેજ હું અહિં આવ્યો છું. હું કોણ છું તે હમણાં તમારે જાણવાની જરૂર નથી. હું જે કહું તે પ્રમાણેજ બરાબર કાળજી રાખીને વર્તજો. તમારે હાથે બાંધેલા દોરડાને પૈંડા પર મૂકો."

મહેન્દ્ર અજાયબી પામ્યો. પરંતુ કાંઈપણ બોલ્યા ચાલ્યા વગર ભવાનન્દે કહ્યા મુજબ કર્યું. અંધારામાં ગાડાંનાં પૈંડાં તરફ ફરીને, હાથે બાંધેલું દોરડું પૈડાંને અડકે એવી રીતે રાખ્યું. રફતે રફતે તે દોરડું પૈડાંનાં ઘસરકાથી કપાઇ ગયું. ત્યારપછી પગનું દોરડું પણ એણે એજ પ્રમાણે કાપી નાંખ્યુ. આમ બંધનમાંથી છૂટા થયા બાદ, ભવાનંદની સૂચના મુજબ તે હાલ્યા ચાલ્યા વગર ગાડાં ઉપર પડી રહ્યા. ભવાનન્દે પણ એવીજ રીતે પોતાનું બંધન છેદી નાંખ્યું. બન્ને ચુપાચુપ પડી રહ્યા.

જે જંગલ પાસેના મેદાનમાં ઉભા રહીને બ્રહ્મચારી મહારાજ ચોતરફ નિરીક્ષણ કરતા હતા, તે રસ્તા ઉપર થઇનેજ આ લોકોને જવાનું હતું. પહાડની પાસે આવતાં વારને સિપાઇઓના જોવામાં આવ્યું કે તે પહાડની નીચેજ પત્થર ઉપર એક માણુસ ઉભો છે. ચન્દ્રના અજવાળામાં તેની શિક-

લની ઝાંખી થતાંવારને, હવાલદાર બોલી ઉઠયોઃ—

"અહિં પણ વળી એક બીજો બદમાશ જણાય છે. પકડી લાવો એને. પોટલું ઉચકવા ખપ લાગશે" તે ઉપરથી એક સિપાઇ તેને પકડવા જવા લાગ્યો. તેને પોતાની પાસે આવતો જોવા છતાંય માણસ તો જડ ભરતની માફક ઉભો થઇ રહ્યો. સિપાઇએ તેને પકડયો. તે કશુંય બોલ્યો નહિ. પકડીને હવાલદારની પાસે ઘસડી લાવ્યા, તો પણ તે કાંઇજ બોલ્યો નહિ. હવાલદારે તેના માથાપર પોટલું મૂકવા ફરમાવ્યું. સિપાઇએ તેના માથા ઉપર પોટલું મૂકયું. તેણે તેમ કરવા દીધુ. ત્યારબાદ હવાલદાર પાછો ફરીને ગાડાની પાછળ ચાલવા લાગ્યો. એ વખતે ઓચીંતો પિસ્તોલનો અવાજ સંભળાયો. હવાલદાર માથામાં ઘવાઇને જમીન પર પડયો અને મરણ પામ્યો. "એઇ શાલા હવાલદારકો મારા," એમ કહી, એક સિપાઇએ આવીને તે પોટલું ઉંચકનારનું કાંડુ ઝાલ્યું. પોટલું ઉંચકનારના હાથમાં તે વખતે પણ પિસ્તોલ હતી. માથા ઉપરનુ પોટલું ઝટ કરતું કે ફેંકી દઇને, તેણે પિસ્તોલ ઉંધી કરીને સિપાઇના લમણામાં જોરથી મારી; તરતજ તે તમ્મર ખાઇને ભોંય પર પડયો. એટલામાં હરિ હરિની ગર્જના કરતા ૨૦૦ શસ્ત્રધારી માણસો સિપાઇ-

ઓને ઘેરી વળ્યા. સિપાઈઓ તે વખતે સાહેબના આવવાની રાહ જોતા હતા. ધાડ પડી છે, એમ સમજી સાહેબ પણ ઝટ ગાડાં પાસે આવી પહોંચ્યા અને ચાર ખૂણામા વહેંચાઇ જવાનો ઓર્ડર આપી દીધો. આપૂત આવી જાણી અંગ્રેજનો નિશો ઉતરી જાય છે. સિપાઇઓ તેજ ક્ષણે ચાર ખૂણા પડતી બાજુમાં સામસામા ઉભા રહ્યા બીજો હુકમ મળતાં વાર સૌએ પોતપોતાની બંદુક ઉંચી કરી. આવા અણીના વખતે કોઇએ ઓચીંતા આવીને સાહેબના કમ્મર પટામાંથી તરવાર ખેંચી લીધી, અને એકજ ઘાથી સાહેબના માથાને ધડથી જૂદું કરી નાંખ્યુ. શિરચ્છેદ થવાથી સાહેબ ઘોડા પરથી ગબડી પડયા અને ગોળીબારનો હુકમ આપી શકાયો નહિ. ઉંચે નજર કરતાં સર્વના જોવામાં આવ્યું કે, એક માણસ હાથમાં તરવાર લઇ, ગાડાં પર ઉભો ઉભો "હરિ હરિ" ની ગર્જના કરી રહ્યા છે અને "સિપાઇઓને મારો," "સિપાઇઓને મારો" એવી આજ્ઞા આપી રહ્યા છે. એ વ્યક્તિ તે ભવાનન્દ પોતે.

સરદારનો આમ એકાએક શિરચ્છેદ થઇ ગએલો જોઇને તેમજ બચાવમાં બીજો કાંઇપણ હુકમ નહિ મળેલો હોવાથી, થોડીકવાર લગી સિપાઇઓ ભયથી થરથરતા પૂતળાંની પેઠે ઉભા થઇ

રહ્યા. એ તકનો લાભ લઇને, તેજસ્વી લૂંટારાઓએ તેમનામાંના અનેકને મારી નાંખ્યા તથા ઘાયલ કર્યા. ત્યાર બાદ ગાડાં પાસે જઇને, તે માંહેનો સઘળો ખજાનો સર કર્યો. સિપાઇઓનો ઉત્સાહ ભાંગી ગયો, અને તેઓ ઉભા પૂંછડીએ ત્યાં આગળથી નાસી ગયા. પછી જે માણસ પત્થર ઉપર ઉભો થઇ રહ્યો હતો, અને જે પાછળથી લડાઇનો આગેવાન બન્યો હતો, તે ભવાનન્દની પાસે આવી પહોંચ્યો. બન્ને એક બીજાને ભેટયા. પછી ભવાનન્દ કહેવા લાગ્યો:- -" ભાઇ જીવાનન્દ ! તેં સાચું વ્રત લીધું છે."

જીવાનન્દે જવાબ દીધો:—" સાર્થક થાઓ તમારી ઇચ્છા." લૂંટેલા દ્રવ્યને યોગ્ય સ્થાનમાં મૂકી દેવાની વ્યવસ્થા કરવાનું કામ જીવાનન્દને સોંપવામાં આવ્યું. તે પણ તરતજ ત્યાં આગળથી પોતાના નોકર વગેરેની સાથે ચાલ્યો ગયો. ભવાનન્દ એકલોજ ત્યાં આગળ ઉભો થઇ રહ્યો.



## પ્રકરણ ૯ મું.

મહેન્દ્રે ગાડાંમાંથી નીચે ઉતરી એકાદ સિપાઇના હાથમાંથી હથિયાર ઝુંટવી લઇ, લડાઇમાં ઝંપલાવવાની તૈયારી કરી હતી. પરંતુ એ વખતે

એની ચોક્કસ ખાતરી થઇ ગઈ હતી કે આ બધાજ માણસો લૂંટારા છે; ખજાનાનું દ્રવ્ય લૂંટી લેવાને ખાતરજ તેમણે સિપાઈઓના ઉપર હુમલો કર્યો હતો. આ વિચાર એકાએક સ્ફુરવાથી તે લડાઇની જગ્યાએથી આઘો જઇને ઉભો હતો. એમ કરે, તેમાં શી નવાઈ? લૂંટારાઓને મદદ કરવી એ તેમના દુરાચારને ઉત્તજન આપ્યા બરાબર જ છે. ત્યારપછી તરવાર ફેંકી દઈ, એ ત્યાં આગળથી ચાલ્યા જવાની તૈયારીમા હતો, એટલામાં ભવાનન્દ તેની પાસે આવીને ઉભો રહ્યો. મહેન્દ્ર પૂછવા લાગ્યો:—"મહાશય! આપ કોણ છો?" ભવાનન્દ બોલ્યો:—"તમારે તેનું શુ કામ છે?" મહેન્દ્ર—"મારે કાંઇક કામ છે. આજે તમે મારા ઉપર ખાસ ઉપકાર કર્યો છે."

ભવાનન્દઃ—"એવું ભાન તમને હશે, એમ મેં ધાર્યું ન હતું. તમારા હાથમાં હથિયાર હોવા છતાં, તમે બાયલાની માફક આઘા ખસી ગયા. જમીનદાર લોકો ઘી દૂધનું માથું ભાંગવામાં શૂરા; પણ કામના મહા કાયર, હાડકાના આખા ને હૈયા ફુટા" ભવાનન્દનો ધ્રૂજારો ખલાસ થતાં પહેલાંજ મહેન્દ્રે કમકમાટભર્યાં તિરસ્કાર સહિત જવાબ આપ્યોઃ—"આ બહુ પુણ્યનું કામ, ખરૂં ને? લૂંટધાડ!"

ભવાનન્દ બોલ્યોઃ—"લૂંટ હોય કે ગમે તે હોય પણ અમે તો તમારૂં ભલુજ કર્યું છે. અને હજીયે વિશેષ ભલું કરવાની ઇચ્છા ધરાવીએ છીએ."

મહેન્દ્રઃ—"તમે મારૂં ભલુ કર્યું છે, એ વાત સાચી છે. પણ હવે બીજું શું ભલું કરવા માંગો છો? ધાડપાડુનો ઉપકાર જેટલો ઓછો લેવાય તેટલું વધારે સારૂં."

ભવાનન્ડઃ—"ઉપકારનો લાભ લેવો યા નહિ લેવો, એ તમારી મુનસફીની વાત છે. પણ જો તમારી ઇચ્છા હોય, તો મારી સાથે ચાલો. તમારાં સ્ત્રી કન્યાનો મેળાપ કરાવુ."

મહેન્દ્ર પાછો ફરીને ઉભો રહ્યા, અને બોલી ઉઠયોઃ—"એ વળી કેવી રીતે?"

ભવાનન્દે એ વાતનો કશોય ઉત્તર દીધા વગર આગળ ચાલવા માંડયું. મહેન્દ્રને પણ નિરૂપાય થઇ તેની સાથે ચાલવું પડયું. મનમાં ને મનમાં તે મુંઝાવા લાગ્યોઃ—"આ તે વળી કેવાક લૂંટારા હશે?"



## પ્રકરણ ૧૦ મું.

ખીલેલી ચાંદનીમાં બન્ને જણા ગુપચુપ મેદાન ઓળગીને આગળ આવ્યા. મહેન્દ્ર શાન્ત, ગંભીર, ગર્વભર્યો તથા આશ્ચર્યચકિત જણાતો હતો.

ભવાનન્દે એકાએક ભિન્ન સ્વરૂપ ધારણ કર્યું. તે હવે શાન્ત પ્રકૃતિવાળો સ્થિરમૂર્તિ સંન્યાસી રહ્યો નહતો, સિપાઇઓના સરદાર–અગ્રેજ સેનાપતિનો શિરચ્છેદ કરનાર રણનિપુણ વીર-મૂર્ત્તિ પણ તે હવે જણાતો નહતો. હમણાંજ જે ગર્વભરી મહેન્દ્રની ટકોર કરી હતી, તે વલણ પણ એનામાં દેખાતી નહતી. ચન્દ્રના દિવ્ય પ્રકાશથી હસી રહેલી શાન્તિ પ્રસારી રહેલી પૃથ્વીનાં મેદાન, જગલ, નદી નાળાં વગેરે સૃષ્ટિ સૌન્દર્ય નીરખીને તેનુ હૃદય જાણે આનંદથી ઉભરાઇ જવા લાગ્યું ચન્દ્રના ઉદયથી જાણે સમુદ્ર પ્રફુલ્લ થયો હોય તેમ ભવાનન્દ પ્રસન્નવદન, પ્રિયવાદી, કથાકાર થઈ ગયો. ભવાનન્દે વાર્ત્તાનો ઉપક્રમ કરવાનાં ઘણાંયે વલખાં માર્યાં, પણ મહેન્દ્ર કાંઇ કરતાં કાંઇ બોલ્યો નહિ. ત્યારે ભવાનન્દે નિરૂપાય થઇ, પોતાની મેળે ગાવા માંડયું:—

“ વન્દેમાતરમ્ ।
સુજલાં સુફલાં મલયજ શીતલાં
શસ્યશ્યામલાં માતરમ્ । ”

ગાયન સાંભળીને મહેન્દ્ર કાંઇક વિસ્મય પામ્યો—કશું સમજી શકયો નહિ—સુજલા, સુફલા, મલયજ શીતલા, શસ્ય શ્યામલા માતા તે વળી કઇ? તેણે પૂછયુ:-"એ કઇ માતા?"

કશોય જવાબ દીધા વગર ભવાનન્દ ગાવા લાગ્યો:—

" શુભ-જ્યોત્સ્ના–પુલકિત–યામિનીમ્
પુલ્લકુસુમિતદ્રુમદલશોભિનીમ્
સુહાસિનીં સુમધુર ભાષિણીમ્
સુખદાં વરદાં માતરમ્ ॥ "

મહેન્દ્ર બોલ્યો:—"એ તો દેશ, એ કાંઇ મા ન કહેવાય."

ભવાનન્દે કહ્યું:—"અમે બીજી કોઇ માને માનતા નથી-" जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसि ।" અમે તો એમજ કહીએ છીએ કે જન્મભૂમિ છે તેજ જનની છે, મા છે. અમારે નથી કોઈ મા, કે નથી કોઇ બાપ; નથી ભાઇ કે બ્હેન, નથી સ્ત્રી પુત્ર, નથી ઘર કે વાડી વગેરે એમાંનું કાંઇજ અમારે નથી. અમારે તો છે ફકત એજ સુજલા, સુફલા, મલયજ–સમીરણ–શીતલા, શસ્ય શ્યામલા—" ત્યારે મહેન્દ્ર :તેનો ભાવાર્થ બરાબર સમજીને કહેવા લાગ્યો:—"ત્યારે હવે ગાઓ." ભવાનન્દે ગાવા માંડયું:—

વન્દેમાતરમ્ ।

સુજલાં સુફલાં મલયજ શીતલામ્
શસ્ય શ્યામલાં માતરમ્ ।
શુભ્ર-જ્યોત્સ્ના-પુલકિત-યામિનીમ્,
ફુલ્લકુસુમિત દ્રુમદલશોભિનીમ્,
સુહાસિની સુમધુર ભાષિણીમ્,
સુખદાં વરદાં માતરમ્ ।।
સપ્ત કોટિ કંઠ-કલકલ-નિનાદ કરાલે,
દ્વિ સપ્ત કોટિ ભુજૈ ધૃત ખર કરબાલે,
અબલા કેન મા એત બલે ।
બહુબલ ધારિણીં નમામિ તારિણીમ્
રિપુદલબારિણીં માતરમ્ ।।
તુમિ વિદ્યા તુમિ ધર્મ,
તુમિ હૃદિ તુમિ મર્મ,
ત્વંહિ પ્રાણાઃ શરીરે ।
બાહુ તે તુમિ મા શકિત,
હૃદયે તુમિ મા ભક્તિ,
તોમારઇ પ્રતિમા ગડિ મન્દિરે મન્દિરે.
ત્વ હિ દુર્ગા દશપ્રહરણ ધારિણીમ્
કમલા કમલ-દલ-વિહારિણી
વાણી, વિદ્યાદાયિની નમામિ ત્વામ્
નમામિ કમલાં અમલાં અતુલામ્
સુજલાં સુફલાં માતરમ્,

વન્દેમાતરમ,

શ્યામલાં સરલાં સુસ્મિતાં ભૂષિતામ્
ધરણીં ભરણીં માતરમ્ ॥"

મહેન્દ્રે જોયું કે તે લૂંટારો (ભવાનન્દ) ગાતાં ગાતાં રૂદન કરી રહ્યો હતો. તેણે તેથી કાંઈક અજાયબ થઇ પૂછ્યું:—"તમે કોણ છો?"

ભવાનન્દ બોલ્યા:—"અમે સંતાન છીએ."

મહેન્દ્ર—"સંતાન શું? કોનાં સંતાન?"

ભવાનન્દ:—"માનાં સંતાન."

મહેન્દ્ર:—"વારૂ, સંતાનો શું લૂંટફાટ ચોરી વગેરે વડે માતાની પૂજા કરતા હશે કે? એ તે વળી કેવી માતૃ-ભક્તિ?"

ભવાનન્દ:—"અમે ચોરી લૂંટફાટ કરતા નથી"

મહેન્દ્ર:—"કેમ, હમણાંજ ખજાનો લૂટયોને?"

ભવાનંદ:—"એ કાંઇ લૂંટફાટ કહેવાય? કોના રૂપીયા લૂંટયા?"

મહેન્દ્ર:—"એમ કેમ? રાજાના."

ભવાનંદ:—"રાજાના? એવો શો હક એને છે કે તે એ રૂપીયા લે?"

મહેન્દ્ર:—"દેશની દોલત ઉપર રાજાનો સઘળો હક છે."

ભવાનન્દ:—"જે રાજા રાજ્યનું રક્ષણ કરી શકતો ન હોય, તે રાજા શા કામનો?"

મહેન્દ્રઃ—"તમે લોકો એક દહાડો સિપાઈ-ઓની તોપને મોંઢે ઉડી જવાના છો, એમ જણાય છે."

ભવાનન્દઃ—"બહુબહુ સિપાઇઓ જોઇ નાંખ્યા છે,—આજે પણ દીઠા હતા."

મહેન્દ્રઃ—"બરાબર દીઠા નહિ હોય-પણ એક દિવસ જોશો તો ખરા."

ભવાનન્દઃ—"વારૂ, જોઇશું ત્યારે; મરવું છે તો એકજ વારને ?"

મહેન્દ્રઃ—"પણ જાણી જોઇને મરવાની કાંઇ મતલબ ?"

ભવાનન્દઃ—"હું એમ સમજતો હતો કે તમે તમારા નામનો મહિમા રાખનારા મરદ હશો, પરંતુ હવે જોઇ શકું છું કે તમે પણ આજકાલ સૂપડેને ટોપલે ઉભરાય છે, તે માંહિનાજ એક છો-કેવળ ઘી દૂધના કાળ ! ખ્યાલ કરો, સાપ જમીન ઉપર પેટે ચાલે છે અને એના જેવો બીજો કોઇ નીચ જીવ જાણ્યામા નથી; પરંતુ એ સાપ પણ પોતાની ગરદન ઉપર પગ પડતાં વારને ફેણ ઉચી કરી ફુંફાટો કરશે. તમને શુ કોઈ વાતની અરે નથા થતી ? જુઓની, જેટલા દેશ છે,—મગધ, મિથિલા, કાશી, કાંચી, દિલ્હી, કાશ્મીર એમાંના કયા દેશની એવી દુર્દશા છે કે

ખાવાના સાંસાં પડતાં લોકોને ઘાસ ખાઈને ચલાવી લેવું પડે છે? કયા દેશના લોકો અન્નને દાંતની સાથે વેર થતાં કાંટા ખાય છે? મટોડું ખાય છે? કયા દેશના લોકો શિયાળ કૂતરાં ખાય છે? મુડદાં ખાય છે? જંગલનાં પાંદડાં ખાય છે? કયા દેશના લોકોને તીજોરીમાં નાણાં રાખવાની સોઈ નહિ હોવાથી થરથરતા રહેવું પડે છે? કયા લોકોને સિંહાસન ઉપર દેવતા મૂકવાની સગવડ નથી? ઘર, બૈરાં, વહુવારૂઓને નિર્ભય રાખવા પૂરતી જોગવાઈ નથી? બૈરાના પેટમાં છોકરાં રાખવાની સગવડ નથી? અરે, અહિં તો પેટ ચીરીને છોકરાં બહાર કાઢવામાં આવે છે. સઘળાજ દેશોમાં રાજાની સાથે રક્ષણ કરનાર અને રક્ષણ કરવા યોગ્યનોજ સંબંધ હોય છે; પણ આપણા મુસલમાન રાજા આપણું રક્ષણ કરવાની કાંઈ કાળજી રાખે છે ખરા કે? આપણો ધર્મ ડૂબાડ્યો, ન્યાતજાત બોળી, માન ભંગ કર્યું. અને હવે તો આપણી જીંદગીની પણ એજ દશા થવા બેઠી છે. જ્યાં સુધી એ દાઢીવાળા દારૂડીયાઓને હાંકી કાઢીશું નહિ, ત્યાં સુધી આપણા હિન્દુઓનું હિન્દુપણું જળવાઇ રહેશે કે?"

મહેન્દ્રઃ—"હાંકી કાઢશો કેમ કરીને?"

ભવાનન્દઃ—"મારીને."

મહેન્દ્રઃ—"તમે એકલાજ હાંકી કાઢશો કેમ? એકજ લપડાકથી, ખરૂંને?"

ભવાનન્દ ગાવા લાગ્યોઃ—

"સપ્ત કોટિ કંઠ કલકલ નિનાદ કરાલે
દ્વિસપ્ત કોટિ ભુજૈ ધૃત ખર કરબાલે
અબલા કેન મા એત બલે?"

મહેન્દ્રઃ—"પણ તમે જણાઓ છો તો એકલાજ."

ભવાનન્દઃ—"એમ કેમ? હમણાંજ બસો માણસો તમે જોયાને?"

મહેન્દ્રઃ—એ સઘળા પણ સંતાન થયા છે?"

ભવાનન્દઃ—"સઘળાજ સતાન થયા છે"

મહેન્દ્રઃ—"એ ઉપરાંત બીજા કેટલા છે?"

ભવાનન્દ—"એવા હજારો છે, અને ધીરેધીરે એમાં હજીયે ભરતી થયાં કરશે."

મહેન્દ્રઃ—"ધારો કે દશવીશ હજાર થયા, પણ એટલી સંખ્યાથી શું મુસલમાનના હાથમાંથી રાજયગાદી લઇ શકશો?"

ભવાનન્દઃ—"પ્લાસીના યુદ્ધમાં અંગ્રેજોની પાસે કેટલું સૈન્ય હતું?"

મહેન્દ્રઃ—"અગ્રેજને બંગાળી સાથે સરખાવી શકાય ખરા?"

ભવાનન્દઃ—"શા માટે નહિ? શરીરના જો-

રને શું કરવું છે? જોર ઝાઝું હોવાથી ગોળો ઓછોજ કાંઇ વધારે આઘો જઇ શકે છે?"

મહેન્દ્ર:—"ત્યારે અંગ્રેજ અને મુસલમાનની વચ્ચે આટલો બધો તફાવત કેમ છે?"

ભવાનન્દ:—"ધ્યાનમાં રાખો, પ્રાણ જવા વારો આવ્યો હશે, તો પણ અંગ્રેજ કદી ઉભી પૂંછડીએ નાસશે નહિ, અને મુસલમાન તો પરસેવો છૂટતાં-વારને શરબતની શોધમાં દોડાદોડ કરી મૂકશે. એ ઉપરાંત બીજી આ વાત પણ લક્ષમાં રાખવાની છે કે, અંગ્રેજ સત્યાગ્રહી છે; જે કામ હાથ પર લીધું તે પાર પાડવાના. મુસલમાનનાં નવાબી કારખાનાં છે—સુસ્ત, બેદરકાર, બેઠા ત્યાંથી ઉઠે નહિ તેવા—. પૈસાને ખાતર તે બીચારો પ્રાણ આપે છે—છતાં સિપાઇઓને પૂરા પગાર પણ મળતા નથી. ત્યાર પછી છેલ્લી વાત રહી સાહસની—તોપનો ગોળો કાંઇ પાંચપચીશ જગો પર પડવાનો નથી, તે તો એકજ જગોએ પડે છે. તેથી એક ગોળો છૂટતાં વારને દશ માણસોએ દોડાદોડ કરી મૂકવાની જરૂર નથી રહેતી. પરંતુ એક ગોળો છૂટતાં વારને મુસલમાનની આખી ટુકડી નાસભાગ કરી મૂકે છે—અને સંખ્યાબંધ ગોળા છુટતા જોવા છતાંય અંગ્રેજ એકલવાયો હશે, તો પણ પીઠ બતાવશે નહિ"

મહેન્દ્રઃ—"તમારામાં શું આ બધાજ ગુણ છે ?"

ભવાનન્દઃ—"ના પણ ગુણ કાંઇ ઝાડ પરથી પડતા નથી. અભ્યાસ કરીને મેળવાય છે."

મહેન્દ્રઃ—"ત્હમે શો અભ્યાસ કરો છો ?"

ભવાનન્દઃ—"ત્હમે જોઇ શકો છો કે, હમે સંન્યાસી છીએ. અમારો સંન્યાસ એવા અભ્યાસ પૂરતોજ છે. હમારૂં કામ પાર પડશે, અભ્યાસ સંપૂર્ણ થશે, એટલે હમે પાછા ગૃહસ્થાશ્રમી થઇ જઇશું. હમારે પણ બૈરાં છોકરાં છે."

મહેન્દ્રઃ—"એ બધાંયનો ત્યાગ કરીને તમે શું વિક્ષેપકારક માયાનાં આવરણને દૂર કરી શક્યા છો ?"

ભવાનન્દઃ—"માતાનાં સંતાનોથી કદી મિથ્યા વાત કહેવાયજ નહિ–તમારી આગળ નાહક મિથ્યા આપવડાઇ નહિ કરૂં–માયાને કોણ દૂર કરી શક્યું છે ! જે કોઇ એમ કહે કે, હું દૂર કરી શક્યો છું, તો એમજ સમજવું કે એને કદી માયા ઉત્પન્ન થઇજ ન્હોતી, અથવા તો તે ખોટી બડાઇ હાંકે છે. હમે માયાને જીતી શક્યા નથી—હમે હમારા વ્રતનું રક્ષણ કરીએ છીએ. તમે સંતાન થઇ શકશો ?

મહેન્દ્રઃ—"મારી સ્ત્રી તથા કન્યાનાં સમ.

મળે નહિં ત્યાં સુધી મારાથી કાંઇ કહી શકાય નહિ."

ભવાનન્દઃ—"ચાલો તમારાં સ્ત્રી-કન્યાને શોધી કાઢીએ."

એમ કહી બન્ને જણા ચાલ્યા; ભવાનન્દ આ વખત "વન્દેમાતરમ્" ગાવા લાગ્યો. મહેન્દ્રની ગળી સારી હતી, સંગીતનો શોખ અને અભ્યાસ પણ હતો, તેથી એ પણ ત્હેની સાથે ગાવા લાગ્યો. એણે જોયું કે ગાતાં ગાતાં આંખમાં આસું ભરાઇ આવે છે. તે ઉપરથી મહેન્દ્ર કહેવા લાગ્યોઃ—"સ્ત્રી- કન્યાનો ત્યાગ કર્યાં વગર ચાલે તેમ હોય, તો મને આ વ્રત લેવડાવો."

ભવાનન્દઃ—"આ વ્રત જે લે છે. તેને સ્ત્રી કન્યા તજવાં પડે છે. તમે જો આ વ્રતની દીક્ષા લેતા હો, તો તમારાથી સ્ત્રી કન્યાને મળી શકાશે નહિ. તેમનાં રક્ષણને સારૂ યોગ્ય બંદોબસ્ત કરી શકાશે; પરંતુ વ્રતની સફલતા સાધી શકાય નહિ, ત્યાંસુધી એ લોકોનું મ્હોં સરખું જોવાની મનાઈ છે."

મહેન્દ્રઃ—"હું એ વ્રત લઇશ નહિ."



## પ્રકરણ ૧૧ મું.

પ્રાતઃકાળ થયો હતો. તે નિર્જન વન, જે અત્યાર લગી અંધારૂં ઘોર અને શાન્તિપૂર્ણ હતું, તે હવે પ્રકાશમય, પક્ષીઓના મધુર કલરવથી આનદમય થઇ ગયું. તે આનંદમય પ્રભાતે, આનદમય વનમાં, આનંદમઠની અંદર સત્યાનંદ ઠાકુર મૃગચર્મ પર બેઠા બેઠા સંધ્યા કરતા હતા. જીવાનન્દ પાસે બેઠો હતો, એવા સમયે ભવાનન્દ મહેન્દ્રસિહને સાથે લઇને, ત્યાં આગળ આવીને ઉભા રહ્યા. બ્રહ્મચારી મહારાજ મ્હોંમાંથી શબ્દ સરખો કાઢયા વગર સન્ધ્યાન્હિક કરવા લાગ્યા, કોઇએ કાંઇ પણ બોલવાનું સાહસ કર્યું નહિ. સન્ધ્યા કર્મ સમાપ્ત થઈ રહ્યા બાદ, ભવાનન્દ તથા જીવાનન્દ એ બન્નેયે તેમને પ્રણામ કર્યા; તેમના પગની આસ્કા લઇને નમ્રતાભેર પોતાની જગ્યાએ બેઠા. પછી સત્યાનન્દ ભવાનન્દને ઇશારત કરી બહાર લઇ ગયા. તેઓએ શી વાતચિત કરી તે હમે જાણતા નથી. ત્યાર બાદ બન્ને પાછા મદિરમાં આવ્યા. બ્રહ્મચારી મહારાજે કૃપાભર્યા હસતા મુખે મહેન્દ્રને કહ્યું:–"બેટા! તારા દુઃખે હું ઘણો દીલગીર થયો છું; કેવળ તે દીનબન્ધુ પરમાત્માની કૃપાથીજ કાલે રાતે તારાં સ્ત્રી–કન્યાનું રક્ષણ કરી શકયો છું." એમ કહી

બ્રહ્મચારીએ કલ્યાણીને કેવી રીતે ઉગારી, તે સર્વ હકીકત કહી. ત્યાર બાદ કહેવા લાગ્યાઃ—"ચાલો, તેઓ જ્યાં છે, ત્યાં હું તને લઇ જાઉં."

એમ કહી બ્રહ્મચારી મહારાજ આગળ, અને મહેન્દ્ર પાછળ એવી રીતે ચાલતાં ચાલતાં બન્ને જણા દેવાલયની અંદર દાખલ થયા. ત્યાં એક વિશાળ ઉંચો ખંડ મહેન્દ્રના જોવામાં આવ્યો. અરૂણના ઉદયથી પ્રસન્ન થઈ રહેલા એ પ્રાતઃકાળે જ્યારે પડોશમાં આવી રહેલું સઘળું વન સૂર્યના કિરણો પથરાઇ રહેતાં હીરે મઢી લીધું હોય તેમ પ્રસન્નતાથી પ્રકાશી રહ્યું હતું, તે વખતે પણ એ વિશાળ ખંડમાં લગભગ અંધકાર છવાઇ રહ્યો હતો. ખંડના અંદરના ભાગમાં શું છે, તે પહેલાં મહેન્દ્રના જોવામાં આવ્યું નહિ. ધારી ધારીને નીહાળતાં શંખ ચક્ર ગદા પદ્મ ધારણ કરનારી કૌસ્તુભ મણિથી શોભાયમાન થઇ રહેલા હૃદયવાળી ચાર હાથવાળી ભગવાનની એક મહાન મૂર્તિ તેના જોવામાં આવી. સુદર્શન ચક્ર દેખીતી રીતેજ સામે ચકરચકર ફરી રહ્યું હતું. જાણે પોતાનાં રક્તમાંજ સ્નાન કરી રહી હોય એવી મધુ અને કૈટભની માથા વગરની બે મોટી મૂર્તિઓ તેની સામેજ ચીતરેલી જણાતી હતી. ડાબી બાજુએ છુટા કેશવાળી ને કમળની માળાથી શણગારેલી લક્ષ્મીની મૂર્તિ ભયથી ચોંકી

ઉઠી હોય તેમ ઉભી હતી. જમણી બાજુએ પુસ્તકો, વાજીંત્રો, રાગ–રાગિણીઓની મૂર્તિઓ વગેરેની વચ્ચે સરસ્વતી દેવી ઉભાં હતાં. વિષ્ણુને ખોળે ઉપર લક્ષ્મી અને સરસ્વતી કરતાંયે વધારે સુન્દર અને વધારે ઐશ્વર્યસંપન્ન એક મોહિની મૂર્તિ બેઠી હતી. ગન્ધર્વ, કિન્નર, દેવ, યક્ષ, અને રાક્ષસ સુધ્ધાં તેનું પૂજન કરી રહ્યા હતા, બ્રહ્મચારીએ ગભીર અને દબદબા ભર્યા અવાજે મહેન્દ્રને પૂછ્યું–'બધું જોઇ શકાય છે કે તારાથી?"

મહેન્દ્ર બોલ્યો:—"હા, જોઇ શકાય છે"

બ્રહ્મચારી:—"વિષ્ણુના ખોળામા શું છે, તે જોયું?"

મહેન્દ્ર:—'હા, જોયું, એ કોણ છે?"

બ્રહ્મચારી.—"મા"

મહેન્દ્ર —"કઇ મા?"

બ્રહ્મચારીએ કહ્યું:—"જેના આપણે બધાં બાળકો છીએ તે."

મહેન્દ્ર:—"તે કોણ વળી?"

બ્રહ્મચારી:—"યોગ્ય સમયે ઓળખાશે. બોલ વન્દેમાતરમ્. ચાલો હવે બીજાં દર્શન કરીએ."

પછી બ્રહ્મચારી મહેન્દ્રને બીજા ખંડમાં લઇ ગયા. તે જગાએ મહેન્દ્રે સઘળા અલંકારથી વિભૂષિત થઇ રહેલી, સર્વ અવયવ વડે સુશોભિ

એવી જગદ્ધાત્રીની અદ્‌ભુત મૂર્તિનાં દર્શન કીધાં.

મહેન્દ્ર પૂછવા લાગ્યોઃ—"આ કોણ વારૂ ?"

બ્રહ્મચારીઃ—"મા—જે હતી તે."

મહેન્દ્ર—"તે કોણ ?"

બ્રહ્મચારીઃ—"હાથી, સિંહ વગેરે વનનાં સઘળાં પશુઓને પગ તળે કચરીને, જંગલી જનાવરોનાં રહેઠાણમાં એણે પોતાનું પદ્માસન સ્થાપ્યું છે. સઘળા અલંકારથી શોભી રહેલી એ હસમુખી સુંદરી હતી. અરૂણોદય વખતના સૂર્યના જેવીજ તેજસ્વી કાન્તિવાળી અને સર્વ પ્રકારના ઐશ્વર્યવાળી એ છે. એને પ્રણામ કરો."

મહેન્દ્રે ભક્તિભાવથી જગદ્ધાત્રી રૂપિણી માતૃભૂમિને પ્રણામ કર્યા. ત્યાર પછી બ્રહ્મચારી મહારાજે એને અંધારી સુરંગ દેખાડીને કહ્યું:— "આ રસ્તે ચાલ્યો આવ".–બ્રહ્મચારી પોતે આગળ ચાલવા લાગ્યા, મહેન્દ્ર ભયનો માર્યો પાછળ પાછળ ચાલતો હતો. ભોંયરાના અંધારા ખંડમાં કોઇ ઠેકાણેથી સાધારણ અજવાળું આવતું હતું. તે મન્દ પ્રકાશમાં એક કાળી મૂર્તિ તેના જોવામાં આવી.

બ્રહ્મચારી બોલી ઉઠયાઃ—"દર્શન કરો. મા જેવાં હમણાં થયાં છે, તેવા સ્વરૂપનાં દર્શન કરો."

મહેન્દ્ર ભયભીત સ્વરે કહેવા લાગ્યોઃ—"એ તો

કાલી !" બ્રહ્મચારી:—"હા, અંધકારથી આચ્છાદિત થએલી કાલિમામયી (કાળાશવાળી) એ કાલી માતા છે. એનું સર્વસ્વ હરાઇ ગએલું હોવાથી, એ નગ્ન છે. આજે દેશમાં બધે સ્મશાન જેવું શૂન્ય થઇ ગયું છે, તેથીજ માતાએ મુંડમાળ પધારી છે. પોતાનુ શ્રેય પણ એ પગ તળે કચરી રહી છે—હાય માતા !" બ્રહ્મચારીની આંખમાંથી દડદડ આંસુની ધારા પડવા લાગી.

મહેન્દ્રે પૂછ્યું:-"હાથમાં ત્રિશૂળ ખોપરી કેમ છે ?"

બ્રહ્મચારી:—"હમે સતાન છીએ; એટલાંજ અસ્ત્ર માતાના હાથમાં આપ્યાં છે. બોલો એક વાર-વન્દેમાતરમ્"

"વન્દેમાતરમ્" કહી, મહેન્દ્રે કાલીને પ્રણામ કર્યા. એટલે બ્રહ્મચારીએ કહ્યું:—"ચાલો આ રસ્તે થઇને." એમ કહી તે બીજા ભોયરામાં ઉતરવા લાગ્યા. પ્રાતઃસૂર્યના કિરણો તેઓની આંખોની સામે ઝળકી રહ્યાં હતાં બુલંદ અવાજવાળાં પક્ષીઓ ચોમેર કૂજી રહ્યાં હતાં. ભવ્ય વિશાળ આરસપહાણના મંદિરમાં સુવર્ણની બનાવેલી દશ હાથવાળી દેવીની મૂર્ત્તિ સૂર્યનાં અરૂણાં કિરણોમાં ઝળહળી રહી છે. બ્રહ્મચારી પ્રણામ કરીને બોલ્યા:—"આ ભવિષ્યમાં થનારી મા છે. એના દશ હાથ દશે દિશામાં એણે

પ્રસાર્યાં છે—એ હાથોને વિષે ધારણ કરેલાં વિવિધ આયુધોમાં વિવિધ પ્રકારની શક્તિ શોભી રહી છે. પગ તળે શત્રુઓને દબાવી દીધા છે, એમના પગનો આશ્રય લેનારો વીર-કેસરી (સિંહ) શત્રુઓનો સંહાર કરી રહ્યો છે. દિશાઓ રૂપી એના હાથો છે" —એટલું બોલતાં બોલતાં સત્યાનંદ ગળગળો થઇ રૂદન કરવા લાગ્યો. "દિશાઓ રૂપી હાથવાળી, નાના પ્રકારનાં આયુધ ધારણ કરનારી, શત્રુનો સંહાર કરનારી સિંહની પીઠ ઉપર વિરાજમાન થઇ રહેલી જમણી બાજુએ સૌભાગ્યની મૂર્ત્તિ લક્ષ્મી દેવી છે; ડાબી બાજુએ વાણી, વિદ્યા અને વિજ્ઞાનને આપવાવાળી સરસ્વતી દેવી છે; પાસેજ બલ મૂર્ત્તિ કાર્ત્તિકેય તથા કાર્યસિદ્ધિના દેવ ગણપતિ આવી રહ્યા છે. આવો આપણે બન્નેય માતાને પ્રણામ કરીએ." પછી બન્ને જણા હાથ જોડી એક સાથે લલકારવા લાગ્યાઃ—

"सर्वमंगलमांगल्ये शिवे सर्वार्थदायिके
शरण्ये त्र्यम्बके गौरि नारायणि नमोस्तुते ॥"

બન્ને દંડવત્ પ્રણામ કરી ઉભા થતાં મહેન્દ્રે ગળગળા સાદે પૂછ્યુંઃ—"માતાની એ મૂર્તિનાં દર્શન ક્યારે થઇ શકશે?"

બ્રહ્મચારી કહેવા લાગ્યાઃ—"જ્યારે માનાં સઘળાં સંતાન માને મા કહીને બોલાવશે, તેજ ઘડીયે

તે પ્રસન્ન થશે."

મહેન્દ્રે ઓચિંતો પ્રશ્ન કર્યો:—"મારાં સ્ત્રી-કન્યા ક્યાં છે?"

બ્રહ્મચારી:—"ચાલો, તેમને જોઇએ."

મહેન્દ્ર:—"તેઓને એક વાર મળ્યા બાદ વિદાયગીરી લઇશ"

બ્રહ્મચારી:—"કેમ વિદાયગીરી લેશો?"

મહેન્દ્ર:—"હું આ મહાસન્ત્ર ગ્રહણ કરીશ"

બ્રહ્મચારી:—સ્ત્રી-કન્યાને વિદાય ક્યાં કરશો?

થોડીકવાર વિચાર કરીને મહેન્દ્ર બોલ્યો:—"મ્હારા ઘરમાં કોઇ નથી, મારે બીજું કોઈ સ્થાન પણ નથી. આવા દુકાળના બારીક સમયમાં સ્થાન પણ ક્યાંથી મળી આવે?"

બ્રહ્મચારી:—"જે રસ્તે થઇને અહિં આવ્યા હતા તેજ રસ્તે મન્દિરની બહાર જાઓ. મદિરના દરવાજા આગળજ તમારાં સ્ત્રી કન્યાને જોઇ શકશો. કલ્યાણી હજી સુધી ભૂખી છે; જે જગાએ તે બેઠી છે, ત્યાં આગળજ ખાવાની વસ્તુઓ તમને મળી શકશે. એને ભોજન કરાવ્યા બાદ તમને જેમ રૂચે તેમ કરજો હમારામાંથી કોઇને પણ તમે હમણાં પાછા મળી શકશો નહિ. તમારૂં મન જો આવુંજ રહેશે, તો યોગ્ય સમયે હું તમારી સમક્ષ હાજર થઇશ." તે વખતે કોણ જાણે કયે રસ્તે

બ્રહ્મચારી મહારાજ ઓચિંતા અલોપ થઇ ગયા. ઉપર કહેલા રસ્તે જતા વારજ મહેન્દ્ર કલ્યાણી તથા કન્યાને નાટ્ય મન્દિરમાં બેઠેલાં જોયાં.

× × ×

આણી તરફ સત્યાનન્દ બીજી સુરંગને રસ્તે એક છુપા ભોંયરામાં ઉતર્યા. તે જગ્યાએ જીવાનન્દ અને ભવાનન્દ બેઠા બેઠા રૂપીયા ગણતા હતા અને ઢગલીબંધ ગોઠવતા હતા. તે ઓરડામાં સોના, ચાંદી, હીરા, પ્રવાળ, મોતી વગેરેના ઢગ ખડકવામાં આવ્યા હતાં. ગઈ રાતની લૂંટમાં મળેલા રૂપીયા એ લોકો ગણુતા હતા. સત્યાનન્દે તે ઓરડામાં દાખલ થઇને કહ્યું:—"જીવાનન્દ! મહેન્દ્ર આવશે. એના આવવાથી સંતાનોને સંગીન લાભ થશે. એનું વંશ પરંપરાથી ભેગું થએલું સઘળું ધન માતાની સેવામાં અર્પણ થશે. પરતુ જ્યાંસુધી મન વચન અને કર્મથી એ માતૃભક્ત ન થાય ત્યાંસુધી એને દાખલ કરશો નહિ. તમારા હાથ પરનુ કામ ખલાસ થાય, ત્યારે અવારનવાર એની પાસે જતા રહેજો; યોગ્ય સમયે શ્રીવિષ્ણુ ભગવાનના મન્દિરમાં એને લઇ આવજો. હરહંમેશ એનું રક્ષણ કરતા રહેજો; કેમકે, દુષ્ટને સજા કરવી એ જેમ સતાનોનો ધર્મ છે, તેમજ શિષ્ટ પુરૂષોની રક્ષા કરવાનો પણ ધર્મ છે.

———:○:———

## પ્રકરણ ૧૨ મું.

અનેક દુઃખો વેઠ્યા પછી મહેન્દ્ર અને કલ્યાણીનો મેળાપ થયો હતો. કલ્યાણી છાતીફાટ રૂદન કરવા લાગી તે જોઇ મહેન્દ્ર વળી એના કરતાંયે વિશેષ રડવા લાગ્યો. રડવા કકળવાનું પૂરૂ થતાં, આંખ લુછવાની ધમાલ થઇ રહી કેમકે, જેટલીવાર આંખ લુછવામાં આવ્યાં કરતી, તેટલીજ વાર પાછાં આંસુ પડયાં કરતા. આંસુ પડતાં અટકાવવાના હેતુથી, કલ્યાણીએ ખાવાની વાત ઉપાડી. બ્રહ્મચારીના સેવકો જે ખાવાનુ મૂકી ગયા હતા, તે ખાવાનુ મહેન્દ્રને કલ્યાણીએ કહ્યું. દુકાળના વખતમાં વિવિધ પ્રકારનાં શાકભાજી અને બીજા ખાવાનાં પદાર્થોની અછતજ હોય, એ દેખીતું છે; પરંતુ દેશમાં જે કાંઇ પાકતું હતુ તે સઘળું સંતાનોને મેળવવું મુશ્કેલ નહતું. સાધારણ મનુષ્યો તે જંગલમાં જઇ શકતાં નહિ જે જગ્યાએ ઝાડ પર ફળફળાદિક જોવામાં આવતાં, તે ભૂખ્યા દુકાળીઆઓ તોડી પાડતા અને ખાઇ જતા. પરંતુ માતાનાં સંતાનો સિવાય બીજા કોઇથી એ વનમાં પેસી શકાતુ નહિ, અને તેથી કરીને એ વનનાં ફળો તેમના સિવાય બીજા કોઈથી લઇ શકાતાં ન્હોતાં. બ્રહ્મચારીના સેવકોએ કલ્યાણીને સારૂ થોડાંક ફળ તથા દૂધ રાખી મૂકાંચ

હતાં. બ્રહ્મચારી મહારાજને ત્યાં ગાયો વાળી હતી. કલ્યાણીના આગ્રહને લીધે મહેન્દ્રે પ્રથમ ખાવા માંડયું. ત્યાર બાદ કલ્યાણીએ જરાક ખાધું. કન્યાને થોડુંક દૂધ પીવાડયું, અને ફરી પીવડાવવા માટે થોડુંક રહેવા દીધું. પછી તેઓ ઉંઘથી પીડાતા હોવાથી જરાક આરામ લીધો. ઉંઘમાંથી ઉઠયા બાદ, તેઓ કયાં જવું તેની મસલત કરવા લાગ્યા. કલ્યાણી કહેવા લાગી:— "ઘેર આપદા પડે છે એમ જાણી, આપણે ઘર છોડી ચાલ્યાં; પણ હવેજ સમજાય છે કે ઘરનાં કરતાંયે બહાર વધારે મુશીબત છે. માટે ચાલો પાછા ઘેર જઇએ." મહેન્દ્ર પણ એ અભિપ્રાયને મળતો થયો. મહેન્દ્રની ઇચ્છા એવી હતી કે, કલ્યાણીને ઘેર મૂકી, એકાદ કોઈ સંભાળ લેનાર રક્ષકની વ્યવસ્થા કરી દઇને આ પરમ રમણીય દૈવી પવિત્રતાસંપન્ન માતૃ–સેવાનું વ્રત લેવું. તે ઉપરથી બન્ને જણાં કન્યાને લઈ પદચિહ્ન ગામ તરફ જવાને નીકળી પડયાં.

પરંતુ તે ઘાડાં ઘીચોઘીચ જંગલમાંથી કયે રસ્તે થઈને પદચિહ્ન જવાતું હતું તે કાંઈ એ લોકોને સૂઝતું નહોતું. તેમણે ધાર્યું હતું કે જંગલમાંથી એક વાર બહાર નીકળીશું એટલે રસ્તો આપોઆપ જડી આવશે. પણ વનમાંથી કેમે કર્યાં

બહારજ નીકળાતુ ન હતું ઝાડીઓની ભૂલભૂલા-મણીમાં અથડાઈ કુટાઇને તેઓ પાછા મઠ આગળજ આવ્યા કરતાં હતાં. બહાર નીકળવાનો કોઇ રસ્તો જણાતો ન હતો. એવામાં પોશાક ઉપરથી વૈષ્ણવ જેવો જણાતો કોઇ અપરિચિત બ્રહ્મચારી તેઓની સામે હસતો હોય એમ ઉભેલો જણાયો તેને જોઇને મહેન્દ્રે ચીડાઇને કહ્યું:—"ગોંસાઇ, હસો છો કેમ?"

ગોંસાઇ બોલ્યા:—"તમે આ વનમાં પ્રવેશ કર્યો શી રીતે?"

મહેન્દ્ર:—"કોઇ પણ પ્રકારે પ્રવેશ કર્યો છે."

ગોંસાઇ:—"પ્રવેશ કર્યો છે, તો પછી બહાર કેમ નીકળાતું નથી?" એમ કહી તે વૈષ્ણવ પાછો હસવા લાગ્યો. મહેન્દ્ર ખીજવાઇને બોલી ઉઠયો:—"તમે હસો છો, તે બહાર નીકળી શકો છો ખરા?"

વૈષ્ણવ બોલ્યો.—"ચાલો મ્હારી સાથે; હું તમને રસ્તો દેખાડુ. અલબત્ત, તમે કોઇ સંન્યાસી બ્રહ્મચારીની સહાયથી અહિ પ્રવેશ કર્યો હોવો જોઇએ, નહિતર આ મઠમાં પેસવાનો અગર બહાર નીકળવાનો રસ્તો બીજુ કોઇ જાણતુ નથી." તે સાંભળીને મહેન્દ્રે પૂછયું.—"આપ પણ સંતાન છો?" વૈષ્ણવ બોલ્યો·—"હા, હું પણ સંતાન છું, મારી સાથે ચાલ્યા આવો. તમને રસ્તો દેખાડી

આપવા સારૂ તો હું અહિં ઉભો થઇ રહ્યો હતો."

મહેન્દ્રે જીજ્ઞાસા કરી:—આપનું નામ શું ?"

વૈષ્ણવે કહ્યું:—"મારૂં નામ ધીરાનંદ સ્વામી." એમ કહી ધીરાનંદ આગળ ચાલવા લાગ્યો; મહેન્દ્ર તથા કલ્યાણી પાછળ પાછળ આવવા લાગ્યાં. ધીરાનંદે અત્યંત વિકટ રસ્તે થઈને તેઓને બહાર કાઢી દીધાં, અને ફરી પાછાં તેમણે એક બીજા વનમાં પ્રવેશ કર્યો.

આનંદારણ્યમાંથી બહાર આવતાં થોડેક દૂર વૃક્ષવાળો પ્રદેશ શરુ થતો હતો. એ પ્રદેશ એક બાજુ પર આવી રહ્યો હતો. વનની અધવચ એક જગ્યા ઉપર એક નાનકડી નદી ખળખળ વહી રહી હતી. તેનું જળ ઘણુ સ્વચ્છ, પરતુ ઘનઘોર વાદળાં જેવું કાળું હતું. બન્ને બાજુએ નાના પ્રકારનાં સુશોભિત શામળાં વૃક્ષો નદીને છાયા કરી રહ્યા હતા, જૂદી જૂદી જાતનાં પક્ષીઓ તે વૃક્ષની ઉપર બેસીને અનેક પ્રકારે કલરવ કરતા હતા. એ મધુર કલરવ પણ નદીના ખળખળ શબ્દની સાથે ભળી જતો હતો. તેજ પ્રમાણે વૃક્ષની છાયાં અને પાણીનો રંગ પણ એક બીજા સાથે મિશ્રિત થઈ જતા હતા. કલ્યાણીનુ મન પણ એ છાયાની સાથે તલ્લીન થઈ ગયું હોય એમ ભાસતું હતું. નદીના કિનારા ઉપર એક ઝાડ નીચે

પતિની પાસે બેસીને તે કહેવા લાગી:—"આજે તમને હું ઉંડા વિચારમાં ગરક થઇ ગએલા જોઉં છું જે આફત હતી તેમાંથી તો આપણે ઉગર્યાં છીએ—હવે આવડો સંતાપ શાસારૂ કરવો જોઇએ?"

મહેન્દ્ર ઉંડો નિસાસો નાંખીને બોલ્યો:—"હું હવે તારો રહ્યો નથી—મારે શું કરવું—કાંઇજ સમજાતું નથી."

કલ્યાણી:—"એમ કેમ ? "

મહેન્દ્ર:—"તારાથી વિખુટા પડયા બાદ જે ઘટના બની તે સાંભળ" એમ કહી જે બનાવ બન્યો હતો, તે મહેન્દ્રે વિસ્તારથી કહી સંભળાવ્યો

કલ્યાણી કહેવા લાગી:—"મેં પણ ઘણીય આફત મુશીબત વેઠી છે. તમે તે બધું સાંભળીને શું કરશો ? આટલું આટલુ દુઃખ પડવા છતાંય મને કેમે કરી ઉંઘ આવતી ન્હોતી; પણ કાલે પાછલી રાતના હું સખત ઉંઘી ગઇ. ઉંઘમાં મને સ્વપ્ન આવ્યું. મે જોયું—કયા પુણ્યના પ્રભાવે તે કહી શકાતું નથી—કે હું એક અપૂર્વ સ્થાનમાં ગઇ છું. તે જગ્યાએ જમીન નથી. કેવળ પ્રકાશ છે. ત્યાં મનુષ્યોને બદલે કેવળ પ્રકાશમય મૂર્ત્તિઓ છે. તે જગોએ શબ્દ નથી માત્ર ઘણે દૂર કાંઇક મધુર ગીત વાદ્ય થઇ રહ્યાનોજ શબ્દ સંભળા છે. અસંખ્ય પુષ્પો જાણે તરતનાંજ નવાં ખ

રહ્યાં હોય એમ જાઈ, જાઇ, મલ્લિકા, માલતી વગેરે મ્હેક મ્હેક થઈ રહ્યાં છે. ત્યાં સહુથી ઉંચે બધાથી દેખી શકાય એવા સ્થાન ઉપર કોઈક બેઠું છે. અગ્નિસમો તેજસ્વી થઇ જાણે અંદરથી મંદમંદ સળગી રહ્યા હોય નહિ? આસમાની પર્વત! મોટો અગ્નિમય મુગટ તેના માથા ઉપર આવી રહ્યો હતો. તેને ચાર હાથ જણાતા હતા. તેની બન્ને બાજુએ શું હતુ તે હું બરાબર સમજી શકી નહિ. ધારૂં છું કે કદાચ સ્ત્રી મૂર્ત્તિજ હશે. પણ અહા કેવું મનોહર હતું તેમનું રૂપ! કેવી અપૂર્વ હતી તેમની તેજસ્વી કાન્તિ? અને કેવી અદ્‌ભુત સુગંધ પ્રસરી રહી હતી તેમની આસપાસ? જેટલી વખત એ દિશા તરફ મારી નજર ગઇ, તેટલીવારમાં હું વિહ્વલ થઇને તાકી રહી હતી. છતાંએ કોણ હશે, તે હું સમજી શકી નહિ એ ચતુર્ભુજ મૂર્તની સામે એક સ્ત્રીની મૂર્તિ ઉભેલી જણાતી હતી. તે પણ કાન્તિમાન હતી, પરંતુ ચોમેર વાદળાંથી ઢંકાઇ ગએલી હોવાથી, અજવાળું બરાબર આવતુ ન્હોતું માત્ર આટલુંજ સમજાતું હતું કે કોઇ એક રૂપવતી અત્યંત દુખિયારી સ્ત્રી રૂદન કરી રહી છે. મને એમ લાગ્યું કે પુષ્પોની સુગંધથી મંદસંદ મ્હેકી રહેલા પવનની લહરીઓમાં તણાતી તણાતી હું

એકાએક આવીને પડી એ ચતુર્ભુજ મૂર્તિનાં સિંહાસન તળે. એ સૂકીસડાક અને વાદળાંથી ઢંકાએલી સ્ત્રી જાણે મારા તરફ આંગળી કરીને કહેવા લાગીઃ—"આ પેલી સ્ત્રી-જેને ખાતર મહેન્દ્ર આપણી સેવામાં નથી આવી શકતો." પછી વાંસળીના જેવો મધુર અવાજ સ્પષ્ટ સંભળાવા લાગ્યો. એ ચતુર્ભુજ મૂર્ત્તિજ જાતે મને કહેવા લાગીઃ— "તારા સ્વામીને તજીને આવતી રહે અમારી પાસે. આ રહી તાહરી મા; તારો પતિ એની સેવા કરશે. તું તારા પતિની પાસે હઇશ, તો એની સેવા મઇ શકશે નહિ; માટે ચાલી આવ" હું જાણે રડતી રડતી કહેવા લાગીઃ—"મારા પતિને છોડીને કેમ કરીને આવું ?" ત્યારે વાંસળીના નાદમાં આ પ્રમાણે શબ્દ સંભળાયાઃ—"હુંજ પતિ છું, પિતા છું; હુંજ પુત્ર છું અને હુજ કન્યા છુ; આવતી રહે મારી પાસે." હુ શું બોલી તે સાંભરતું નથી. મારી ઉંઘ ઉડી ગઇ." આટલું કહી કલ્યાણી પાછી શાન્ત થઇ ગઇ.

મહેન્દ્ર પણ ભય, વિસ્મય વગેરેથી આભો બની ગયો. ઉંચે પપૈયા પોતાના અવાજથી આકાશને ભરી દેવા લાગ્યા: બધી દિશાઓમાં કોયલના અવાજનો પડઘો પડી રહ્યો. ભૃંગરાજ પોતાના મધુર કંઠથી આખા વનને ગજાવી રહ્યા. તેમનાં

પગ તળે નદીનો ખળખળ અવાજ થઇ રહ્યો હતો. વાયુ વનનાં પુષ્પોની મંદમંદ સુગંધ ફેલાવી રહ્યો હતો. ઠેકાણે ઠેકાણે સૂર્યનાં કિરણો નદીનાં મોજાં ઓમાં ચળકી રહ્યાં હતાં. કોઇ કોઈ સ્થાનમાં તાડનાં પાંદડાંઓનો મંદમંદ પવનમાં મર્મર શબ્દ થઇ રહ્યો હતો. આઘે ભૂરા પર્વતની હાર દેખાતી હતી. બન્ને જણાં કેટલીયે વાર મુગ્ધ થઇ ચુપચુપ બેસી રહ્યાં. થોડી વાર રહીને કલ્યાણી ફરીથી પૂછવા લાગી:-"શું વિચાર કરી રહ્યા છો ?"

મહેન્દ્ર:-"શું કરવું તેનોજ વિચાર કરૂં છું-સ્વપ્ન એ તો કેવળ મિથ્યા ભયભરી ભ્રમણા છે: આપોઆપ મનમાં ઉત્પન્ન થાય છે અને પોતાની મેળેજ નાશ પામે છે; જાગ્રત જીવનના પરપોટારૂપ આળપંપાળજ છે-ચાલો ઘેર જઇએ."

કલ્યાણી:-"જે જગોએ દેવે તમને જવાનું કહ્યું છે, ત્યાંજ જાઓ"—એમ કહી કલ્યાણીએ કન્યાને સ્વામીના હાથમાં આપી.

મહેન્દ્ર કન્યાને પોતાના હાથમાં લઇને પૂછવા લાગ્યો:—"અને તું—કયાં જઇશ ?" કલ્યાણી પોતાની બન્ને આંખ પોતાના હાથ વતી ઢાંકી દઇ માથું નીચું નમાવીને બોલી ઉઠી:—"મને પણ દેવે જે જગોએ જવાનું કહ્યું છે, ત્યાં હું જઈશ."

મહેન્દ્ર ચોંકી ઉઠયો. તે બોલ્યો:— "તે વળી

ક્યાં ? શી રીતે જઇશ ? ”

કલ્યાણીએ ઝેરની શીશી દેખાડી. મહેન્દ્ર સડક થઇ જઈને બોલી ઉઠ્યોઃ—“એ શુ ? ઝેર ખાઇશ ?”

કલ્યાણીઃ—“ખાવાનો વિચાર કર્યો હતો, પણ—” એમ કહી કલ્યાણી અધવચ અટકી જઇ વિચારમાં ગરક થઇ ગઈ. મહેન્દ્ર તેના મ્હોં સામું તાકી રહ્યો. દરેક પળ એને વરસ જેવી જણાવા લગી. કલ્યાણીએ પોતાની વાત પૂરેપૂરી કહી નહિ, એવું જાણી મહેન્દ્ર પૂછવા લાગ્યોઃ— “પણ—કહીને શુ કહેવા જતી હતી ?”

કલ્યાણીઃ—“ખાવાનો વિચાર કર્યો હતો-પણ તમને મૂકીને, સુકુમારીને મૂકીને, વૈકુંઠમાં જવાને પણ મારૂં મન નથી માનતું. જ્યાં પતિ ત્યાં મોક્ષ ! સ્વર્ગમાં પણ પતિ ના હોય, તો એ સ્વર્ગ શા કામનું ? આર્યાઓ ગાય છેઃ—વ્રજ વહાલુંરે, વૈકુંઠે નથી જાવું ! ત્યાં મુજ નંદકુંવર ક્યાંથી લાવું ? મારે નથી મરવું .”

એમ કહી કલ્યાણીએ તે ઝેરની શીશી જમીન ઉપર મૂકી દીધી. ત્યાર બાદ બન્ને જણા ગઇ ગુજરી અને હવે થનારી બાબતોની વાત કરવા મંડયાં. એ વાતમાં તેઓ એવાં મશગુલ

હતાં કે તેઓને બીજી કશી વાતનું ભાન રહ્યું નહિ. સુકુમારી પાસેજ રમતી હતી. માતા પિતાની ગફલતીનો લાભ લઈને, તેણે ઓચિંતી ઝેરની શીશી ઉપાડી લીધી. એ બેમાંથી કોઈએ તે દીઠું નહિ.

સુકુમારીએ ધાર્યું કે આ રમવા લાયક વસ્તુ છે. શીશીને ડાબા હાથમાં ઝાલીને, જમણા હાથ વતી ઠોકવા લાગી. પછી બન્ને હાથ વતી ખેંચવા મંડી. એમ એમ કરતાં શીશી એકાએક ઉઘડી ગઇ અને તે માંહેની ગોળીઓ નીચે પડી ગઈ.

સુકુમારીએ ધાર્યું કે આ પણ એક રમવા લાયકજ વસ્તુ હશે. એમ સમજીને તેણે શીશી મૂકી દઇ એકાદ ગોળી ઉંચકી લીધી. નાનાં છોકરાંને જે હોય તે મ્હોંમાંજ નાંખવાની વાત ! "प्राप्ति मात्रेण भोक्तव्यम्" એજ સિદ્ધાંત ! ઝટ કરતી કે ગોળી મ્હોંમાં મૂકી દીધી !!

"શું ખાધું ! શું ખાધું ! હાય, હાય રે મા !" કલ્યાણીએ આ પ્રમાણે ઘાંટાઘાંટ કરીને છોકરીના ગળામાં આંગળી ઘાલી. છોકરી દાંત બીડી દઇને ગોળીને ચાવતી ચાવતી હસવા લાગી પણ એટલામાં મ્હોં કડવું કડવું થઇ જતાં તેણે પોતાની મેળેજ મ્હોં પહોળું કર્યું, એટલે કલ્યાણીએ તેના મ્હોંડામાંથી ગોળી કાઢી લીધી અને દૂર ફેંકી

દીધી. છોકરી રડવા લાગી.

કલ્યાણીએ હાંફળા ફાંફળા નદીમાં વસ્ત્ર ભીજવી તેમાંથી પાણી નીચોવીને કન્યાનું મ્હોં લુછી નાંખ્યું. ગભરાટથી મહેન્દ્રને પૂછવા લાગીઃ—"ગોળી પેટમાં ગઇ તો નથી ને?"

માબાપના મનમાં આવે વખતે હંમેશાં અમંગલ શંકાઓજ થયાં કરવાની. જે ઠેકાણે પ્રેમ ઘણો હોય છે, ત્યાં ભયનું જોર પણ ભારેજ રહે છે. "अति स्नेहः पापशंकी" મહેન્દ્રે ગોળી પહેલાં કદી જોઇ નહુતી. ગોળી કેટલી મોટી યા નાની છે, તેની તેને ખબર ન્હોતી. ગોળી હાથમાં લઇ, ઘણીવાર સુધી તેના તરફ ધારીધારીને જોયાં કીધું. ત્યાર બાદ બોલી ઉઠયોઃ—"મને લાગે છે કે ઘણો ભાગ ખાઇ ગઇ છે."

કલ્યાણીને પણ એ વાત ખરી લાગી. તે પણ ઘણી વાર લગી ગોળી હાથમાં લઇને ધારીધારીને જોવા લાગી. આણી તરફ છોકરીએ ધમપછાડ કરવા માંડી. થોડી વાર સુધી રડયાં કીધું. ત્યાર બાદ બેહોશ જેવી થઇને પડી રહી. ત્યારે કલ્યાણી પતિને કહેવા લાગીઃ—"શું જોઇ રહ્યા છો? જે રસ્તે દેવતાઓએ બોલાવી, તે રસ્તે સુકુમારી ચાલી ગઇ—મારે પણ હવે જવું પડશે."

એમ કહી કલ્યાણીએ ઝેરની ગોળી હાથમાં

લઈ મોંમાં મૂકી દીધી અને ક્ષણુવારમાં ગળે ઉતારી દીધી.

મહેન્દ્રે રડતાં રડતાં કહ્યું:—"શું કર્યું ? કલ્યાણી, આ શું કર્યું ?"

કલ્યાણીએ કશોય જવાબ ન દેતાં પતિના પગની ધુળ માથા ઉપર ચઢાવતાં કહ્યું:—"પ્રભુ ! વાત કહેતાં વતેસર થઇ જશે. હું જાઉં છું."

"કલ્યાણી ! આ શું કર્યું ?" એમ કહી મહેન્દ્ર છાટીફાટ રડવા કકળવા લાગ્યો. ઘણા ધીરા અવાજે કલ્યાણી કહેવા લાગી:—"મેં ઠીકજ કર્યું છે. સ્ત્રીની માયામાં ફસાઇને દેવના કામમાં તમે ઢીલ કરતા હતા. જુઓની, હું પણ દેવ વાક્યનું ઉલ્લંઘન કરતી હતી તેથીજ મારી કન્યા ચાલી ગઇ. હવે પ્રમાદ કરૂં તો તમે પણ ચાલ્યા જાઓ."

મહેન્દ્રે રૂદન કરતાં કરતાં કહ્યું:—"અરે, તને ગમે ત્યાં મૂકી આવત. મારૂં કાર્ય સિદ્ધ થતાં તારી સાથે પાછો સુખેથી રહેત. તું મારૂં સર્વસ્વ છે, કલ્યાણી ! તેં આવું શું કામ કર્યું ? જે હાથના જોર વડે હું તરવાર પકડતો હતો, તેજ હાથ તેં કાપી નાંખ્યો! તારા વગર મારી શી સ્થિતિ થશે ?"

કલ્યાણી:—"મને ક્યાં લઈ જાત ?—સ્થાનજ ક્યાં છે ? આ વિપત્તિના વસમા વખતમાં માબાપ,

ભાંઇભાંડુ વગેરે સઘળાંજ મરી પરવાર્યાં છે. કોના ઘરમાં સ્થાન મળત? ક્યાં જવાનો રસ્તો રહ્યો છે! મને ક્યાં લઇ જાત? હું તો મોટી ઉપાધિ રૂપ હતી. હું મરી જાઉં છું, તેજ સારૂં થાય છે. મને એવો આશીર્વાદ આપો કે જેથી હું તેજ પ્રકાશમય લોકમાં જઇ, તમને પાછા જોઇ શકું." એમ કહી કલ્યાણીએ પાછી પતિના પગની ધૂળ લઈ માથા પર ચઢાવી. કશોય જવાબ દેવાની શક્તિ નહિ રહેલી હોવાથી મહેન્દ્ર રડવા લાગ્યો. કલ્યાણી ફરી બોલી ઉઠી-ઘણાજ મૃદુ, મધુર, સ્નેહમય અવાજે આ વખતે બોલવા લાગી:—
"જુઓ, દેવતાની ઇચ્છાનું ઉલ્લંઘન કોનાથી થઈ શકે તેમ છે? મને જવાની આજ્ઞા કરી હતી, મેં ધાર્યું હતું કે મારાથી રહી શકાશે—મારી મેળે મરી નહત, તો નક્કી બીજું કોઇ મને મારી નાંખત. હું મરીને તમારૂં ભલુંજ કરી જાઉં છું. તમે વ્રત લીધું છે, તે મન, વચન અને કર્મથી સિદ્ધ કરો. ઘણુ પુણ્ય લાગશે. મને પણ તેથી સ્વર્ગનો લાભ થશે. આપણે બન્ને અનંતકાળ સુધી સાથે રહી સ્વર્ગના દિવ્ય ભોગો ભોગવીશું."

આણી તરફ પેલી કન્યા પાછી સાવધ થવા લાગી. ઝેર ઘણુાજ થોડા પ્રમાણુમાં તેના પેટમાં

ગયું હતું અને તેની અસર ભયંકર ન્હોતી નીવડી. પરંતુ એ તરફ મહેન્દ્રનું ધ્યાન ખેંચાયું નહતું. તેણે કન્યાને કલ્યાણીની છાતી સાથે વળગાડી અને બન્નેને ગાઢ આલિંગન કરી ડૂસકાંભેર રડવા લાગ્યો. તેજ વખતે વનમાં ધીમો પરંતુ મેઘના જેવો ગંભીર શબ્દ સંભળાવા લાગ્યો:—

"હરે મુરારે મધુકૈટભારે
ગોપાલ ગોવિન્દ મુકુન્દ શૌરે."

કલ્યાણીને તે વખતે ઝેર શરીરમાં વ્યાપી ગયું હતું; ચેતન પણ કાંઇક અંશે ઓછું થઇ ગયું હતું—તે દિવસે વૈકુંઠમાં સંભળાએલો અદ્ભુત બંસીનાદ પાછો તેને ઉંડાણમાં સંભળાવા લાગ્યો:-

"હરે મુરારે મધુકૈટભારે!
ગોપાલ ગોવિન્દ મુકુન્દ શૌરે!"

ત્યારે અપ્સરાને લજવે એવા અવાજે કલ્યાણી મોહભરી ગાવા લાગી:—

"હરે મુરારે મધુકૈટભારે!"

મહેન્દ્રને કહ્યું "બોલો:—

હરે મુરારે મધુકૈટભારે!"

વનમાંથી નીકળતા મધુર સ્વર અને કલ્યાણીના મધુર સ્વરથી મોહિત થઇ ધ્રૂજતા કંપતાં ઇશ્વરની સહાયની પ્રાર્થના કરતાં કરતાં મહેન્દ્રે

પણ લલકાર્યું;—

"હરે મુરારે મધુકૈટભારે !"

ત્યારે ચારે દિશામાંથી અવાજ થવા લાગ્યો

"હરે મુરારે મધુકૈટભારે !"

તે વખતે જાણે વૃક્ષ પરના પક્ષીઓ પણ પોકારવા લાગ્યાં:—

"હરે મુરારે મધુકૈટભારે !"

પાછો પડઘો સંભળાઇ રહ્યો:—

"હરે મુરારે મધુકૈટભારે !"

તે વખતે મહેન્દ્ર શોક સંતાપ ભૂલી જઈ ઉન્મત્ત થઇ કલ્યાણીની સાથે આવેશમાં આવીને લલકારવા લાગ્યો:—

"હરે મુરારે મધુકૈટભારે !"

વનમાંથી તેમની સાથે સાથેજ પડઘો પડી રહ્યો:—

"હરે મુરારે મધુકૈટભારે !"

કલ્યાણીનો અવાજ તે વખતે ગળામાં ઉતરી જવા લાગ્યો હતો છતાં તેણે પોકારવા માંડયું:—

"હરે મુરારે મધુકૈટભારે !"

ત્યાર પછી ધીમે ધીમે કલ્યાણીનો કંઠ રૂંધાઇ જવા લાગ્યો. કલ્યાણીના મ્હોંડામાંથી શબ્દ નીકળતો ન હતો; આંખો મીંચાઇ ગઇ હતી. મહેન્દ્ર સમજી ગયો કે, કલ્યાણી "હરે મુરારે" પોકારતી પોકારતી

વૈકુંઠ ધામને વિષે ચાલી ગઈ છે. ત્યારે ગાંડા માણુસની પેઠે મોટા અવાજે આખા વનને કંપાવી નાંખી, પશુ પક્ષી વગેરેને ચોંકાવી નાંખીને મહેન્દ્ર બરાડવા લાગ્યો:—

"હરે મુરારે મધુકૈટભારે!"

તે વખતે કોઇ એકાએક ત્યાં આવીને તેને ગાઢ આલિંગન કરીને તેની સાથે એવાજ મોટા અવાજે પોકારવા લાગ્યું:—

"હરે મુરારે મધુકૈટભારે!"

ત્યાર પછી, તે અનન્તના મહિમાને લઇને, તે અનંત અરણ્યને વિષે અનન્ત માર્ગે ગમન કરનારીના શરીરની સામે બેસીને તે બન્ને જણા અનન્તના નામનો જયઘોષ કરવા લાગ્યા. પશુ પક્ષી શાન્ત હતાં, પૃથ્વી અપૂર્વ શોભા ભરી ભાસતી હતી—ન હોય જાણે આ અંતિમ ગીતનું ઉપયુકત મંદિર! સત્યાનંદ મહેન્દ્રને હૃદયસરસો ચાંપીને બેસી રહ્યા.



## પ્રકરણ ૧૩ મું.

આણી તરફ કલકત્તા તરફના ધોરી રસ્તા ઉપર ભારે કોલાહલ મચી રહ્યો. સઘળે ખબર ફેલાઇ ગઇ કે, જેટલો ખજાનો કલકત્તા જતો

હતો, તે બધોજ સંન્યાસીઓએ લૂંટી લીધો છે. એટલે બાદશાહના ફરમાનથી સન્યાસીઓને પકડવા સિપાઇઓ અને ભાલાવાળા સ્વારો ચોમેર છૂટયા. આવા ભયંકર દુકાળના વખતમાં તે વખતે એ પ્રદેશમાં ખરા સન્યાસીઓ ઝાઝા નહતા. લોકો બીચારાને પંડેજ ખાવાનુ મળતું ન્હોતું, તો પછી સન્યાસીને તેઓ શું આપવાના હતા? તેથી ઘણા ખરા સંન્યાસીઓ પેટની આગ હોલવવાને કાશી, પ્રયાગ વગેરે સ્થળોએ નાસી છૂટયા હતા—માત્ર સંતાનોજ જ્યારે ઇચ્છા હોય ત્યારે સન્યાસી વેશ ધારણ કરતા, અને કામ પડતાં તેનો ત્યાગ પણ કરતા! દેશપર આવેલી આફત જોઈ ઘણાઓએ સન્યાસી વેશ તજી દીધો હતો. રાજાના ભૂખ્યા વરૂ જેવા સિપાઇ સપરાંઓ કોઈ ઠેકાણે સંન્યાસીઓનો પત્તો ન ખાધો ત્યારે ગૃહસ્થોનાં ઘરનાં હાંલ્લાં ઠોબલાં ભાંગી પોતાનાં ખાલી પેટ અડધા ભરીને પાછા ફર્યા. એકલા સત્યાનદેજ પોતાનાં ભગવાં વસ્ત્ર તજ્યાં નહિ.

તેજ નાનકડી નદીના કિનારાઉપર તેજ રસ્તા ઉપર ઝાડ નીચે કલ્યાણીનું શબ પડી રહ્યું હતું. મહેન્દ્ર અને સત્યાનન્દ એક બીજાને વળગીને આંખમાં આંસુ લાવીને ઇશ્વરને પોકારી રહ્યા હતા, એવામાં જમાદાર નજીરૂદ્દીન તથા તેના

સિપાઇઓ તે જગોએ આવી પહોંચ્યા. સત્યાનંદને એકાએક ગળચીમાંથી પકડીને જમાદાર બોલી ઉઠયો:—"એઇ હરા સંન્યાસી."

બીજા એક માણસે મહેન્દ્રને પકડયો—શા માટે ન પકડે ? સંન્યાસીનો સંગી પણ અવશ્ય સંન્યાસીજ હોવો જોઇએ. ત્રીજો એક બહાદુરખાં લીલાં ઘાસ ઉપર પડી રહેલાં કલ્યાણીનાં શબને સુદ્ધાં પકડવા જવાની તૈયારી કરતો હતો, પરંતુ એટલામાં તેના જોવામાં આવ્યું કે આ તો કોઇ સ્ત્રીનું શબ છે, અને એ કાંઇ સંન્યાસી હોઇ શકે નહિ. એમ ધારીને તેને પકડવાનો વિચાર માંડી વાળ્યો. કન્યાને પણ એવી જ સમજથી પડતી મૂકી. ત્યાર બાદ તેઓ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર પેલા બન્નેને બાંધીને લઇ ગયા. કલ્યાણીનું શબ તથા તેની બાળક કન્યા પણ કોઇ રક્ષકના અભાવે ત્યાં આગળજ ઝાડ નીચે પડી રહ્યાં.

શરૂઆતમાં શોકાતુર તેમજ ઈશ્વરપ્રેમને વિષે ઉન્મત્ત થઇ ગએલો હોવાથી, મહેન્દ્ર લગભગ ચેતનહીન જેવોજ થઇ ગયો હતો. શો બનાવ બની રહ્યો હતો, શી રીતે બનવા પામ્યો હતો તેનું એને કશું ભાન ન્હોતું. હાથ કડી નંખાતાં એણે કાંઇપણ ધમપછાડ કરી નહિ, પરંતુ બેચાર કદમ દૂર ગયા પછી એને ભાન થયું કે મને

બાંધીને લઈ જવામાં આવે છે. કલ્યાણીનું શબ સંસ્કાર પામ્યા વગરનું એમનું એમ પડી રહ્યું હતું હવે તેને વનનાં ક્રૂર પશુઓ ચુંથી નાંખશે, એવો વિચાર મનમાં સ્ફુરતાં વારને તેણે ખુબ જોરથી બન્ને હાથને પહોળા કર્યા. એકજ ઝટકાની અંદર હાથ કડી તૂટી ગઈ. ક્ષણવારમાં તેણે જમાદાર સાહેબને પગની લાત વતી ભોંય સરસા કરી દીધા અને એક સિપાઈને સજ્જડ ઠોકયો. એટલામાં ત્રણ બાજુએથી ત્રણ સિપાઇઓએ મહેન્દ્રના ઉપર ઓચીંતો હુમલો કરીને તેને હફાવી નાંખ્યો અને પાછો પરહેજ કર્યો, ત્યારે દુઃખથી નિરાશ થઇ મહેન્દ્ર સત્યાનન્દને કહેવા લાગ્યોઃ—"તમે જો મને જરાક મદદ કરી હોત, તો હું આ પાંચેને પૂરો પડત." સત્યાનદ બોલ્યાઃ—"મારા આ ઘરડા શરીરમાં એટલું બળ કયાંથી હોય?—હું જેને પોકારી રહ્યો હતો, તેને પોકારવા સિવાય મારામાં વિશેષ બળ નથી—ભાવિને તાબે થાઓ, વિરૂધ્ધ આચરણ ના કરો. આપણે આ પાંચ જણાને કદીયે પૂરા પડી શકત નહિ. ચાલો, આપણને કયાં લઇ જાય છે, તે જોઇએ જગદીશ્વર સર્વ ઠેકાણે આપણું રક્ષણ કરશેજ કરશે."

પછી બન્ને જણા છુટવાનાં ફાંફાં માર્યા વગર સિપાઇઓની પાછળ પાછળ ચાલવા લાગ્યા. થોડેક

દૂર ગયા બાદ સત્યાનંદે સિપાઇઓને પૂછ્યું:—
"બાપુ ! મને હરિ નામનું સ્મરણ કરવાની આદત છે—હરિનામનો ઉચ્ચાર કરવામાં કાંઇ હરકત છે?" તે વખતે સત્યાનદ જમાદારને ભલા માણસ જેવો લાગ્યો. તે જમાદાર બોલ્યો:—"ભલે હરિનામ બોલો, અમે અટકાવ કરીશું નહિ. તમે ઘરડા બ્રહ્મચારી જણાઓ છો. તમારા છુટકારાનો હુકમ મળી જશે, પણ આ બદમાશ ફાંસીએ જશે." ત્યારે બ્રહ્મચારી મૃદુ સ્વરે ગાવા લાગ્યા:—

"धीर समीरे तहिनी तीरे वसति वने वरनारी
माकुरु धनुर्द्धर गमन विलंबनमति विधुरा
सुकुमारी ॥
ઇત્યાદિ."

શહેરમાં પહોંચ્યા બાદ તેઓને કોટવાલની પાસે લઇ જવામાં આવ્યા. કોટવાલે પોતાના ઉપરી અધિકારીપર ચીઠ્ઠી મોકલી આપી બ્રહ્મચારી તથા મહેન્દ્રને જેલમાં મોકલી આપ્યા. તે કારાગાર ઘણું ભયંકર હતું, જે જતું તે ભાગ્યેજ ત્યાંથી પાછું ફરી શકતું. શેના ફરી શકે ? ઇન્સાફને વાળી ઝાડીને સાફ કરી નાંખવામાં આવ્યો હતો. નહતી તે વખતે ઇંગ્રેજ સરકારની જેલો કે ન હતી ઇંગ્રેજની અદલ ઇન્સાફી પદ્ધતિ આજે નિયમ અને વ્યવસ્થાના દિવસો છે—તે વખતે અવ્યવસ્થાના

અને અંધાધુંધીનો દિવસો હતા. કરો સરખામણી વ્યવસ્થા અને અવ્યવસ્થાના દિવસોની.

———.○:———

**પ્રકરણ ૧૪ મું.**

રાત પડી હતી. કેદખાનામાં સત્યાનન્દ મહેન્દ્રને કહેવા લાગ્યા—"આજે ઘણા આનંદનો અવસર છે; કેમકે આપણે જેલમહેલમાં સહેલ કરીએ છીએ. બોલો, હરે મુરારે!" મહેન્દ્ર ધીમા અવાજે બોલ્યો:—"હરે મુરારે!"

સત્યાનંદઃ—"આમ ઢીલા પોચા કેમ થઈ ગયા છો? તમે આ મહાવ્રત લેત, ત્યારે સ્ત્રી તથા કન્યાને તો તજવાંજ પડત. કોઈ પ્રકારનો સબંધ તમારાથી તેઓની સંગાથે રાખી શકાત નહિ."

મહેન્દ્રઃ—"ત્યાગ જૂદી વસ્તુ છે, અને જે શક્તિ વડે હું એ વ્રત ગ્રહણ કરી શકત, તે શક્તિ પણ મારાં સ્ત્રી કન્યાની સાથે ચાલી ગઇ છે."

સત્યાનંદઃ—"શક્તિ આવશે હું શક્તિ પૂરી પાડીશ. મહામન્ત્ર વડે દીક્ષિત થાઓ; મહા વ્રતની દીક્ષા લ્યો."

મહેન્દ્ર નાસીપાસ થઇ બોલ્યો:—"મારાં

સ્ત્રી કન્યાને શિયાળ કૂતરાં ખાતા હશે—કોઇ વ્રતની મારી આગળ વાત કરશો નહિ."

સત્યાનંદઃ—"એ બાબતમાં બેફીકર રહેજો. સંતાનોએ તમારી સ્ત્રીને અગ્નિ સંસ્કાર કર્યો છે. કન્યાને યોગ્ય સ્થાનમાં લઇ જઇને રાખી છે."

મહેન્દ્ર વિસ્મય પામ્યો. બરાબર વિશ્વાસ બેઠો નહિ હોવાથી તે બોલી ઉઠયોઃ—"તમે તે કેમ કરીને જાણ્યું? તમે તો અહિં મારી સાથેજ છે.

સત્યાનંદઃ—"મહાવ્રતને વિષે હું દીક્ષિત છું થયો દેવદેવતાઓની માર ઉપર દયા છે. આજે રાત્રેજ તમને એ સમાચાર મળી જશે; આજે રાતનાજ તમે આ કેદખાનામાંથી છુટા થઇ જશો."

મહેન્દ્ર કાંઇ પણ બોલ્યો નહિ. સત્યાનંદને લાગ્યું કે મહેન્દ્રને વિશ્વાસ બેસતો નથી. ત્યારે સત્યાનન્દ બોલ્યોઃ—"વિશ્વાસ કરતા નથી? કસોટી કરી જોજો." એમ કહી સત્યાનંદ કેદખાનાનાં દર વાજા લગી આવ્યા. ત્યાં જઈ શું કર્યું તે મહેન્દ્રે અંધારામાં દીઠું નહિ. પાછા આવ્યા એટલે મહેન્દ્રે પ્રશ્ન કર્યોઃ—"કેવી કસોટી?"

સત્યાનંદઃ—"તમે આજેજ આ કારાગારમાંથી મુક્તિ મેળવશો."

એટલું બોલતાંમાં તો કારાગારના દરવાજા એકાએક ઉઘડી ગયા; એક વ્યક્તિ ઓરડાની

અંદર આવીને કહેવા લાગીઃ—"મહેન્દ્રસિંહ કોનું નામ ?"

મહેન્દ્ર બોલ્યોઃ—"મારૂં નામ."

આવનાર માણસ બોલ્યોઃ—"તમને છુટા કરવાનો હુકમ મળ્યો છે-તમે જઈ શકો છો." મહેન્દ્રને પહેલાં આશ્ચર્ય ઉપજ્યું, ત્યાર બાદ તેને એ વાત અસત્ય ભાસી. પણ પરીક્ષા કરી જોવાને તે બહાર નીકળ્યો. કોઈએ તેને જતાં રોક્યો નહિ. મહેન્દ્ર રાજમાર્ગ સુધી ચાલ્યો ગયો.

એ વખતે આગન્તુક સત્યાનંદને કહેવા લાગ્યોઃ—"મહારાજ ! આપ પણ જાણતા નથી ? હું આપને માટેજ આવ્યો છું."

સત્યાનંદ—"તમે કોણ છો? ધીરાનંદ ગોંસાઇ કે ?"

ધીરાનંદઃ—"હા, મહારાજ !"

સત્યાનંદઃ—"પહેરેગીર બન્યા કેમ કરીને ?"

ધીરાનંદઃ—"ભવાનંદે મને મોકલ્યો હતો. શહેરમાં આવ્યા બાદ, મારા સંભળવામાં આવ્યું કે આપને કારગારમાં પૂર્યા છે, તેથી ધંતૂરા વગેરે વનસ્પતિની જડીબુટ્ટીઓ લઈને હું અહિં આવી પહોંચ્યો. જે ખાનસાહેબ પહેરો ભરતા હતા, તેના પર ફેંકતાં વારને મૂર્છા આઇને તે ભાઈ-સાહેબ જમીન પર પટકાઈ પડ્યા. આ સઘળો

પોશાક મેં પહેર્યો છે તે એનોજ છે."

સત્યાનંદઃ—"તમે આ પોશાકમાંજ શહેરની બહાર ચાલ્યાં જાઓ. હું આમ જઇ શકીશ નહિ."

ધીરાનંદઃ—"આજે સંતાનની પરીક્ષા છે."

મહેન્દ્ર પાછો આવ્યો. સત્યાનંદે પ્રશ્ન કર્યો:—

"કેમ પાછા આવતા રહ્યા ?"

મહેન્દ્રઃ—"આપ નિઃસંદેહ સિદ્ધ પુરૂષ છો. પરંતુ હું આપનો સંગ છોડીને જઈ શકીશ નહિ."

સત્યાનંદઃ—"વારૂ, એમ કરો ત્યારે; આપણે બન્ને આજે રાત્રે બીજી રીતે છૂટા થઇ શકીશું."

ધીરાનંદ બહાર ચાલ્યો ગયો. સત્યાનંદ અને મહેન્દ્ર કેદખાનામાંજ ગોંધાઇ રહ્યા.



## પ્રકરણ ૧૫ મું.

બ્રહ્મચારી મહારાજનું ગાયન ઘણાના સાંભળવામાં આવ્યું હતું. જીવાનંદ પણ તે માંહેનો એક હતો. મહેન્દ્રની વહારે ધાઇ વળવાને એને ફરમાવવામાં આવ્યું હતું એ વાંચક વર્ગના લક્ષ બહાર નહિજ હોય. રસ્તા ઉપર કોઇ એક સ્ત્રીની સાથે તેની મુલાકાત થઇ. તે સ્ત્રી સાત દિવસ થયાં ખાધા વગર રસ્તા પર પડી રહી હતી. તેને ઉગાર-

વાને જીવાનંદને લગભગ એક કલાક ત્યાં ખોટી થવું પડયું હતું. આમ ભીખારણને બચાવી (પોતાને ખોટી કરવા ખાતર) તેને ગાળો ભાંડતો ભાંડતો તે હવે આવતો હતો. જુએ છે તો પ્રભુને મુસલમાન સિપાઈઓ ગિરફતાર કરીને લઇ જાય છે–પ્રભુ ગાયન ગાતા ગાતા ચાલ્યા જાય છે.

જીવાનંદ મહાપ્રભુ સત્યાનંદનો સંકેત સઘળો સમજી ગયો.

નદી કિનારા ઉપર કોઇ ભીખારણ આ વખત પણ ખાધા વગરની પડી રહી હશે કે શું ? એમ વિચાર કરતો કરતો જીવાનંદ નદીને કિનારે કિનારે ચાલવા લાગ્યો. બ્રહ્મચારી મહારાજને પોતાનેજ સિપાઇઓ લઈ જતા હતા, તે જીવાનંદના જોવામાં આવ્યું હતું. તો એ સ્થળે જઇને બ્રહ્મચારીનો ઉદ્ધાર કરવાની એની પ્રથમ ફરજ હતી. પરંતુ જીવાનંદ વિચારવા લાગ્યો:—"એ સંકેતનો એવો અર્થ ન હોઈ શકે. એમની જીંદગીનાં રક્ષણ કરતાંયે એમની આજ્ઞાનુ પાલન કરવાનું કામ વધારે મહત્વનું છે એજ વાત હું એમની પાસેથી સૌથી પહેલી શીખ્યો છું. એટલા માટે એમની આજ્ઞાનુંજ મારે પાલન કરવું જોઇએ."

જીવાનન્દ નદીને કિનારે કિનારે ચાલવા લાગ્યો, ચાલતાં નદી કિનારા ઉપર એક ઝાડની

નીચે કોઈ એક બાયડીનું શબ તથા જીવતી હાલતમાં એક બાળક કન્યા પડી રહ્યાં છે, એવું તેના જોવામાં આવ્યું. વાચકોના સ્મરણમાંજ હશે કે મહેન્દ્રનાં સ્ત્રી કન્યાને જીવાનંદે અગાઉ કદિ પણ દીઠાં ન્હોતાં. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો:—"મને લાગે છે કે આજ મહેન્દ્રનાં સ્ત્રી કન્યા હોવાં જોઇએ. કેમકે, પ્રભુની પાસે મહેન્દ્રને બેઠેલો જોયો હતો. તે ગમે તેમ હોય, માતા મરણ પામી છે, કન્યા જીવે છે. સૌથી પહેલાં એમનાં રક્ષણનો ઉપાય કરવો જોઈએ. નહિ તો વાઘ વરૂ એમને ખાઈ જશે. ભવાનંદ ઠાકુર આટલામાંજ કોઇ ઠેકાણે છે, તે આ સ્ત્રીને અગ્નિ સંસ્કાર કરશે." એમ વિચાર કરીને જીવાનંદ કન્યાને ઉંચકી લઇને ચાલવા લાગ્યો.

છોકરીને ઉંચકીને જીવાનંદ ગોંસાઇએ તે ઘાડા જંગલની અંદર પ્રવેશ કર્યો. જંગલ વટાવીને એક નાનકડા ગામડામાં તે દાખલ થયો. ગામનુ નામ હતું ભૈરવીપુર. લોકો કહેતા ભઈરૂપુર. ભરૂઇપુરમાં થોડાક સાધારણ સ્થિતિના માણસો વસતા હતા. પડોશમાં કોઈ મોટું ગામ ન્હોતું. ગામ બહાર નીકળ્યા એટલેજ જંગલ આવતું. ચોમેર જંગલ આવી રહ્યું હતું. જંગલની અધવચજ એ નાનું સરખું ગામડું હતું; પણ તે

ગામડું હતુ ઘણુ સુંદર જમીન પણ ગાયને ચરવા લાયક કુમળાં ઘાસથી ઢંકાઇ ગઇ હતી. સુંદર, કુમળાં આંબાઓ, જાંબુડીઓ, જમરૂખ તથા તાડ વગેરેનાં ઝાડ વડે એ પ્રદેશ બગીચા જેવો રળિયામણો લાગતો હતો. તેની વચ્ચે ભૂરાં પાણીથી ભરપૂર સ્વચ્છ વાવ આવી રહી હતી. એ જળને વિષે બગલાં; હંસ, કોયલ, ચક્રવાક વગેરે પક્ષીઓ ક્રીડા કરી રહ્યાં હતાં; થોડેક દૂર મોર ઉચે સાદે કેકાધ્વનિ કરી રહ્યા હતો. ઘેરઘેર ગાય ભેંસ વગેરે ઢોર હતાં, અને ઘરની અંદર અનાજ ભરવાની મોટી કોઠીઓ જણાતી હતી; પરંતુ હમણાં સખ્ત દુકાળ હોવાથી અનાજનાં સાંસા હતા. કોઇના છાપરા પર એકાદ મેનાનું પાંજરૂં હતું, કોઇની દિવાલ ઉપર ચિત્રામણ કાઢેલાં હતાં.—કોઇનાં ખેતરમાં બકાલુ વાવ્યું હતું પરંતુ બધાજ માણસો દુકાળમાં શરીરે દુબળા, દુખીયારા હીનદીન થઇ થઇ ગયા હતા. તેમ છતાં આ ગામના લોકોનું એટલું સદ્‌ભાગ્ય હતું કે તેમનાં ખેતરોમાં અનેક ફળફળાદિક વગેરે થતા હતાં તેથી ગામના લોકો એ ફળફળાદિક ખાઇને પોતાનુ ગુજરાન ચલાવી શકતા હતા.

એક મોટા આંબાના વનમાં એક નાની સરખી

વાડી આવી રહી હતી. ચોતરફ તેને કાંટાની વાડ કરી લેવામાં આવી રહી હતી. ચારે બાજુએ ચાર ઘર આવી રહ્યાં હતાં. તેમાં ગાય બકરા વગેરે ઢોર હતાં, એક મોર હતો, એક મેના હતી, એક ઢેલ હતી; એક વાંદરો હતો, પરંતુ તેને ખાવાનું આપવાનું પરવડતું નહિ હોવાથી છોડી મૂકવામાં આવ્યો હતો. બગીચામાં જાતજાતના વૃક્ષ જોવામાં આવતાં હતાં. પરંતુ કોઇ કરતાં કોઇના ઉપર પણ પુષ્પ દીસતાં ન્હોતાં. દરેક ઘરના ઓરડામાં એકેકો ચરખો હતો. પરંતુ ઘરમાં કોઇ મરદ જણાતા નહુતા. જીવાનંદ તે છોકરીને હાથમાં લઇને એ વાડીમાં ઘુસ્યો.

વાડીમાં પ્રવેશ કરતાં વારને જીવાનંદે એક ઓરડામાં ચરખાનો અવાજ સાંભળ્યો. તે છોકરીએ અગાઉ કદી ચરખાનો અવાજ સાંભળ્યો. નહતો. ખાસ કરીને માથી વિખુટી પડી ત્યારની તે રડયાં કરતી હતી, તે ચરખાનો અવાજ સાંભળીને ચમકી ઉઠી અને મોટો અવાજ કાઢીને રડવા લાગી. તે વખતે ઓરડાની અંદરથી એક સત્તર અરાઢ વરસની બાયડી બહાર આવી. તે સ્ત્રી બહાર આવીને જમણા ગાલપર જમણા હાથની આંગળી મૂકીને વાંકી ડોક રાખીને ઉભી રહી. એકાએક બોલી ઉઠી:—"આ શું કહેવાય? ઓહ તમારી,

રેંટીયો વળી કોઇને બચકાં ભરતો હશે ખરો ? છોકરી તમારી કયાં નાસી ગઇ, દાદા ? દાદા, તમને વળી છોકરી થઈ છે કે શું ?—પણ લગન બગન કર્યાં છે ખરાં કે વાંઢાજ છો ?"

જીવાનંદે તે છોકરીને લઇ આવીને પેલી બાઇના હાથમાં આપી અને તેને મુક્કી મારીને કહેવા લાગ્યો:—"વાંદરી ! સમજતી નથી ? એ મારી કન્યા છે. મને રેંજીપેંજી જેવો સમજે છે ? ઘરમાં દૂધ હશે કે ?"

ત્યારે તે યુવતિ બોલી:—"દૂધ છે તો ખરૂં, પીશો ?" જીવાનદે કહ્યું:—"હા, પીશ."

તે ઉપરથી તે યુવતિ હાંફળી ફાંફળી દૂધ ગરમ કરવાને ઘરમાં ગઇ. જીવાનંદ તેટલો વખત ઘમ્મર ઘમ્મર રેંટીયો ફેરવવા લાગ્યો. છોકરી પેલી બાઇના હાથમાં ગયા બાદ રડતી એકાએક બધ થઈ ગઇ. તેણે શું ધાર્યું હશે તે તો કેમ કહી શકાય. તેણે યુવતિને ખીલેલા કુસુમ જેવી સુદર જોઇને પોતાની માજ ધારી હશે. સગડીની આંચ લાગવાથી છોકરી પાછી રડી ઉઠી. તેનાં રડવાનો અવાજ સાંભળતાં વારને જીવાનંદ બખાળી ઉઠયો:—"એ નિમિ ! એ મ્હોંગળી, એ હરમાની ! તારૂં દૂધ હજી ગરમ થયું કે નહિ ?" નિમિ બોલી:—"થાય છે." એમ કહી પત્થરના

વાડકામાં દૂધ રેડીને જીવાનંદની પાસે લાવીને તે વાડકો હાજર કર્યો. જીવાનંદ ગુસ્સાનો ડોળ કરીને બોલ્યો:—"મન તો એવું થાય છે કે આ ઉકળતા દૂધનો વાડકોજ તારા ડીલ પર ઢાળી દઉં—તારૂં હૈયું આમ કેમ ઉજ્જડ થઇ ગયું છે? હું આવડો મોટો દૂધ પીશ એમજ સમજી હતી કેમ?" નિમિ પૂછવા લાગી:—"ત્યારે કોણ પીશે?"

જીવાનંદ:—"આ છોકરી પીશે, દેખતી નથી? આ છોકરીને દૂધ પીવડાવ."

ત્યારે નિમિ પાટલા ઉપર બેસી ગઇ. છોકરીને ખોળામાં સૂવાડી અને ઝારી વતી દૂધ પીવડાવવા લાગી. તેની આંખોમાંથી એકાએક આંસુની ધારા વહેવા લાગી. તેને એક છોકરો થઇને મરી ગયો હતો. તેનીજ એ ઝારી હતી. નિમિએ તેજ ક્ષણે હાથવતી આંખમાંના આંસુ લુછી નાંખી હસતાં હસતાં જીવાનંદને પૂછ્યું:—"હેં, દાદા! આ તારી છોકરી?"

જીવાનંદ બોલ્યો:—"તો મોંબળી! શું તમારી છોકરી છે એ?"

નિમિ બોલી ઉઠી:—"મને એ છોકરી સોંપશો?"

જીવાનંદે કહ્યું:—"તું એને લઇને શું કરીશ?"

નિમિ:—"હુ છોકરીને દૂધ પીવડાવીશ, ખોળામાં સૂવાડીશ—એને ઉછેરીશ" એટલું બોલતાં

માં તો એની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં વારંવાર હાથવતી લુછતી જાય અને હસતી જાય.

જીવાનંદ બોલ્યો:—"તું લઇને શું કરીશ? તને કેટલાંય છોકરાછોકરી થશે તેનો કાંઇ ખ્યાલ છે?"

નિમિ:—'છોને થાય—થવાનાં હશે તો થશે પણ હમણાં તો એ છોકરીને આપો, ન હોય તો પછી પાછી લઇ જજો."

જીવાનંદ:—"લે ત્યારે, એને લેતી મર હું વારંવાર આવીને એની ખબર કાઢી જઈશ. એ કાયસ્થની કન્યા છે હવે હું જાઉં છું"—

નિમિ·—"એમ કેમ, દાદા! ખાશો ખરાને? વખત થઇ ગઈ છે, મારૂં માથું કાં ખાઓ છો? રોટલી ખાઈને જાઓ"

જીવાનંદ:—"તારૂં માથું પણ ખાઉં અને અને રોટલી પણ ખાઉં? બને વનાં નહિ ખવાય હોં! માથાને બદલે રોટલી ને ભાત આપ."

ત્યાર પછી નિમિ છોકરીને હાથમાં લઇને ભાતનું અધરણ મૂકવાને ઘરમાં ગઈ.

નિમિએ જોતજોતામા સુદર સ્વાદિષ્ટ રસોઇ બનાવી દીધી—મલ્લિકા પુલસમો ઉજળો ફટક ભાત, પીળી ધમ્મક દાળ, પુલકા પુરી, તળાવનાં માછલાંનો સેરવો અને દૂધ વગેરે ચીજો જીવાનંદ-

ના ઠામમાં પીરસી. જીવાનંદ જમવા બેસતાં બેસતાં કહેવા લાગ્યો:—"બ્હેન નિમાઇ! મન્વન્તર થાય છે એમ કોણ કહે છે? તારા શરીરનો તો મન્વન્તર થયો નથી. જીવ કાંઇ ઘરડો થાય છે ખરો ?"

નિમિ બોલી:—"મન્વન્તર આવશેસ્તો, કેમ નહિ આવે? મોટો મન્વન્તર આવવાનો છે. અમે બે જણાં છીએ અલો ને અલી; ઘરમાં જે કાંઇ હોય છે, તે લોકોને ખવડાવીએ છીએ અને અમે જાતે ખાઇએ છીએ. અમારા ગામમાં વરસાદ થયો હતો, તે શું તમારા ધ્યાનમાં નથી? અમારા ખેતરે થોડુંક અનાજ પાકયું હતું-બીજા બધાજ લોકો શહેરમાં વેચી આવ્યા હતા-અમે વેચ્યું નથી."

જીવાનંદ પૂછવા લાગ્યો:—"બનેવી કયાં છે?" નિમિ માથું નમાવી ચૂપ બેસી રહી. ત્યાર બાદ કહેવા લાગી:—"કોઇ ઠેકાણે બશેર ત્રણશેર ડાંગર વાવી છે. તેની ધમાલમાં પડયા છે."

આણી તરફ જીવાનંદને આવા ઉત્તમ ખોરાકનાં ઘણે દહાડે દર્શન થયાં હતાં. તેથી વાતચીતમાં વધારે ન રોકાતાં ગપગપ કોળીયા ભરવા લાગ્યો, અને થોડીજ વારમાં બધું ભરેલું ભાણું ખલાસ કરી નાંખ્યું! શ્રીમતિ નિમાઇમણિએ હવે ફકત

પોતાના જેટલુ અને પતિને ખાવા જેટલુંજ રહેવા દીધું હતું, પોતાને માટે જે ભાત રહેવા દીધો હતો તે બધો દાદાને પીરસી દીધો હતો. દાદાનું (જીવાનંદનું) ભાણું ફરી પાછું સફાચટ થઇ ગએલું જોઇને, ધણીને માટે જે રહેવા દીધું હતું તે બધું લઇ આવીને તેના ભાણામાં ભડાક કરતું ઠાલવી દીધું. જીવાનંદે આંખના પલકારામાં તે બધુંય પેટ નામના મોટા ખાડામાં ઠાલવી દીધું. ત્યારે નિમાઇમણિ કહેવા લાગીઃ—"દાદા, હવે કાંઇ જોઇએ છે ?"

જીવાનન્દ બોલ્યોઃ—"હવે બીજું કાંઇ છે ?"

નિમાઇમણિ બોલીઃ—"એક પાકુ ફણસ છે." નિમાઇ તે પાકું ફણસ લઇ આવી. જીવાનન્દ ગોસ્વામીએ ઝાઝી ગરબડ સરબડ કર્યા વગર તેને પણ પેલા સઘળું સ્વાહા કરી જનારા સર્વભક્ષી હુતાશન–પેટ નામના ધ્વંસપુરને સ્વાધીન કરી દીધું ! ત્યારે નિમાઇ હસતી હસતી કહેવા લાગીઃ—"દાદા ! હવે કાંઇ રહ્યું નથી."

દાદા બોલ્યાઃ—"ત્યારે જા, વળી કોઇ દિવસ આવીને ખાઇશું."

નિમાઇએ તેને હાથ મ્હોં ધોવાને પાણી આપ્યું. પાણી આપતાં આપતાં નિમાઇ બોલીઃ—"દાદા ! મારી એક વાત માનશો ?"

જીવાનંદઃ--"શું છે ?"

નિમાઈઃ—"મારી વિનંતિ સ્વીકારો."

જીવાનંદઃ—"પણ મ્હોંબળી ! બોલની શુ છે તે."

નિમાઇઃ--"વાત માનશો ?"

જીવાનંદઃ—"શું છે તે કહે એકવાર."

નિમાઈઃ—મારી વિનંતિ સ્વીકારો—હું આપને પગે લાગું છું."

જીવાનંદઃ—તારી વિનંતિ પણ સ્વીકારૂં—તુ પગે પણ પડજે—પરંતુ છે શુ તે તો બોલ."

નિમાઇ તે વખતે બે હાથનાં આંગળા એક બીજા સાથે ભેરવી નીચી નજરે તેના તરફ નીરખી રહી. વળી પાછી જીવાનંદના તરફ તીરછી નજરે જોવા લાગી. ત્યાર બાદ શરમાતી શરમાતી બોલી ઉઠીઃ---"એકવાર વહુને તેડાવશો ?"

જીવાનંદ હાથ ધોવાનો લોટો ઉંચકીને નિમિના માથામાં મારવાને ઉભો થયો. પણ એકાએક તે વિચાર માંડી વાળીને કહેવા લાગ્યોઃ—"મારી વહુની તારે શી માંડવી છે ? પડી રહેવા દેને જ્યાં પડી છે ત્યાં. તારાં દાળ ચોખા ખૂટાડ્યાં તે વળી એક દિવસ તને પાછાં આપી જઇશ. હૈયાફુટી ! વાંદરી ! શું બોલવું તેનું કશી વાતનું ભાનજ નથી ! મગ અડદ સાથ ભરડી જાય છે."

નિમાઇ બોલી:– "ભલે, એમ રાખો ત્યારે. હું વાંદરી હું હૈયાપુટી. બધુંય હુ છું, પણ એકવાર વહુને બોલાવશો ખરા ?"

જીવાનંદ:—"હું તો આ ચાલ્યો," એમ કહી જીવાનંદ ધમધમ કરતો કે ઓરડાની બહાર જવા લાગ્યો, એટલે નિમાઇ જઇને બારણા આગળ ઉભી રહી; બારણાંની સાંકળ વાસી દઈ, તે બોલી:—"પહેલાં મને મારી નાંખો, પછી તમે તમારે જાઓ. આજ તો વહુને મળ્યા વગર તમારાથી અહિંથી જઇ શકાશે નહિ."

જીવાનદ બોલ્યો:—" મેં કેટલાય માણુસોને મારી નાંખ્યા છે, તે તું જાણુતી નથી ?"

આ વખતે નિમિ એકદમ *છછણી પડી:— "બહુ ધાડ મારી મોટી !--સ્રીને તજી દે, લોકોનાં ખૂન કરે તે બહાદૂર માણુસ! મને બ્હીવડાવો છે શેના ? તમે જે બાપનાં સંતાન છો, તેજ બાપની હુ પણ સંતાન છું-લોકોને મારવાથી જો તમારૂ ગૌરવ વધતું હોય તો ભલે મને મારી નાંખો અને એ ગૌરવ વધારે દીપાવો."

જીવાનદ હસતો હસતો કહેવા લાગ્યો:— "જા બાપા જા, બોલાવી લાવ, તારે જે ડાકણને લઇ આવવી હોય, તેને લઇ આવ તુ કાંઇ એમ જંપવાની છે ? પણ આટલી વાતની શરત રાખજે,

હવે પછીથી આ બાબત કદી પણ મારી આગળ છેડીશ નહિ. તને તો કાંઇ ઝાઝું કહેતો નથી—પણ જે કોઇ—ચમ્મરણંધનો સાળો પછી કયાં નહિ હોય ?—આ વાતની વરાળ સરખી કાઢશે, તેનું માથું બોડું ટકોરૂં બનાવી દઇ, અવળે ગધેડે બેસાડીને દેશપાર કરી દઇશ."

"એમ થશે, તો હું તો મારે બચી જઇશ" એમ મનમાં ને મનમાં ગણગણતી અને હસતી હસતી નિમિ ત્યાં આગળથી બહાર ચાલી ગઇ. પડોશમાં આવેલી એક ઝુંપડીમાં જઇને ઉભી રહી. તે ઝુંપડીમાં સો ઠીંગડાંવાળું વસ્ત્ર પહેરી છુટા કેશ રાખીને એક બાઇ બેઠી બેઠી રેંટીયો કાંતતી હતી. નિમાઇ તેની પાસે જઈને કહેવા લાગીઃ-"વહુ, જલદી !" વહુ બોલીઃ—"કેમ, જલદી શું છે? અમારા જમાઇરાજે તારાં હાડકાં ખોખરાં કરીને પૂજા કરી છે કે શું ? ઘા બા પર તેલ બેલ ચોપડાવવું છે ?"

નિમિઃ—"તેની તૈયારીજ થાય છે. તેલબેલ હશે કે ઘરમાં ?"

તે બાઇ બીચારી ઉતાવળી ઉતાવળી અંદરના ખંડમાંથી તેલની બરણી લઇ આવી. નિમાઇએ ઝટઝટ તેમાંથી હાથના ખોબામાં તેલ લઇ તે વહુ રાણીના માથામાં ઘાલી દીધું. ઝટઝટ માથાની લટ

ગુંથી દીધી. ત્યાર બાદ તેને એક લપડાક મારીને કહેવા લાગી:—"તારી પેલી ઢાકાની સાડી કયાં મૂકી છે? બોલ." તે બાઇ કાંઇક અચંબો પામીને છણકો કરતી બોલી:—"કેમ, કાંઇ ખસ્યું છે કે શું?"

નિમાઈએ તેના વાંસા પર ધબ કરતો ઢીકો ચોઢી કાઢીને કહ્યું:—"સાડી કાઢવી છે કે નહિ? બોલ?"

રંગ જમાવવા ખાતર તે બાઈએ સાડી બહાર કાઢી. આટલા દુઃખમાં પણ 'જાતિ સ્વભાવ ન જાયરે જીવડા' એ કહેવત મુજબ તેની ટીખળ કરવાની ટેવ ભૂસાઇ ગઈ ન્હોતી. ખીલેલાં કમળસમું નવીન યૌવનનું સૌન્દર્ય તેનાં પ્રત્યેક અંગને વિષે મ્હેંકી રહ્યું હતું. માથે તેલ ધુપેલ નહિ મળે, કપડાં પણ ફાટાં તૂટાં ને સુગ ચઢે તેવાં, પેટપૂર ખાવાનાંયે સાસાં—તેમ છતાંય એ લળલખતુ અનુપમ લાવણ્ય તેનાં સેંકડો ઠીંગડાં-વાળાં કપડામાંથી પૂર બ્હારમાં પ્રકાશી રહ્યું હતું. "Beauty unadorned is adorned the best."

કાલિદાસે ઠીકજ કહ્યું છે કે:—

"કમળ સર ઉગેલું રમ્ય શેવાળથીય,
મલિન હરણવાળો ચન્દ્ર શોભે ઘણુંય;
મનહર શી! કૃશાંગી પ્હેરતાં વલ્કલોય!
મધુર રૂપ ભર્યાંને શોભતુ શું ન થાય?"

તેજસ્વી પદાર્થના ઓળાની પેઠે ચમકારા મારતી શરીરની દિવ્ય કાંતિ, નયનને વિષે કાતીલ કટાક્ષ, અધરમાં કામણગારૂં હાસ્ય. ખોરાક જૂજ અને ભાગ્યેજ લેતી છતાં નૈસર્ગિક સૌન્દર્ય અડગ રહ્યું હતું. વસ્ત્રાલંકાર ધારણ કર્યા ન્હોતા, તેમ છતાં એ સૌન્દર્ય પૂર ભપકાથી ખીલી રહ્યું હતું. વાદળામાં જેમ વીજળી ઢંકાઇ રહેલી હોય છે, મનને વિષે જેમ પ્રતિભા રહેલી છે, જગત્‌ના શબ્દમાં જેમ સંગીત સમાયું છે, મરણની અંદર પણ જેમ સુખ છુપાએલું હોય છે, તેજ પ્રમાણે એ રૂપરાશિને વિષે પણ શબ્દમાં ન વર્ણવી શકાય એવાં અજબ અનિર્વચનીય તત્વ રહ્યાં હતાં; અનિર્વચનીય માધુર્ય, અનિર્વચનીય ઉન્નતભાવ, અનિર્વચનીય પ્રેમ, અનિર્વચનીય ભક્તિ. તેણે હસતાં હસતાં (એ હાસ્ય કોઇએ દીઠું નહિ) પેલી ઢાકાની સાડી બહાર કાઢી. અને કહેવા લાગી:—"લે બોલ, નિમિ! હવે શું કરવું છે? નિમિએ કહ્યુ:—"તું પહેરી દે હવે, બીજું શું?" તે બોલી:—"હુ પહેરીશ, એટલે શું થશે?" એટલે નિમાઇએ તેનાં સુંદર નાજુક ગળાની આસપાસ પોતાના તેવાજ નાજુક હાથ નાંખી દઈને કહ્યું:—"દાદા આવ્યા છે, તને બોલાવે છે." તે બોલી:—"મને બોલાવે છે, તો આ ઢાકાની

સાડીનું શું કામ છે? ચાલની, આમજ આવુ છું." નિમાઇએ તેના ગાલમાં લપડાક મારી–તેણે નિમાઇને ખાંધે હડસેલો મારીને ઝુંપડીની બહાર કાઢી. અને બોલી ઉઠી:—"ચાલ ચાલ, આ ચીંથરૂં પહેરીનેજ એમને મળવાને આવું છું." આમ જીદ કરીને પહેરેલું લુગડું બદલ્યું નહિ. નિમાઇનો ઠપકો ઠેકાણે આવ્યો. નિમાઇ તેને પોતાની સાથે લઇને, પોતાનાં મકાનનાં બારણા સુધી ગઇ. તેને અંદરના ખંડમાં પ્રવેશ કરાવી બહારથી બારણું બંધ કરી પોતે ત્યાં આગળજ ઉભી થઇ રહી.



## પ્રકરણ ૧૬ મું

તે બાઇનું વય આશરે પચીશેક વર્ષનું હશે, પરંતુ દેખાવપરથી નિમાઇના કરતાં વધારે આધેડ ઉમ્મરની લાગતી ન હતી. ફાટાં તૂટાં મેલાં કપડાં પહેરીને તેણે ઘરમાં પ્રવેશ કર્યો એટલે એકાએક જાણે આખા ઓરડામાં બધે અજવાળું અજવાળું થઇ રહ્યું. પાંદડાથી ઢંકાએલા કોઇ ઝાડપર ફુલનો ઝુમખો જાણે એકાએક ખીલી ઉઠયો ના હોય એવો ભાસ થયો. બૂચ વડે સજ્જડ દીધેલો ગુલાબજળનો શીશો જાણે ઓચીંતો ભાગી જઇ મીઠી

મોહક સુગંધ ફેલાવી રહ્યો ન હોય, એવું ભાન થવા લાગ્યું. લગભગ હોલવાઇ ગએલા અગ્નિમાં જાણે કોઇએ ઓચીંતો ધુમાતો સુગંધીદાર ગુગળ ફેંકી દીધો ન હોય, એવું તેના આગમનથી પ્રતીત થવા લાગ્યું. તે રૂપવતીએ ઘરમાં પ્રવેશ કરતાં વારને પોતાના સ્વામીને શોધવાને આમતેમ ફાંફાં મારવા માંડયા. પહેલાં તો પ-તોજ લાગ્યો નહિ. ત્યાર બાદ તેના જોવામાં આવ્યુ કે ઘરના ચોગાનમાં એક નાનકડો આંબો છે તે આંબાના થડ ઉપર માથું ટેકવીને જીવાનંદ રૂદન કરી રહ્યા છે. તે રૂપરૂપના અંબાર જેવીએ હળવે હળવે તેની સોડમાં ભરાઈને તેનો હાથ પોતાના હાથમાં લઇ લીધો. મોંઢેથી અક્ષર સરખો તેણે ઉચાર્યો નહિ. તેની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં હતાં. પતિને જોતાં વારને તેનું હૈયું ભરાઈ આવ્યું હતું, પરતુ ધીમે ધીમે આંખમાં આંસુ ઉભરાવા લાગ્યાં. એ આંસુની ધારાને જો તેણે વહેવા દીધી હત, તો તેણે જીવાનંદને પલાળી દીધો હોત; પરંતુ તેમ તેણે કર્યું નહિ. જીવાનંદનો હાથ પોતાના હાથમાં લઈને પ્રેમપૂર્વક છાતીસરસો ચાંપીને તે મૃદુ સ્વરે કહેવા લાગીઃ—"જાઓ જાઓ, આમ શું કરતા હશો? આમ કાંઇ રોવાય કે? હુ જાણું છું કે તમે મારે ખાતર રડો છો. હું અભાગણી

તમારા દુઃખ સંતાપનું કારણ થઈ પડી છું–મારા દુઃખે દુઃખી થશો નહિ; તમે જે પ્રકારે મને રહેવાની વ્યવસ્થા કરી આપી છે, તેમાં હું સુખી છું."

જીવાનંદ માથું ઉંચું કરીને આંખ લૂછી નાંખી થોડીકવાર સુધી પત્નીની સામુ એક્કી ટસે જોઈ રહ્યા પછી તે એકાએક બોલી ઉઠયોઃ—"શાન્તિ! તારૂં આવું ફાટુતૂટું મેલું વસ્ત્ર? તને અન્ન વસ્ત્ર વગેરેનો તો કાંઈ તોટો નથી!"

શાન્તિ બોલીઃ—"તમારૂં ધન તમારાજ ઉપયોગને વાસ્તે છે. નાણાં મારી પાસે રાખીને મારે શું કરવું છે? જ્યારે તમે આવશો, જ્યારે તમે મારો સ્વીકાર કરશો–"

જીવાનંદઃ—"સ્વીકાર કરીશ–શાન્તિ! એમ કેમ કહે છે? મેં કયાં તારો ત્યાગ કર્યો છે?"

શાન્તિઃ—"ત્યાગની વાત નથી કરતી.–જ્યારે તમારૂં વ્રત પૂરૂં થશે, જ્યારે પાછા તમે મને ચાહતા થશો–"

જીવાનન્દે શાન્તિના બોલ પૂરા થતા પહેલાંજ તેને ગાઢ આલિંગન કર્યું. તેના ખભાપર પોતાનું માથું ટેકવીને કયાં સુધી ગુપચુપ ઉભો થઇ રહ્યો. આખરે ઉંડો નિસાસો નાખીને તે બોલ્યોઃ—"કેમ આપણે મળતાં રહીશું ને!"

શાન્તિઃ—"કેમ કરીને મળાશે?—તમારૂં

વ્રત તો હજી અધુરૂં છે-વ્રતનો ભંગ થાયને ?"

જીવાનંદઃ—"ભલે વ્રતનો ભંગ થાય-તેને માટે પ્રાયશ્ચિત્ત પણ છે; પણ તને એકવાર દીઠા પછી તો હું પાછો જઈ શકતો નથી. એટલા માટે મેં નિમાઇને કહ્યું હતું કે મળવાની જરૂર નથી, એને એકવાર દીઠા પછી મારાથી પાછા ફરાશે નહિ. એક તરફ છે ધર્મ, અર્થ, કામ મોક્ષ વ્રત, હોમ, યાગ, યજ્ઞ વગેરે. આખો સંસાર બીજી તરફ છે. મને જરાએ નથી સમજાતું કે એથી કોનું ખેંચાણ વધારે બળવાન નીવડે છે? દેશ તો શાન્ત છે, દેશનું મારે શું કામ છે? એજ દેશની જમીનનો નાનકડો ટુકડો મળતાં હું તને સાથે રાખીને મૃત્યુલોકમાંજ સ્વર્ગ ખડું કરી શકું છું. મારે દેશનો શો ખપ છે ? દેશનાં લોકોને દુઃખ છે—પણ તારા જેવું સ્ત્રીરત્ન મેળવવા છતાં જે તેને તજી દે છે-તેના કરતાં દેશમાં વધારે દુઃખી બીજો કોણ છે ? તારા શરીરપર સો ઠીંગડાવાળું વસ્ત્ર જે જોઇ રહ્યો તેના કરતાં વધારે કંગાલ દેશમાં બીજો કોણ હોઈ શકે ? મારા સર્વ ધર્મમાં મૂળ કારણરૂપ સહાયરુપ તુજ છે. 'क्रियाणां खलु धर्म्यांणां सत्पत्न्यो मूल कारणम्।' એ સહાયને જે લાત મારે છે, તેની પાસે સનાતન ધર્મ ક્યાંથી રહી શકે ? ક્યા ધર્મને કાજે મારે દેશદેશ અને

વનવન હાથમાં બન્દૂક લઈ ભટકતાં ફરવું અને અનેક જીવોની હિંસા કરીને પાપનાં પોટલાં બાંધવા ? પૃથ્વી સંતાનોને તાબે થઇ શકશે કે કેમ તેની ખબર નથી; પરંતુ તું તો મારે તાબેજ છે, તું પૃથ્વી કરતાંયે વધારે મોટી છે, તુંજ મારૂં સ્વર્ગ છે. ચાલો ઘેર જઇએ-હવે મારે પાછા જવું નથી."

થોડી વાર સુધી શાન્તિ કાંઇ કરતાં કાંઇ જ બોલી શકી નહિ. ત્યાર બાદ તે કહેવા લાગી:- "આમ શું કહો છો ? તમે વીર છો. આ દુનિયામાં મારૂં મોટામાં મોટું સુખ-સદ્‌ભાગ્ય એ છે કે હું એક વીરપુરૂષની પત્ની છું. તમે શું એક અધમ સ્ત્રીને ખાતર તમારો વીરધર્મ તજી દેશો ? ભલે, તમે મને ના ચાહતા-નથી જોઇતુ મારે એ સુખ. પરંતુ તમારા વીરધર્મનો તમે કદાપિ ત્યાગ કરશો નહિ. હવે જુઓ, મને એક વાત કહેતા જાઓ- આ વ્રતભંગનું પ્રાયશ્ચિત શું ?"

જીવાનંદ બોલ્યો:—"પ્રાયશ્ચિત ? દાન-ઉપવાસ-૧૨ ગૌદાન." શાન્તિ સહજ હસી. ત્યાર બાદ તે બોલી ઉઠી:—"પ્રાયશ્ચિત શું છે, તે હું સમજુ છું. પણ એક અપરાધનું પ્રાયશ્ચિત અને સેંકડો અપરાધનું આયશ્ચિત-એ બન્નેય એકત્ર હોઈ શકે ખરાં ?"

જીવાનંદે વિસ્મય અને ખેદની લાગણીભેર

પૂછ્યું:—"આ બધી વાત શું કરવા જોઇએ ? "

શાન્તિ:—"એક ભિક્ષા યાચવાની છે. મારી સાથે પાછો ફરી મેળાપ થયા વગર પ્રાયશ્ચિત કરશો નહિ."

જીવાનંદ તે વખતે હસીને કહેવા લાગ્યો:— "એ વિષયમાં નિશ્ચિન્ત રહેજે. તને મળ્યા વગર હું મરવા માંગતો નથી. મરવાની એટલી ઉતાવળ નથી. હવે હું અહિં વધુ વખત રોકાઇ શકતો નથી, પણ આંખ ધરાય ત્યાં લગી હું તને જોઇ શક્યો નથી, તેથી અવશ્ય એક દિવસ એ પ્રમાણે તને નીરખવા આવીશ; એક દિવસ અવશ્ય મારી એ મનકામના સફળ થશે. હું હવે જાઉં છું— પણ છેલ્લી મારે તને એક વિનંતી કરવાની છે. મારા એ આગ્રહનો તું સ્વીકાર કરજે—આવો ચીંથરેહાલ જેવો પોશાક તું તજી દે અને મારા વડીલોપાર્જીત મકાનમાં જઇને નિવાસ કર."

શાન્તિએ જીજ્ઞાસા જણાવી:—" હવે તમે ક્યાં જશો ? "

જીવાનંદ:—"હવે બ્રહ્મચારી મહારાજની શોધમાં મઠ તરફ જઇશ. એ જે હાલતમાં શહેર ગયા છે, તેથી કાંઇક ચટપટી થાય છે, દેવળમાં એમનો પત્તો નહિ ખાય તો પછી શહેરમાં (કલકત્તા) જઇશ."



## પ્રકરણ ૧૭ મું.

ભવાનંદ મઠની અંદર બેઠો બેઠો હરિ નામની ધુન લગાવી રહ્યો હતો એવામાં જ્ઞાનાનંદ નામનો એક તેજસ્વી સંતાન શોકાતુર ચહેરે ત્યાં આગળ આવીને ઉભો રહ્યો ભવાનંદ કહેવા લાગ્યોઃ—"ગોંસાઇ ! કેમ આજે આવું ઉદાસ મુખ જણાય છે?"

જ્ઞાનાનંદ બોલ્યો—"કાંઇક ગરબડ ઘોંટાળો જણાય છે. કાલીમાતાના પડદાને માટેજ ફક્ત આજે ભક્તો ભગવાં વસ્ત્ર જુએ છે અને ઝાલી રહ્યા છે. બીજા બધા સંતાનોએ આજે ભગવાં વસ્ત્ર તજ્યાં છે. ફક્ત સત્યાનંદ પ્રભુજ એકલા ભગવાં વસ્ત્ર પહેરીને શહેર તરફ સીધાવ્યા છે. ભોગજોગે મુસલમાનોને હાથ પડી જશે, તો શું થશે, તે સમજાતું નથી."

ભવાનંદ બોલ્યોઃ—"એમને ગિરફતાર કરે, એવો કોઈ મુસલમાન બંગાળામાં નથી. ધીરાનંદ એમની પાછળ પાછળ શોધ કરવાને ગયા છે, તે હું જાણું છુ. તેમ છતાં હું પણ એક વાર નગર જઇ આવું છું, ત્યાં સુધી તમે અહિં મઠની દેખરેખ રાખજો."

એમ કહી ભવાનંદે એક ખાનગી ઓરડામાં જઇ એકાદ મોટી પેટીમાંથી કેટલાંક કપડાં બહાર કાઢયાં. ભવાનંદે એકાએક પોતાનો વેશ બદલી

નાંખ્યો. ભગવાં વસ્ત્રને ઠેકાણે સફેદ કડકડતો પાય જામો, શરબતી મલમલનું પહેરણ અને ઉપર સુંદર ડગલો, માથા ઉપર સુશોભિત ફેંટો વગેરે ચઢાવી દીધાં. કપાળ માંહેના ત્રિપુંડ વગેરે ચિહ્ન ભૂંસી નાંખ્યા. દાઢીમૂછને રૂવાબભેર આંકડા દીધા. દેખાવ એવો કરી દીધો કે એને જોતાં વારને તરત સમજાય કે કોઇ ફાંકડો મોગલવંશી જવાંમર્દ આવ્યો છે. આવા મોગલી પોશાકમાં સજ્જ થઇ, હથિયાર ધારણ કરીને ભવાનંદ મઠની બહાર નીકળી પડ્યો. તે જગ્યાએથી આઠેક માઇલ ઉપર બે નાનકડા પહાડ આવી રહ્યા હતા. તે પહાડની ઉપર જંગલ હતું. એ બન્ને પહાડની વચ્ચે એક નિર્જન એકાન્ત સ્થળ હતું; તેમાં સંખ્યાબંધ ઘોડાઓને ઉછેરવામાં આવતા હતા. મઠવાસીઓની અશ્વશાળા પણ ત્યાંજ હતી. ભવાનંદે તે માંહેથી એક ઘોડો કાઢી લીધો અને પોતે તેની પીઠપર સ્વાર થઇ શહેરના રસ્તા તરફ પૂર વેગે જવા લાગ્યો.

જતાં જતાં રસ્તામાંજ તેને રોકાવું પડ્યું. રસ્તાની એક બાજુએ ખળખળ વહેતી નદીના કિનારા આગળ આકાશમાંથી ભૂલાં પડેલા નક્ષત્ર સમી, વાદળાંની હારમાંથી વિખૂટી પડેલી વીજળી જેવી તેજસ્વી સ્ત્રીની આકૃતિ પડી રહેલી તેના

જોવામાં આવી. જુએ છે, તો ચેતનનાં લક્ષણો જરા પણ તેનામાં જણાતાં નથી—ઝેરની શીશી ખાલી પડી રહી છે. ભવાનંદ ભય, ગભરાટ અને વિસ્મયથી વિહ્વલ થઇ ગયો. જીવાનંદે પણ મહેન્દ્રનાં સ્ત્રી કન્યાને અગાઉ કદી દીઠાં ન્હોતાં. મહેન્દ્રને સ્ત્રી કન્યા હોવાનો જીવાનંદને જે સંદેહ ઉપજ્યો, તેવો સંદેહ ભવાનંદને ઉપજવાનાં કારણો તેની પાસે નહતાં. તેણે બ્રહ્મચારી મહારાજ અને મહેન્દ્રને હાથકડી નાંખીને લઈ જતા દીઠા ન્હોતા–બાળક કન્યા પણ ત્યાં આગળ નહતી. શીશી જોઇને તેણે અટકળ બાંધી કે કોઇ સ્ત્રી ઝેર ખાઇને મરી ગઇ હોય એમ જણાય છે. ભવાનંદ તે શબની પાસે બેઠો; કપાળ ઉપર હાથ મૂકી વિચાર કરવા લાગ્યો. માથા ઉપર, બગલમાં, હાથ ઉપર, પાંસળા ઉપર એ પ્રમાણે શરીરના બધા ભાગો ઉપર હાથ મૂકી જોઇ, અનેક પ્રકારે પરીક્ષા કરવા લાગ્યો. ત્યાર બાદ મનમાં ને મનમાં ગણગણ્યો:––"હજી પણ સમય છે; પરંતુ એને બચાવવાને મારે શું કરવુ ?" એ પ્રમાણે ભવાનંદે ક્યાં સુધી વિચાર કર્યા કીધો. ત્યાર બાદ વનમાં જઇ, એકાદ ઝાડનાં થોડાંક પાંદડાં તોડી લઇ આવ્યો. પાંદડા હાથવતી મસળીને તેનો રસ કાઢી પેલા શબના હોઠ દાંત પહોળા કરી પોતાની

નાંખ્યો. ભગવાં વસ્ત્રને ઠેકાણે સફેદ કડકડતો પાય જામો, શરબતી મલમલનું પહેરણ અને ઉપર સુંદર ડગલો, માથા ઉપર સુશોભિત ફેંટો વગેરે ચઢાવી દીધાં. કપાળ માંહેના ત્રિપુંડ વગેરે ચિહ્ન ભૂંસી નાંખ્યાં. દાઢીમૂછને રૂવાબભેર આંકડા દીધા. દેખાવ એવો કરી દીધો કે એને જોતાં વારને તરત સમજાય કે કોઇ ફાંકડો મોગલવંશી જવાંમર્દ આવ્યો છે. આવા મોગલી પોશાકમાં સજ્જ થઇ, હથિયાર ધારણ કરીને ભવાનંદ મઠની બહાર નીકળી પડયો. તે જગ્યાએથી આઠેક માઇલ ઉપર બે નાનકડા પહાડ આવી રહ્યા હતા. તે પહાડની ઉપર જંગલ હતું. એ બન્ને પહા-ડની વચ્ચે એક નિર્જન એકાન્ત સ્થળ હતું; તેમાં સંખ્યાબંધ ઘોડાઓને ઉછેરવામાં આવતા હતા. મઠવાસીઓની અશ્વશાળા પણ ત્યાંજ હતી. ભવાનંદે તે માંહેથી એક ઘોડો કાઢી લીધો અને પોતે તેની પીઠપર સ્વાર થઇ શહેરના રસ્તા તરફ પૂર વેગે જવા લાગ્યો.

જતાં જતાં રસ્તામાંજ તેને રોકાવું પડયું. રસ્તાની એક બાજુએ ખળખળ વહેતી નદીના કિનારા આગળ આકાશમાંથી ભૂલાં પડેલા નક્ષત્ર સમી, વાદળાંની હારમાંથી વિખૂટી પડેલી વીજળી જેવી તેજસ્વી સ્ત્રીની આકૃતિ પડી રહેલી તેના

જોવામાં આવી. જુએ છે, તો ચેતનનાં લક્ષણો જરા પણ તેનામાં જણાતાં નથી—ઝેરની શીશી ખાલી પડી રહી છે. ભવાનંદ ભય, ગભરાટ અને વિસ્મયથી વિહ્વલ થઇ ગયો. જીવાનંદે પણ મહેન્દ્રનાં સ્ત્રી કન્યાને અગાઉ કદી દીઠાં ન્હોતાં. મહેન્દ્રને સ્ત્રી કન્યા હોવાનો જીવાનંદને જે સંદેહ ઉપજ્યો, તેવો સંદેહ ભવાનંદને ઉપજવાનાં કારણો તેની પાસે નહતાં. તેણે બ્રહ્મચારી મહારાજ અને મહેન્દ્રને હાથકડી નાખીને લઈ જતા દીઠા ન્હોતા–બાળક કન્યા પણ ત્યાં આગળ નહતી. શીશી જોઇને તેણે અટકળ બાંધી કે કોઇ સ્ત્રી ઝેર ખાઇને મરી ગઇ હોય એમ જણાય છે. ભવાનંદ તે શબની પાસે બેઠો; કપાળ ઉપર હાથ મૂકી વિચાર કરવા લાગ્યો. માથા ઉપર, બગલમાં, હાથ ઉપર, પાંસળા ઉપર એ પ્રમાણે શરીરના બધા ભાગો ઉપર હાથ મૂકી જોઇ, અનેક પ્રકારે પરીક્ષા કરવા લાગ્યો. ત્યાર બાદ મનમાં ને મનમાં ગણગણ્યો:—"હજી પણ સમય છે; પરંતુ એને બચાવવાને મારે શું કરવું ?" એ પ્રમાણે ભવાનંદે ક્યાં સુધી વિચાર કર્યાં કીધો. ત્યાર બાદ વનમાં જઇ, એકાદ ઝાડનાં થોડાંક પાંદડાં તોડી લઇ આવ્યો. પાંદડા હાથવતી મસળીને તેનો રસ કાઢી પેલા શબના હોઠ દાંત પહોળા કરી પોતાની

આંગળી વડે થોડોક રસ તેના મ્હોંમાં રેડયો. પછી નાકની અંદર થોડોક રસ નાંખ્યો—આખા શરીરે તે રસ માલીસ કરવા લાગ્યો. વારંવાર એ પ્રમાણે કર્યાં કીધું. થોડીથોડી વારે નાક આગળ આંગળાં મૂકી શ્વાસ નીકળે છે કે નહિ, તે તપાસવા લાગ્યો. આરભમાં તો તેને લાગ્યું કે પ્રયત્ન નિષ્ફળ જાય છે. એ પ્રમાણે લાંબા સમય લગી પરીક્ષા કરતાં કરતા ભવાનન્દનું મુખ કાંઇક પ્રસન્ન થયુ—થોડો અમથો શ્વાસોશ્વાસ નીકળતો હોય, એમ તેની આંગળીને અનુભવ થવા લાગ્યો. એટલે વધારે પાંદડાંનો રસ નીચોવી વિશેષ ખંતથી એનો એજ પ્રયોગ અજમાવવા મંડયો થોડીવારમાં શ્વાસોશ્વાસ વધારે વેગમાં નીકળવા લાગ્યો. હાથવતી નાડી તપાસી જોતાં, ભવાનંદને લાગ્યું કે નાડીને ગતિ થઇ છે. છેવટે ધીમે ધીમે પૂર્વ દિશાના પ્રથમ પ્રકાશની સુરખીના વિકાસની માફક, પ્રભાત પદ્મ જાણે પહેલવહેલી વારકું ઉઘડતું હોય તે પ્રમાણે, પ્રથમ પ્રેમના અનુભવની પેઠે કલ્યાણી આંખ ખોલવા લાગી. તે જોઇ ભવાનંદે તે અડધા જીવતા થએલા દેહને ઘોડા ઉપર ગોઠવી પૂર વેગથી ઘોડો દોડાવા મૂકીને નગર તરફ પ્રયાણ કર્યું.

## પ્રકરણ ૧૮ મું.

સમીસાંજ પહેલાંજ સતાનોનાં સઘળાં ટોળાંઓને એ વાતની જાણ થઈ ગઈ કે સત્યાનંદ બ્રહ્મચારી અને મહેન્દ્ર એ બન્ને જણાને કેદી બનાવીને કલકત્તાના કારાગારમાં પૂરવામાં આવ્યા છે. તે ઉપરથી એકાએક, બબ્બે દશ દશ, સો સો સંતાનોનાં ધાડાંનાં ધાડાં દેવાલય પાસેના અરણ્યમાં ઉભરાવાં લાગ્યાં. તેમનાં નેત્રને વિષે ક્રોધાગ્નિ ભભુકી રહ્યા હતો. અધરને વિષે આમરણાન્ત યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા હતી. સઘળાજ શસ્ત્રાસ્ત્રથી સુસજ્જીત થયા હતા. આરંભમાં સો, પછી હજાર, ત્યાર બાદ બે હજારની ઉપર સખ્યા વધી ગઇ. એ પ્રમાણે લોકોની મેદની તીડની પેઠે ઉભરાવા લાગી. તે વખતે દરવાજા આગળ ઉભા રહી, હાથમાં તલવાર લઈને જ્ઞાનાનન્દ મોટે અવાજે કહેવા લાગ્યાઃ—“આપણે ઘણા દિવસથી વિચાર કર્યાં કરીએ છીએ કે આ પરદેશીઓ યવનોને અહિંથી હાંકી કાઢી એમની યવનપુરીને બાળીને ભસ્મ કરી નાંખવી, અને તેની ભસ્મ નદીમા પધરાવી દેવી. એ પાપીઓનાં ઝુંડને અગ્નિમાં હોમી દઇને માતા વસુમતીને એકવાર પાછી પવિત્ર બનાવીશું. ભાઇ, એ દિવસ આજે આવી

પહોંચ્યો છે. આપણા ગુરૂના ગુરૂ, પરમ ગુરૂ, જે અનન્ત જ્ઞાનમય હોઇ હર હંમેશ વિશુદ્ધ આચરણ ધરાવી રહ્યા છે, જે લોકહિતૈષી તેમજ દેશ હિતૈષી છે, જેણે સનાતન ધર્મના પુનઃ પ્રચારને કાજે દેહ અર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી છે—જે આપણી મુક્તિના એક માત્ર ઉપાય હોવાથી, આપણે જેમને વિષ્ણુ ભગવાનના અવતાર રૂપ સમજીએ છીએ, તે આજે મુસલમાનના કારાગૃહમાં કેદ થયા છે. આપણી તરવારને શું ધાર નથી?" હાથ પ્રસારીને જ્ઞાનાનંદ બોલ્યો:—"આ બાહુને વિષે શું બળ નથી?" છાતી ઠોકીને પાછો કહેવા લાગ્યો:—"આ હૃદયમાં શું સાહસ નથી?—ભાઇ, બોલો. હરે મુરારે મધુકૈટભારે!—જેણે મધુ અને કૈટભનો વિનાશ કર્યો છે, જેણે હિરણ્યકશિપુ, કંસ, દંત બક, શિશુપાલ વગેરે અનેક દુર્જય અસુરોનો સંહાર કર્યો છે—જેના સુદર્શન ચક્રના ઘર્ઘર અવાજથી મૃત્યુંજય શંભુ પણ ભયભીત થયા હતા—જે સ્વયમ્ અજેય હોઇ યુદ્ધમાં જયને આપવાવાળા છે, તેના આપણે ઉપાસક છીએ. તેના બળના પ્રતાપે આપણા બાહુને વિષે અનંત બળ છે—તે ઇચ્છામય હોવાથી તેની ઇચ્છાથી—આશિષથી—અવશ્ય આપણો રણમાં જય થશે. ચાલો, આપણે તે યવનપુરીને જમીનદોસ્ત

કરી નાંખીયે, હરેમુરારે મધુકૈટભારે!"

તે વખતે તે જંગલમાંથી હજારો કંઠમાંથી "હરેમુરારે મધુકૈટભારે!" નો અત્યંત ભયાનક ગગનભેદી જયઘોષ થઇ રહ્યો. હજારો તલવારોનો એક સામટો ખણખણાટ થઈ રહ્યો. હજારો ભાલા ઉંચા ઉછળ્યા. હજારો બાહુના આસ્ફોટનથી વજ્ર સમો અવાજ થઈ રહ્યો. યોદ્ધાઓની પીઠ પાછળ હજારો ઢોલ જોરથી ગગડવા લાગ્યાં. તે ભયંકર કોલાહલથી પશુ માત્ર ભયથી છળી મરી તે વનમાંથી ઉભી પૂંછડીએ નાસભાગ કરવા લાગ્યાં. તે વખતે સેંકડો જયદુંદુભિઓ ગાજી રહી—અને તેની સાથેજ "હરેમુરારે મધુકૈટભારે!" બોલીને વનમાંથી સંતાનોનાં ટોળે ટોળાં નીકળવા લાગ્યાં. ધીર ગંભીર પગલાં દેતાં, અને ગગનભેદી અવાજે હરિ નામનો પોકાર કરતા કરતા તેઓ તે અંધારી રાત્રે શહેરના રસ્તા તરફ કૂચ કરવા લાગ્યા. વસ્ત્રનો મર્મર શબ્દ, હથિયારોનો ખડખડાટ, કંઠનો અસ્ફુટ અવાજ અને વચ્ચે વચ્ચે હરિ નામનો જયઘોષ થઇ રહ્યો. ધીરેધીરે પરંતુ ગંભીર પગલે તે સંતાનોનાં તેજસ્વી સૈન્યે દબદબાભેર શહેરમાં ઘુસી જઈ જોતજોતામાં તેને કંપાવી નાંખ્યું. સ્માત્ આવો ભયંકર વજ્રપાત જોઇને ન લોકોએ ભયના માર્યાં જીવ લઇને ના

માંડયું. નગરનું રક્ષણ કરનારા હાંફળા ફાંફળા થઇ મ્હોંડા વકાસીને જોઈ રહ્યા.

આણી તરફ સંતાનોએ સૌથી પહેલાં રાજ-તુરંગમાં જઇ, હુલ્લડ મચાવી દીધું. તુરંગ ભાંગી નાંખીને ત્યાંના પહેરેગીરોને ઠાર કરી દીધા. સત્યાનંદ તથા મહેન્દ્રને છૂટા કરી દઇને, તેમને માથા ઉપર બેસાડીને નાચવા લાગ્યા. તે વખતે "હરિ બોલ" ની ધૂમ મચી રહી. સત્યાનંદ અને મહેન્દ્રને મુક્ત કરીને, તેઓએ જેટલાં મુસલમાનોનાં મકાન દીઠાં, તેટલાંને આગ લગાડી. ત્યારે સત્યાનંદ કહેવા લાગ્યા.

"ચાલો, પાછા વળો હવે; નિરર્થક આવું નુકસાન કરવાની જરૂર નથી." સંતાનોની આવી દુષ્ટતાની ખબર થતાંવારને રાજયના અમલદારોએ તેમને સજા કરવાને મોટી ફોજ મોકલી આપી. તેમાં બન્દૂકો ઉપરાંત એક મોટી તોપ પણ હતી. મોગલ ફોજ આવી પહોંચ્યાની ખબર મળતાં વારને આનંદવનમાંથી સંતાનો તેમની સાથે યુદ્ધ કરવાને મેદાનમાં પડ્યા. પરંતુ મોગલોની તોપની આગળ તેમની પાંચ પચીશ બન્દૂક, તરવાર વગેરેનું શું ચાલે ?! સતાનોનુ ટોળુ હારી જઇ મુઠ્ઠી વાળીને નાસી ગયું.



# આનંદમઠ.

## ખંડ ૨ જો.

### પ્રકરણ ૧ લું.

શાન્તિને ઘણી નાની વયમાંજ માતાનો વિ-યોગ થયો હતો. જે સર્વ કારણોને લઇને શાન્તિનું ચરિત્ર ગઠિત થયું હતું, તે બધામાં એ સહુથી મુખ્ય કારણ હતું. તેનો પિતા શિક્ષક હતો. તેના ઘરમાં બીજું કોઇ બાઇ માણસ ન્હોતું.

તેથી શાન્તિનો બાપ જ્યારે નિશાળમાં વિ-દ્યાર્થીઓને ભણાવતો, તે વખતે શાન્તિ પણ તેની પાસે જઇને બેસતી. નિશાળમાં કેટલાક છોકરાઓ રાત દિવસ પડી રહેતા; પુરસદની વખતે શાન્તિ તેઓની સાથે બેસીને રમત કરતી, તેઓની ખાંધ પર ચઢી જતી. તેઓ પણ શાન્તિનું સારૂં માન રાખતા.

આ પ્રમાણે બાલ્યાવસ્થામાં પુરૂષ વર્ગના સ-માગમમાં આવ્યાનું પ્રથમ ફળ એ ઉપજ્યું કે

શાન્તિ બૈરાંની પેઠે લુગડું પહેરતાં શીખી નહિ. અથવા તો આવડતું હોવા છતાં તેમ કરતાં કંટાળતી. છોકરાઓની માફક કછોટો મારીને તેણે લુગડું પહેરવા માંડયું. કોઇ તેને બૈરાશાઇ લુગડું પહેરાવી દેતું તો તે ગુસ્સાભેર પાછું ખોલી નાંખતી અને ફરીથી કછોટો મારીને પહેરતી. નિશાળના વિદ્યાર્થીઓ ચોટલી ગુંથતા નહિ, તેથી શાન્તિ પણ કોઇ દહાડો પોતાના વાળ ગુંથતી નહિ કે અંબોડો વાળતી નહિ અને તેને અંબોડો ગુંથી આપે એવું પણ કોણ હતું ? શાન્તિના વાળનાં ઝટોરા તેની પીઠ પર, ખાંધપર તથા ગાલ પર ઝુલ્યાં કરતાં. છોકરાઓ ટીલાં ટપકાં કરતાં, ચંદન લગાવતાં. શાન્તિ પણ તેઓની પેઠે ટીલાં ટપકાં કરતી, ચંદન ચોપડતી; જનોઇ પહેરવા મળતું નહિ તે વાતનો શાન્તિને ભારે સંતાપ હતો. તે જનોઇ પહેરવાને જીદ કરતી અને ખળીયાણુ મચાવી મૂકતી. વિદ્યાર્થીઓ જ્યારે સન્ધ્યા વગેરે ધર્મ ક્રિયા કરતા ત્યારે શાન્તિ તેમની પાસે બેસીને તેઓની નકલ કરવા ચૂકતી નહિં; શિક્ષકની ગેરહાજરીમાં વિદ્યાર્થીઓ બેચારેક અશ્લીલ શ્લોકોની ચર્ચા કરી ઠોલીયાણાજી કરતા—પોપટની પેઠે શાન્તિ પણ તે અશ્લીલ સંસ્કૃત શ્લોકો બરાબર બોલતી—પોપટની પેઠે બોલતી હોવાથી અલબત્ત

તેનો અર્થ શું થતો હશે, તેનું એને ભાન ન્હોતું.

બીજું ફળ એ નીપજ્યું કે શાન્તિ જરાક મોટી થઈ ત્યારે છોકરાઓ જે ભણતા, તે શાન્તિ પણ તેઓની સંગાથે બેસીને ભણવા લાગી. વ્યાકરણનો એક હરફ સરખો જાણતી ન્હોતી પરંતુ ભટ્ટી, રઘુકુમાર નૈષધાદિ મહાકાવ્યોનાં શ્લોકો તેણે વ્યાખ્યા સહિત મોંઢે કરવા માંડયા હતા. તે જોઇ શાન્તિના પિતાએ "યદ્ ભવિષ્યતિ તદ્ ભવિષ્યતિ" અર્થાત થવાકાળ હોય છે તે થાય છે એમ ધારી શાન્તિને મુગ્ધબોધનો આરંભ કરાવ્યો. શાન્તિ કુશાગ્ર બુદ્ધિવાળી હોવાથી ઝટઝટ શીખવા લાગી. શિક્ષક પિતા છક થઇ ગયો. વ્યાકરણની સાથે સાથે તેને સાહિત્યના પણ એકાદ બે ગ્રંથો શીખવ્યા. ત્યાર બાદ ગરબડગોટો થઈ ગયો; તેના પિતા એકાએક સ્વર્ગવાસી થયા.

શાન્તિ તે વખતે આશ્રય વગરની થઇ ગઇ. નિશાળ ઉઠી ગઇ. વિદ્યાર્થીઓ ચાલ્યા ગયા પણ શાન્તિને તેઓ ચાહતા—શાન્તિનો પરિત્યાગ કરીને ચાલ્યા જતાં તેમનું મન માનતું નહોતું. વિદ્યાર્થી વર્ગમાંથી એકે તેનો તોડ કાઢયો. શાન્તિની નિરાધાર સ્થિતિની દયા લાવી તે એને પોતાને ઘેર લઈ ગયો. એણેજ પાછળથી સંતાન-સંપ્રદાયમાં દાખલ થઇ, જીવાનન્દ નામ ધારણ કર્યું હતું.

આપણે તેને જીવાનંદ એ નામથીજ ઓળખીશું.

તે વખતે જીવાનંદનાં માતાપિતા હયાત હતાં. જીવાનંદે એ કન્યાનો તેઓને સવિશેષ પરિચય કરાવી દીધો. પિતા માતા કહેવા લાગ્યાઃ- "હવે એનાં વેવિશાળની ખટપટ કોણ કરશે ?" જીવાનંદ બોલ્યોઃ—"હું એને, લઇ આવ્યો છું અને હુંજ એ સઘળી જુમ્મેદારી માથે લેવા તૈયાર છું." તેનાં માબાપ બોલી ઉઠ્યાંઃ—"ઘણુ સારૂં !" જીવાનંદ અવિવાહિત હતો—શાન્તિનો વિવાહકાળ પણ થઈ ગયો હતો. તેથી જીવાનદે વધારે આઘે જવાની તસ્દી ન લેતાં 'હાથે તે સાથે' કરી દીધું. પોતેજ શાન્તિ સાથે ઠંઠે કરી નાંખ્યું !

લગ્ન થયા બાદ સઘળાંજ સંતાપ કરવા લાગ્યાં. બધાંજ સમજી ગયાં કે, "આ કામ કાંઇ સારૂં થયું નહિ."

શાન્તિ બૈરાંની માફક કદી પણ લુગડું પહેરતી નહિ. અંબોડો વાળતી નહિ. ઘર ખૂણે બેસી રહેવું તેને કદી ગમતું નહિ; પાડાપડોશીના છોકરાઓની સાથે રમ્યાં કરતી. જીવાનંદના મકાનની પાસેજ જંગલ આવેલું હતું. શાન્તિ જંગલમાં એકલીજ જઇને કોઇ ઠેકાણેથી મોર, તો કોઇ ઠેકાણેથી હરણ અને કોઇ કોઇ સ્થાનમાંથી

ફળફુલાદિક ભેગાં કરી આખો દિવસ એ કારભારમાંજ ગુમાવી નાંખતી. સાસુ સસરા આરંભમાં મના કરવા લાગ્યાં, ત્યાર બાદ મેણું ઓઠાંનો ઝડીમાર વરસાવતા અને પછી મારફૂટ સુદ્ધાં કરતાં. આખરે થાકીને તેઓએ ઘરમાં સાંકળ દઇને એને ગોંધી રાખવા માંડી. એ દડપશાહી જુલમ શાન્તિને અસહ્ય થઇ પડયો. એક દિવસ ઘરનું બારણું અકસ્માત્ ઉઘાડું જોઈ, કોઇને પણ કહ્યા કારવ્યા વગર, તે ઘરમાંથી ગુપચુપ સટકી ગઈ.

શાન્તિએ જગલમાં જઈ, ત્યાંથી ફુલો વીણી વીણીને ભેગાં કર્યાં. પછી તે ફુલો વડે પોતાનાં કપડાં ભગવાં રંગનાં બનાવી દઈ, સંન્યાસીનો વેશ ધારણ કર્યો. તે વખતે સંન્યાસીઓનાં ટોળે ટોળાં બગાળામાં જ્યાં ત્યાં રખડતાં ફરતાં. શાન્તિ ભિક્ષાન્ન પર નિર્વાહ કરતી કરતી જગન્નાથ ક્ષેત્રના રસ્તા ઉપર આવીને ઉભી રહી. થોડા વખતમાંજ સંન્યાસીઓનું એક ટોળુ ત્યાં આવી ચઢયું. શાન્તિ તેઓની સાથે ભળી ગઈ.

તે વખતના સંન્યાસીઓમાં હાલના સંન્યાસીઓના જેવા મત મતાંતર નહતા. તેઓ દલબધ્ધ સુશિક્ષિત, બળવાન, યુદ્ધવિશારદ તેમજ બીજા અનેક સદ્‌ગુણોને લીધે શોભી રહ્યા હતા. તેઓ એક પ્રકારે કટ્ટા રાજદ્રોહી હતા—રાજાનું

રાજકીય દ્રવ્ય લૂંટીને તે ઉપરજ પોતાનો નિર્વાહ ચલાવતા. બળવાન બાળક નજરે પડતાં, તેને સુશિક્ષિત બનાવી, પોતાના સંપ્રદાયમાં દાખલ કરી દેતા.

બાળક સન્યાસીના વેશમાં શાન્તિ આવાજ એક સંપ્રદાયની અંદર સામેલ થઈ. પ્રથમ તો તેઓ એનું સુકોમલ શરીર જોઇને તેને પોતાના સંપ્રદાયમાં લેવાને રાજી ન્હોતા. પરંતુ શાન્તિની બુદ્ધિની વિશાળતા, ચાતુર્ય તેમજ કર્મકુશળતા જોઇને, તેઓએ આખરે એને પોતાના સંપ્રદાયની દીક્ષા આપી. તેઓનાં મંડળમાં જોડાઇને શાન્તિ કસરત કરતી, અસ્ત્રવિદ્યા શીખતી. આથી તે શ્રમસહિષ્ણુ પણ થઇ શકી. તેઓના સહવાસમાં રહીને, તેણે અનેક દેશદેશાન્તરની મુસાફરી કરી હતી, અનેક લડાઇઓ જોઇ હતી, તથા અસ્ત્ર વિદ્યાનું સારૂં જ્ઞાન મેળવ્યું હતું.

ધીરે ધીરે તેનામાં યૌવનનાં લક્ષણો જણાવા લાગ્યાં. અનેક સન્યાસીઓ એ વાતનો ભેદ પામી ગયા કે બનાવટી પુરૂષના પોશાકમાં આ વાસ્તવિક સ્ત્રીજ છે. પરંતુ સંન્યાસીઓ જીતેન્દ્રિય હતા, તેથી કોઇ કશું બોલ્યા નહિ.

એ સંન્યાસીઓમાં અનેક વિદ્વાન પંડિતો હતા. શાન્તિને સંસ્કૃત વ્યુત્પત્તિનું સારૂં જ્ઞાન છે, એવું

જાણવામાં આવતાં એક વિદ્વાન સંન્યાસી તેને ભણાવવા લાગ્યો. સંન્યાસીઓ જીતેન્દ્રિય હતા એમ કહ્યું છે, પરંતુ બધાજ કાંઇ તેવા હોઇ શકતા નથી. આ પંડિત પણ "પ્રકટે કામ પંડિતાઈ પળમાં ચાલી જાય છે" એ સૂત્રનુંજ દૃષ્ટાન્ત પૂરૂં પાડતો હતો. નવીન યૌવનથી વિકસિત થઈ રહેલું શાન્તિનુ અનુપમ લાવણ્ય નીહાળીને તે પંડિત મોહિત થઇ જઇ દેહભાન ભૂલી જવા લાગ્યો. શિષ્યને શૃંગાર પ્રચુર રસભર્યાં કાવ્યો શીખવવા લાગ્યો, તેમજ તે કવિતાઓ ઉપર રચેલી નહિ સાંભળવા જોગ ટીકા સુદ્ધાં સંભળાવવા લાગ્યો. તેનાથી શાન્તિને કશોય અપકાર થવાને બદલે ઉલટો ઉપકારજ થયો. લજ્જા કોને કહે છે, તે શાન્તિ શીખી ન હતી, તે હવે સ્ત્રી સ્વભાવને ઉચિત તથા સુલભ એવી લજ્જા આપોઆપ ઉત્પન્ન થવા લાગી. પૌરૂષ ચરિત્રના ઉપર સ્ત્રીચરિત્રની અપૂર્વ પ્રભા પથરાઇ રહેતાં શાન્તિના સર્વ ઉમદા ગુણો ઉત્તમ રીતે ઝળહળી રહ્યા. શાન્તિએ ભણવાનું છોડી દીધું.

શિકારી જે પ્રમાણે હરણનો પીછો પકડે છે, તેજ પ્રમાણે શાન્તિનો શિક્ષક પણ તેને જોતાં વારને તેની પાછળ લટુ બનવા લાગ્યો. પણ શાન્તિએ અંગકસરત વગેરે વડે પુરૂષને પણ દુર્લભ એવું શારીરિક બળ સંપાદન કર્યું હતું. અધ્યાપક

છેડછાડ કરવા પાસે આવતાં વારને ગદ્દડાપાટુની પુષ્પાંજલિ વડે તે એની યથોચિત પૂજા કરતી. એક દિવસ તે સંન્યાસી પંડિતે શાન્તિને એકાન્તમાં બેઠેલી જોઇ. ધસ્યાધસ્યા એની પાસે જઇ તેણે શાન્તિનો હાથ જોરથી પકડી લીધો. પરંતુ સંન્યાસીના કમનશીબે તે શાન્તિનો ડાબો હાથ હતો. જમણા હાથવતી શાન્તિએ એટલા જોરથી તેના કપાળમાં મુક્કો માર્યો કે સંન્યાસી મૂર્છા ખાઈને ભોંય પર પડયો. શાન્તિ તે સન્યાસી સંપ્રદાયનો ત્યાગ કરીને તે જગ્યાએથી અગીયારા ગણી ગઇ.

શાન્તિ નિડર હતી. પોતાને વતન જવાને તે એકલીજ નીકળી પડી. સાહસ તેમજ બાહુબળના જોરે તે નિર્વિઘ્ને મુસાફરી કરવા લાગી. ભિક્ષા માંગીને અથવા વનનાં ફળો ઉપર પોતાનું ભરણપોષણ કરતી કરતી તેમજ અનેક મારામારીમાં ફતેહમંદ નીવડીને તે આખરે પોતાને સાસરે આવી પહોંચી. ત્યાં આવીને જુએ છે તો સસરા સ્વર્ગવાસી થયા છે, પરંતુ સાસુજી મહા જાજરમાન હોવાથી તેને ઘરમાં રહેવા દેવા રાજી ન્હોતાં. તે કહેવા લાગ્યાં "આમ રખડી રઝળીને આવેલીને મારા ઘરમાં સંઘરૂં તો હું ન્યાતબહાર મૂકાઈ જાઉ" તે ઉપરથી શાન્તિ ફરી પાછી ઘરબહાર નીકળી પડી.

જીવાનંદ ઘરમાંજ હતો. તે ઝટ કરતો કે શાન્તિની પાછળ નીકળી પડયો. જોતજોતામાં તેને રસ્તા ઉપરજ પકડી પાડી, અને પૂછવા લાગ્યો:— "તું મારૂં ઘર તજીને કેમ ચાલી ગઇ હતી? આટલા દિવસ કયાં હતી?" શાન્તિએ સઘળી હકીકત સાચેસાચી કહી દીધી. જીવાનંદમાં ખરા ખોટાંની તુલના કરવાની શક્તિ હતી. શાન્તિનું કથન તેને સત્ય ભાસ્યું.

અપ્સરાઓનાં ભ્રૂવિલાસભર્યાં નેત્ર કટાક્ષનું કારસું તેજ લઇને મહા મહેનતે નિર્માણ કરેલાં પોતાનાં સંમોહનશરને પુષ્પધન્વા કામદેવે એ પરણેલાં દંપતી ઉપર સફળતાથી ફેંકયું. તે નિરર્થક નીવડયું નહિ. અંગ્રેજ લોકો પુનેમની રાતે ધોરી રસ્તા ઉપર ગેસના દીવા બાળે છેં; સહાયની જરૂર વગરનાને પણ બંગાળીઓ સહાય કરે છે. મનુષ્યની વાત અલગ રાખીએ તો ચંદ્રદેવ સૂર્યદેવના પછી કોઈ કોઇ વાર આકાશમાં ઉદય પામે છે; ઇન્દ્ર સાગરને વિષે વૃષ્ટિ કરે છે. જે તીજોરીમાં નાણાં ઉભરાતાં હોય છે, તેજ તીજોરીમાં કુબેર વારંવાર નાણાં ઠાલવ્યો જાય છે. યમદેવે જેના લગભગ બધાજ સગાંઓના પ્રાણ હર્યા હોય છે, તે બાકી રહેલાનાં પણ જીવ લેવા ચૂકતો નથી. એક માત્ર રતિપતિ કામદેવનું કામ એવું મંદબુદ્ધિવાળું જણા

તું નથી. જ્યાં કોકડું ગુંચવાઇ ગયું હોય છે, તેવા સ્થાનમાં તે ઝાઝો પરિશ્રમ લેતોજ નથી. પ્રજાપતિને માથે સઘળો ભાર નાંખી દઇ, જેના હૃદયનું લોહી ચૂસી શકાય તેમ હોય છે, તેવા સ્થાનનેજ તે પોતાના શરનું લક્ષ્યબિન્દુ બનાવે છે, પરંતુ આજે પુષ્પધન્વાનું કાંઇ કામ નહતું. વિનાકારણ તેણે પોતાનાં પુષ્પબાણોનો વ્યર્થ ઉપયોગ કર્યો ! એક બાણ ઓચીંતું છૂટીને આવ્યું જીવાનંદના પર, અને તેના હૃદયને ભેદી નાંખ્યું. એક બાણ આવીને પડયું શાન્તિની નાજુક છાતી પર. શાન્તિને પહેલવહેલી વારજ આ વાતનો અનુભવ થયો કે ઐરાંની છાતી એ ઘણી નરમ વસ્તુ છે. નવીન વાદળામાંથી ટપકેલા પાણીના પહેલા બિન્દુથી ભીંજાયલી ફુલની કળીની પેઠે શાન્તિની કળી પણ એકાએક ખીલી અને તે એકીટસે જીવાનંદના મુખ સામું તાકી રહી.

જીવાનંદઃ—"હું તને તજી દેવાનો નથી. જ્યાં સુધી હું પાછો ફરૂં નહિ, ત્યાં સુધી તું ઉભી રહેજે."

શાન્તિએ કહ્યું:—"તમે પાછા આવશો ખરા ?"

જીવાનંદે કશોય જવાબ દીધા વગર, બીજી કોઇ દિશા તરફ નજર કર્યા વગર, રસ્તા પરની નાળીયેરીના શીતળ છાંયડામાં શાન્તિના અધર સાથે

પોતાનો અધર જોડી દઇ, પોતે સુધાપાન કર્યું છે, એમ માની લઇને ત્યાં આગળથી ચાલવા માંડયું.

માને સમજાવી જીવાનદ માની પાસેથી વિદાય લઈ આવ્યો. ભૈરવીપુરમાં હાલ તેની બ્હેન નિમાઈને પરણાવી હતી; બનેવીની સાથે જીવાનંદને સારી એખલાસ હતી. તેથી શાન્તિને લઈને જીવાનંદ તે જગોએ ગયો. બનેવીએ તેને થોડી સરખી જમીન આપી. જીવાનંદે તેના પર એક પર્ણકુટી તૈયાર કરી દીધી; શાન્તિની સાથે પછી તે એ જગ્યાએ સુખ ચ્હેનમાં રહેવા લાગ્યો. સ્વામીના સહવાસને લીધે શાન્તિના ચરિત્રમાં રહેલું પુરૂષપણું દિવસે દિવસે ભૂસાઇ જવા લાગ્યું. રમણીના રમણીચરિત્રનો નિત્ય નવો નવો વિકાસ થવા લાગ્યો. સુખનાં સ્વપ્ન સમું તેઓનું જીવન પસાર થવા લાગ્યું; પરતુ એટલામાં એકાએક તે સુખ–સ્વપ્ન ભાંગી પડયુ. જીવાનંદે સત્યાનંદના હાથમાં પડી જઈ સન્તાન ધર્મનો સ્વીકાર કર્યો અને શાન્તિનો પરિત્યાગ કરીને ચાલ્યો ગયો. એ પ્રમાણે શાન્તિને તજી જતા રહ્યા પછી, તેઓનો પહેલવહેલી વારનો મેળાપ નિમાઇના નૈપુણ્યે કરાવ્યો હતો. તેનું વર્ણન આગલા પ્રકરણમાં થએલુંજ છે.



પ્રકરણ ૨ જું.

જીવાનંદ જતો રહ્યા બાદ શાન્તિ નિમાઇને ઘેર જઈને બેઠી. નિમાઇ છોકરીને હાથવતી ઉંચકી ને તેની પાસે આવીને બેઠી. શાન્તિની આંખમાં હવે આંસુ ન્હોતાં જણાતાં. શાન્તિએ આંખો લુછી નાંખીને મોં પ્રફુલ્લિત કર્યું છે, કોઇ કોઇ વાર હસે છે પણ ખરી, તેમ છતાં ચિન્તાયુક્ત ગંભીરતાની છાયા તેના મુખ પરથી ખસતી ન્હોતી. નિમાઇ તે સમજી જઇને પૂછવા લાગી:—"કેમ ત્યારે મેળાપ તો થયો ને?"

શાન્તિ કશોય જવાબ દીધા વગર ચૂપચાપ બેસી રહી. નિમાઇએ જોયું કે શાન્તિ પોતાના મનનો ગલ આપતી નથી. શાન્તિને હૃદયનો ઉભરો કાઢવાનું પસંદ નહોતું એ વાત નિમાઇને કાંઇ અજાણી ન હતી. તેથી નિમાઇએ જાણી જોઇને બીજી વાત છેડી:—તે બોલી ઉઠી:—"જુઓ, જુઓ વહુ! આ છોકરી કેવી સરસ છે!"

શાન્તિ બોલી:—"છોકરી ક્યાંથી મળી આવી? તને ક્યારની છોકરી સાંપડી છે?"

નિમાઈ:—"મોતના સોદા બીજું શું? મુઆં તમે એટલુંયે જાણુતા નથી? એ તો દાદાની છોકરી છે."

નિમાઈએ શાન્તિને ચીડવવાને એ વાત કહી ન્હોતી. 'દાદાની છોકરી' એટલે દાદાની પાસેથી જે છોકરી મળી છે તે. શાન્તિ તે અર્થ સમજી નહિ, તેને લાગ્યું કે નિમાઇ ટીખળ કરે છે તેથી શાન્તિએ જવાબ દીધો:—"હું છોકરીના બાપની વાત પૂછતી નથી. માને માટેજ પૂછું છું"

યોગ્ય સજા પામ્યાથી નિમાઇ વ્હીલી પડી ગઈ. તે કહેવા લાગી:—"કોની છોકરી તે તો હું શું જાણું ભાઇ? દાદા કોઈ ઠેકાણેથી એને લઇ આવ્યા છે, પણ પૂછપરછ કરવા જેટલો અવકાશ ન્હોતો. તેમાં હમણાં વળી આવો બારીક સમય ચાલે છે—કેટકેટલા લોકો પોતાનાં છૈયાં છોકરાંને રસ્તા ઉપર નાંખીને ચાલ્યા જાય છે. મારી પાસે પણ કેટલાંયે બૈરાં છોકરાં વેચાવા આવ્યાં હતાં. પણ પારકાંના છોકરાં કોણ લે?" (નિમિની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં-આંખનાં આંસુ લુછી નાંખીને તે પછી કહેવા લાગી) "છોકરીને પુટડી ફટક, ચન્દ્રમાના બિબ જેવી ગોળમટોળ ગબુડા જેવી જોઇનેજ મેં દાદા પાસેથી લઈ લીધી છે."

ત્યાર પછી શાન્તિએ ક્યાં લગી નિમાઇની સાથે કાંઇ કાંઈ ગપ્પાં સપ્પાં હાંકયાં. નિમાઇનો પતિ ઘેર આવ્યો, ત્યારે તે ઉઠી. પોતાની ઝુંપ-

ડીમાં જઇ, બારણું અડકાવી સગડીમાંથી થોડીક રાખોડી બહાર કાઢી. બાકી રહેલી રાખ ઉપર પોતાને સારૂ રાંધેલો ભાત પડી રહ્યો હતો. તે ભાત તેણે બહાર ફેંકી દીધો. ત્યાર બાદ ઉભા ઉભી ક્યાં સુધી વિચાર વમળમાં ગરક થઇ ગઇ. આખરે મન સંગાથે ગણુગણુવા લાગીઃ—"આટલા દિવસથી જે ધાર્યું હતું, તે આજે કરીશ. જે આશા આટલા દિવસ રાખી નહતી, તે આજે સફળ થઇ છે. સફલ શું ને નિષ્ફળ શું ? આ જીવન નિષ્ફળજ છે—સટ્ટા સમાન છે. "જન્મ ને જીવતાં કૃત્યો કર્મ આકસ્મિક ખરે !" સંકલ્પ કર્યો છે, તેજ આજે અમલમાં મૂકીશ."

એ વિચારથી શાન્તિએ ભાતને રાખોડીના ઢગલામાં ફેંકી દીધો. વનમાંથી ઝાડનાં ફળ તોડી લઇ આવી અન્નને ઠેકાણે તેનુંજ ભક્ષણ કર્યું. ત્યારબાદ જે ઢાકાની સાડીપર નિમાઈમણિનો ડાળો હતો, તે બહાર કાઢીને તેની કોર ફાડી નાંખી. કોર વગરના ભાગને ગેરૂઆ રંગથી રંગી નાંખ્યો. વસ્ત્ર રંગતાં અને સૂકવતાં સાંજ પડી ગઇ. સાંજ પડતાં બારણું બંધ કરીને શાન્તિ ચમત્કારભર્યા વ્યાપારમાં ગુંથાઇ. માથાની લટની ગુંથીને જટા બનાવી. ત્યાર બાદ પેલાં ભગવાં વસ્ત્રને અડધું ફાડીને શાન્તિએ તેને પોતાના શરીરની આસપાસ

વીંટાળી દીધું. બાકી રહેલા અડધા ભાગને છાતીની આસપાસ ઓઢી લીધો. ઘરમાં એક આરસી હતી, તે શાન્તિએ ઘણે દહાડે આજે બહાર કાઢી. આરસી હાથમાં લઇને તે પોતાનું મોં જોવા લાગી. તરતજ તે બોલી ઉઠી:—"હાય હાય! આ શું મેં કર્યું?" પછી તેણે આરસી ફેંકી દઇ, માથાના વાળ થોડાક કાપી કાઢીને તેના વતી દાઢી મૂછ તૈયાર કર્યાં. પણ તેનાથી તે પહેરી શકાયાં નહિ. પાછી વિચાર કરવા લાગી:—"નહિ પહેરી શકાય તોએ શી હરકત છે? પડશે તેવા દેવાશે. ખપ પડશે, ત્યારે સહુ પહેરી લેવાશે. માટે પાસે રાખ્યાં કામનાં." શાન્તિએ એ પ્રમાણે વિચાર કરીને એ દાઢી મૂછને પોતાના કપડામાં બાંધી રાખ્યાં. ત્યારબાદ ઘરમાંથી એક મોટું મૃગચર્મ બહાર કાઢી ગળા ઉપર તેની ગાંઠ બાંધી દઇ તેને ગળાથી જાંઘ સુધી ઓઢી દીધું. આવા પોશાકમાં સજ્જ થઇને એ નવીન સંન્યાસી ધીરેધીરે ઘરની ચારે દિશા તરફ નિરીક્ષણ કરવા લાગ્યો. રાત્રીનો બીજો પ્રહર થતાંજ શાન્તિએ તે સંન્યાસી વેશમાંજ બારણાં ઉઘાડી અંધારી રાત્રે એકલાં ઘોર અરણ્યમાં પ્રવેશ કર્યો.



<u>પ્રકરણ ૩ જું.</u>

બીજે દિવસે આનંદમઠના એક એકાન્ત ઓરડામાં બેસીને ત્રણ આગેવાનો ઉત્સાહભંગ થઇ વાર્તાલાપ કરી રહ્યા હતા. જીવાનંદે સત્યાનંદને પ્રશ્ન કર્યો:—"મહારાજ! દેવતા આપણા ઉપર કેમ આટલા અપ્રસન્ન હશે? કયા દોષને લઇને આપણે મુસલમાનોને હાથે પરાજય પામ્યા?" સત્યાનંદ બોલ્યા:—"દેવતા અપ્રસન્ન નથી, યુદ્ધમાં જય અને પરાજય બન્ને હોય છે. તે દિવસે આપણી જીત થઈ હતી, આજે હાર ખાધી છે, છેવટે વિજય થઇ રહેશે. મને અડગ શ્રદ્ધા છે કે જેણે આટલા દિવસ આપણા પ્રત્યે દયા કરી છે, તે શંખચક્રગદાપદ્મધારી વનમાળી ફરીથી દયા કરશેજ કરશે. તેનાં ચરણની રજ લઇને, જે મહાવ્રતનું આપણે અનુષ્ઠાન કરવા માંડયું છે, તે વ્રત અવશ્ય આપણે સંપૂર્ણ કરવું જોઇએ. પાછી પાની કર્યાથી આપણે અનંત નરકના ભાગી થઇશું. ભવિષ્યમાં આપણું શ્રેય થશે, એ વિષયમાં કોઇ પ્રકારનો સંદેહ નથી. પરંતુ દૈવાનુગ્રહ વિના જેમ કોઇ કાર્ય સિદ્ધ થતું નથી, તેજ પ્રમાણે પુરૂષાર્થની પણ અનિવાર્ય અપેક્ષા રહે છે. આપણે પરાજય પામ્યા, તેનું કારણ તો એટલુંજ છે કે

આપણે હથિયાર વિનાના છીએ. તોપ ગોળા બન્દૂક આગળ તરવાર, ભાલા, લાઠી વગેરેનું શું ચાલે? આપણા પુરૂષાર્થમાં ઉણપ હતી તેથીજ આપણે છક્કડ ખાધી. એ હથિયારોની ખામી દૂર થાય, એવો પ્રયાસ હવે આપણે કરવો ઘટે છે."

જીવાનંઃ—"એ કામ ઘણું કઠણ છે."

સત્યાનંદઃ—"કઠણ કામ? તું સંતાન થઇ આવા શબ્દો કેમ મ્હોંડામાંથી કાઢે છે? સંતાનને માટે કોઇ પણ કામ કઠણ હોઇ શકે ખરૂં કે?"

જીવાનંદઃ—"એ હથિયારોનો શી રીતે સંગ્રહ કરવો, તે ફરમાવો."

સત્યાનંદઃ—"સંગ્રહ કરવા વાસ્તેજ હું આજે રાતના તીર્થ યાત્રાએ નીકળી પડું છુ. જ્યાં સુધી હુ પાછો ફરૂં નહિ, ત્યાં સુધી તમે કોઇ મહાન્ કાર્ય હાથ પર લેશો નહિ. પરંતુ સંતાનોનું ઐકય જળવાઇ રહે તેની કાળજી રાખજો. તેમનાં ખાવાપીવાનો બંદોબસ્ત રાખજો, અને ભારત માતાનો રણમાં વિજય થાય, તેટલા માટે ખજાનામાં યોગ્ય ભરતી કરજો. એ વાતની જોખમદારી તમારે બન્નેને શિર રહે છે."

ભવાનદઃ—"તીર્થયાત્રા કરીને એ બધાં હથિયારોનો શી રીતે સંગ્રહ કરી શકશો? કારતુસ, ગોળા, બન્દૂક, તોપ વગેરે ખરીદતા

જબરો ઘોંટાળો થઇ જશે, અને એ બધું મળશે પણ કયાંથી? વેચતું પણ કોણ હશે? અને લાવશે પણ કોણ?"

સત્યાનંદઃ—"ખરીદી લાવવાનું કામ અશક્ય છે. હું કારીગરને મોકલી આપીશ, તે આ જગ્યાએ સઘળું તૈયાર કરશે."

જીવાનંદઃ—"તે વળી કયાં? અહિં આનંદ-મઠમાં?"

સત્યાનંદઃ—"તે પણ કેમ કરીને થઇ શકે? એના ઉપાયની મને બહુ દિવસથી ચિન્તા થયાં કરતી. ઇશ્વરે આજે તેનો સુયોગ મેળવી આપ્યો છે. તમે કહેતા હતા કે ભગવાન પ્રતિકૂલ છે, પરંતુ મને લાગે છે કે તે અનુકૂલજ છે."

ભવાનંદઃ—"કારખાનું કયાં રહેશે?"

સત્યાનંદઃ—"પદચિન્હમાં."

જીવાનંદઃ—"તે કેવી રીતે? ત્યાં કેમ કરીને ફાવશે?"

સત્યાનંદઃ—"નહિ તો મહેન્દ્રસિંહને આ વ્રત લેવડાવવાનો આટલો બધો આગ્રહ શું કરવા કરૂં?"

ભવાનંદઃ—"મહેન્દ્રે શું વ્રત લીધું ખરૂં?"

સત્યાનંદઃ—"વ્રત લીધું નથી, પણ લેશે. આજે રાત્રેજ તેને દીક્ષિત કરી દઇશું."

જીવાનંદઃ—"કયાં? કયારે? મહેન્દ્રસિંહને

વ્રત લેવડાવવાનો શો આગ્રહ થયો હતો, તે હું કાંઇ જાણતો નથી. એનાં સ્ત્રી કન્યાનું શું થયું ? તેઓને કયાં રાખ્યાં છે ? આજે નદી કિનારે એક બાળક કન્યા મારા જોવામાં આવતાં, હું તેને મારી બ્હેન પાસે મુકી આવ્યો છું. એજ કન્યાની પડોશમાં એક સુંદર સ્ત્રીનું શબ પડેલું હતું એ તો મહેન્દ્રના સ્ત્રી–કન્યા નહિ હોય ? મને તો એમજ ભાસ્યું હતું."

સત્યાનંદ:—"એજ મહેન્દ્રનાં સ્ત્રી–કન્યા."

ભવાનંદ ચોકી ઉઠયો. તે તરતજ સમજી ગયો. કે, જે બાઇને તેણે ઔષધિના બળે સજીવન કરી હતી, તેજ મહેન્દ્રની સ્ત્રી કલ્યાણી. પરંતુ અત્યારે કોઇ વાતની ચોળાચોળ કરવી તેને જરૂરની જણાઇ નહિ.

જીવાનંદ બોલ્યો:—"મહેન્દ્રની સ્ત્રી મરી શાથી ગઇ ?"

સત્યાનંદ:—"વિષપાન કરીને"

જીવાનંદ:—વિષ શા માટે ખાધું ?"

સત્યાનંદ:—"ભગવાને તેને પ્રાણ ત્યાગ કરવાની સ્વપ્નમાં આજ્ઞા કરી હતી."

ભવાનંદ:—"એ સ્વપ્નમાં કરેલી આજ્ઞાની નેમ શું સંતાનોનાં કાર્યનો ઉદ્ધાર કરવાની હતી ?"

સત્યાનંદ:—"મહેન્દ્રને મોંયે એમજ

વ્યું હતું. અત્યારે સાયાન્હ કાળ થયો છે; હવે હું સાયાન્હકાળનાં સંધ્યા વગેરે કર્મ આટોપી લઉં છું. ત્યાર બાદ નવા સંતાનોને દીક્ષા આપવાની વિધિની વ્યવસ્થા કરીશુ."

ભવાનંદઃ—"સંતાનોને? કેમ, મહેન્દ્ર સિવાય બીજો કોઈ નવો શિષ્ય આપણા સંપ્રદાયમાં જોડાવાની ઇચ્છા ધરાવે છે કે?"

સત્યાનંદઃ—"હા, એક બીજો નવો માણસ આવ્યો છે. મેં તેને અગાઉ કદી જોયો નથી. આજે પહેલવહેલોજ મારી પાસે આવ્યો છે. તે અત્યંત તરુણ વયનો યુવક છે. હું તેના દેદાર અને વાતચીત કરવાની ઢબ ઉપરથી ઘણો રાજી થયો છું. તે સો ટચનું સોનું નીવડશે એમ મને ભાસે છે. એને સંતાનના ધર્મ સબંધી સમજ પાડવાનો બોજો જીવાનંદના ઉપર નાંખ્યો છે. અને તે યોગ્ય જ થઈ પડશે; લોકોના મગજ ઉપર અસરકારક છાપ પાડવાની કળામાં જીવાનન્દ ઘણો કુશળ છે. હું હવે જાઉં છું; તમને એક વાત ઉપર ઉપદેશ આપવાનો બાકી રહી જાય છે. તે એકાગ્ર ચિત્તે સાંભળો."

બન્ને જણા હાથ જોડીને કહેવા લાગ્યાઃ—"આજ્ઞા ફરમાવો."

સત્યાનંદ બોલ્યાઃ—"તમારા બે જણાને

હાથે કદાચ કાંઇ અપરાધ થઇ જાય, અથવા મારા પાછા ફરતાં પહેલાં એવું કાંઇક અનુચિત આચરણ થઇ જાય, તો તેનું પ્રાયશ્ચિત્ત હું આવું નહિ, ત્યાં સુધી કરશો નહિ. મારા આવ્યા પછી પ્રાયશ્ચિત્ત અવશ્ય કરવું પડશે."

એમ કહી સત્યાનંદ પોતાના સ્થાનપર ચાલ્યા ગયા. ભવાનંદ અને જીવાનંદ બન્ને જણા ટેમ્લો થઇ એક બીજાની સામું તાકી રહ્યા.

ભવાનંદ બોલ્યોઃ—"આ તમારા ઉપર કહ્યું,?"

જીવાનંદઃ—"એમજ જણાય છે. બહેનને ત્યાં મહેન્દ્રની કન્યાને હું મૂકવા ગયો હતો."

ભવાનંદઃ—"એમાં શું ખોટું કર્યું ? એ તો કાંઇ નિષિદ્ધાચરણ ન કહી શકાય. તમારી પત્નીની મુલાકાત પણ લઇ આવ્યા છો ને ?"

જીવાનંદઃ—"મને લાગે છે કે ગુરૂદેવના મનમા એજ વાત હોવી જોઇએ."

સન્ધ્યા કર્મ સમાપ્ત કર્યા બાદ, મહેન્દ્રને બોલાવીને સત્યાનંદે કહ્યું:—"તારી કન્યા જીવે છે."

મહેન્દ્ર.—"કયાં મહારાજ ?"

સત્યાનંદઃ—"તું મને મહારાજ કેમ કહે છે વારૂ ?"

મહેન્દ્રઃ—"સઘળાજ કહે છે, તેથી. મઠના

અધિકારીઓને રાજા કહીનેજ સંબોધવામાં આવે છે. મારી કન્યા કયાં આગળ છે, મહારાજ ?"

સત્યાનંદ:—"તે સાંભળતાં પહેલાં એક વાતનો બરાબર ખુલાસો કર. સંતાનધર્મનો તું સ્વીકાર કરી શકીશ ?"

"મહેન્દ્ર:—"મેં તેનો નિશ્ચયપૂર્વક સંકલ્પ કર્યો છે."

સત્યાનંદ:—"ત્યારે કન્યા કયાં છે, તે સાંભળવાની ખ્વાએશ રાખીશ નહિ."

મહેન્દ્ર:—એમ કેમ મહારાજ ?"

સત્યાનંદ:—"જે આ વ્રત ગ્રહણ કરે, તેનાથી સ્ત્રી પુત્ર, કન્યા, સગાં સંબંધી વગેરે કોઈનીજ સાથે સંબંધ રાખી શકાય નહિ. સ્ત્રી, પુત્ર કન્યા વગેરેનુ મોં જોવાથી પણ પ્રાયશ્ચિત લાગે છે. જ્યાં સુધી તમારી ઇષ્ટ સિદ્ધિ થાય નહિ, ત્યાં સુધી તમારાથી કન્યાનું મુખ જોઇ શકાશે નહિ. તેથી કરીને જો તમારો સન્તાન ધર્મ સ્વીકારવાનો સ્થિર સંકલ્પજ હોય, તો કન્યાની ખોળ કાઢીને તમારે શું કરવું છે ? તમારાથી ઓછુંજ તેને મળી શકાવાનું છે ?"

મહેન્દ્ર:—"આટલો બધો કડક નિયમ શા માટે, પ્રભુ ?"

સત્યાનંદ:—"સંતાનનો ધર્મ કઠોર કર્ત્તવ્ય

પાલનનો છે. જે સર્વત્યાગી હોય તે સિવાય બીજો કોઇ પણ એ કર્ત્તવ્ય કર્મ બજાવવાને યોગ્ય નથી માયારજ્જુને વિષે જેનું ચિત્ત બંધાઈ ગયું છે, તે દોરડાથી બાંધેલી ઘોડીની પેઠે કદી પણ સ્વર્ગ જઇ શકતો નથી."

મહેન્દ્રઃ—"મહારાજ! વાત બરાબર નહિ સમજાઇ. જે સ્ત્રી પુત્રનું મોં જુએ, તે શું કોઇ મહાનૂ કાર્ય કરવાનો અધિકારી નથી, એમ?"

સત્યાનંદઃ—" પુત્ર કલત્રનાં મોં જોવાથી આપણે દેવતાનું કામ ભૂલી જઇએ છીએ. સંતાન ધર્મનો નિયમ એવો છે કે જે દિવસે ખપ પડે, તે દિવસે સંતાને પોતાનો પ્રાણ સુદ્ધાં અર્પણ કરી દેવો તમારી કન્યાનું મો નજર આગળ રમ્યાં કરતું હશે, તો શું તેને મૂકીને તમારાથી મરી શકાશે ખરૂં?"

મહેન્દ્રઃ—"તે શું નહિ જોવાથી કન્યાને વિસારી શકાશે ખરી?"

સત્યાંનંદઃ—"વિસારી શકતા ન હો, તો આ વ્રત લેશો નહિ."

મહેન્દ્રઃ—"સઘળાંજ સંતાનોએ શુ આ પ્રમાણે બૈરાં છોકરાંને વીસરી જઇને વ્રત લીધું છે? એમ હોય, તો સંતાનોની સંખ્યા ઘણીજ ઓછી હોવી જોઇએ."

સત્યાનંદઃ—"સંતાન બે પ્રકારના હોય છે; દીક્ષિત એટલે દીક્ષા પામેલા અને અદીક્ષિત અર્થાત્ દીક્ષા નહિ પામેલા. જેઓ અદીક્ષિત છે. તેઓ કયાં તો સંસારી છે કે ભીખારી છે. તેઓ ફક્ત યુદ્ધને સમયે આવીને હાજર થાય છે અને લૂંટનો ભાગ અગર બીજું ઇનામ લઇને ચાલ્યા જાય છે. જેઓ દીક્ષિત છે, તેઓ સર્વ ત્યાગી છે. તેઓજ સંપ્રદાયના કર્ત્તા-નેતા-છે. હું તમને અદીક્ષિત સંતાન થવાની ભલામણ કરતો નથી. યુદ્ધને માટે તીરકામઠાંવાળા, લાકીવાળા અનેક છે. દીક્ષા પામ્યા વગર સંપ્રદાયનાં કોઇ પણ મહાન્ કાર્યને માટે તમે અધિકારી થઇ શકશો નહિ."

મહેન્દ્રઃ—"દીક્ષા કઇ ? દીક્ષિત થવું પડે શા માટે ? મેં તો અત્યાર આગમચજ મન્ત્ર લીધો છે."

સત્યાનંદઃ—"તે મંત્રનો ત્યાગ કરવો પડશે. મારી પાસેથી બીજી વાર મંત્ર લેવો પડશે."

મહેન્દ્રઃ—"મંત્રનો ત્યાગ શી રીતે કરી શકાશે ?"

સત્યાનંદઃ—"હું તે પદ્ધતિ સમજાવી દઉં છું."

મહેન્દ્રઃ—"નવો મંત્ર શા માટે લેવો પડશે?"

સત્યાનંદઃ—"સંતાનો વૈષ્ણવ છે."

મહેન્દ્રઃ—"એ સમજાતું નથી. સંતાનો

વૈષ્ણવ કેવી રીતે? વૈષ્ણવોનો તો અહિંસા એજ પરમ ધર્મ છે."

સત્યાનંદઃ—"તે ચૈતન્ય દેવના વૈષ્ણવ છે. નાસ્તિક બૌદ્ધ ધર્મનાં અનુકરણથી જે પ્રકૃત વૈષ્ણવતા ઉત્પન્ન થઇ હતી, તેજ ચૈતન્યના સંપ્રદાયનું લક્ષણ છે. વૈષ્ણવ ધર્મનું યથાર્થ લક્ષણ દુષ્ટોનુ દમન કરીને ધરિત્રીનો ઉધ્ધાર કરવાનું છે. એમ હોય તેમાં તે શુ આશ્ચર્ય? વિષ્ણુ પોતેજ સંસારનું પાલન કરનારા છે. દશ વાર શરીર ધારણ કરીને, એમણે પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો. કેશી, હિરણ્યકશિપુ, મધુકૈટભ, મૂર, નરક વગેરે દૈત્યોનો, રાવણાદિ રાક્ષસ સમુદાયનો, તેમજ કંસ, શિશુપાલ ઈત્યાદિ રાજાઓનો તેમણેજ યુદ્ધમાં સંહાર કર્યો હતો. એજ વિજેતા હોઇ, વિજયને આપવાવાળા છે. પૃથ્વીનો ઉધ્ધાર કરનારા છે, અને સંતાનોના ઇષ્ટ દેવતા છે. ચૈતન્ય દેવનો વૈષ્ણવ ધર્મ પ્રકૃત વૈષ્ણવ ધર્મ નથી—એ તો માત્ર અર્ધોજ ધર્મ છે. ચૈતન્ય દેવના વિષ્ણુ પ્રેમમય છે, પરંતુ ભગવાન કેવળ પ્રેમમય નથી—એ તો અનંતશક્તિમય છે. ચૈતન્ય દેવના વિષ્ણુ કેવળ પ્રેમમય છે–સંતાનના વિષ્ણુ શુધ્ધ શાક્તમય છે. આપણે બન્નેય વૈષ્ણવ છીએ—પરંતુ બન્નેય અર્ધા વૈષ્ણવ છીએ. હવે વાત સમજાઇ?"

મહેન્દ્ર.—"ના, આ કેવી નવી નવી વાતો મારા સાંભળવામાં આવે છે? કાસિમબજારમાં એક પાદરીની સાથે મારે મુલાકાત થઇ હતી—તે પણ બધી આવીજ વાતો કરતો હતો-અર્થાત્ ઇશ્વર પ્રેમમય છે—તમે ઇસુના પર પ્રેમ કરો—આ પણ કાંઇક એવીજ વાત છે."

સત્યાનંદઃ—"અમારા ચૌદ પુરૂષો જે પ્રમાણે વાત સમજતા આવ્યા છે, તેજ પ્રકારે વાત મેં તમને સમજાવી છે. ઇશ્વર ત્રિગુણાત્મક છે, તે તમે સાંભળ્યું છે?"

મહેન્દ્રઃ—"હા; સત્વ રજસ અને તમસ એજ ત્રણ ગુણને?"

સત્યાંનંદઃ—બરાબર એ ત્રણે ગુણની જૂદી જૂદી ઉપાસના છે. સત્વગુણમાંથી એનાં કરૂણા, કૌશલ્ય વગેરેની ઉત્પત્તિ થાય છે, એ ગુણની ઉપાસના ભક્તિ વડે કરવી. ચૈતન્યનો સંપ્રદાય તેજ કરી રહ્યા છે, રજોગુણમાંથી તેની શક્તિ ઉત્પન્ન થઇ છે; એ ગુણની ઉપાસના યુદ્ધ વડે-દેવ લોકોનો દ્વેષ કરનારાઓના વિનાશ થાય છે. આપણે તેજ ઉપાસના કરીએ છીએ. અને તમો ગુણમાંથી ભગવાને ચતુર્ભુજ વગેરે સ્વરૂપવાળું ચાવતારીશરીર ઇચ્છાનુસાર ધારણ કર્યું છે. ચન્દન, પુષ્પ વગેરે અર્પણ કરીને એ ગુણનું પૂજન કરવામાં

આવે છે—સર્વ સાધારણ તેમજ કરે છે. હવે સમજ પડી ?"

મહેન્દ્ર:—"હા, સમજાયું. ત્યારે શું સંતાનો નો કેવળ ઉપાસક સંપ્રદાયજ છે, કેમ ?"

સત્યાનંદ:—હા, એમજ છે. અમારે રાજ્ય જોઇતું નથી—મુસલમાનો ભગવાનનો વિદ્વેષ કરનારા છે, અને એટલા માટેજ અમે તેમનો ખૂબ વિરોધ કરીએ છીએ."



## પ્રકરણ ૫ મું

વાર્તાલાપ કરી રહ્યા બાદ, સત્યાનંદ મહેન્દ્રની સંગાથે તે દેવાલયના અંદરના ભાગમાં-જ્યાં પેલી અપૂર્વ શોભામય મોટી પ્રચંડ ચતુર્ભુજ મૂર્ત્તિ વિરાજી રહી હતી તેમાં દાખલ થયા. તે વખતે એ જગ્યાની શોભા ઘણીજ રળિયામણી લાગતી હતી. સોનાં, રૂપાં અને રત્નના મઢેલા જાતજાતના દીવા ત્યાં ઝળઝળી રહ્યા હતા. સુંદર સુવાસિત પુષ્પોના મોટા મોટા ઢગ મન્દિરની શોભામાં વૃદ્ધિ કરીને સર્વત્ર સુગંધ પ્રસરાવી રહ્યા હતા. મન્દિરમાં બીજો એક મનુષ્ય બેઠો બેઠો હળવે હળવે "હરે મુરારે" શબ્દનો ઉચ્ચાર

કરી રહ્યો હતો. સત્યાનંદે મન્દિરમાં પ્રવેશ કરતાં વારને તેણે ઉભા થઇને પ્રણામ કર્યા. બ્રહ્મચારી મહારાજે પ્રશ્ન કર્યોઃ—"તમે દીક્ષા લઇ શકશો ?"

તેણે જવાબ દીધોઃ—"મારા પર એટલી દયા કરો." તે ઉપરથી એને તેમજ મહેન્દ્રને સંબોધીને સત્યાનંદે કહ્યુંઃ—"તમે વિધિપૂર્વક ઉપવાસ, સ્નાન, સંયમ કર્યાં છે ?"

જવાબ મળ્યોઃ—"હા, કર્યાં છે."

સત્યાનંદઃ—"તમે આ ભગવાનની સમક્ષ પ્રતિજ્ઞા કરો. સંતાન ધર્મના નિયમ સઘળા પાળશો ?"

બન્નેઃ—"પાળીશું."

સત્યાનંદઃ—"જેટલા દિવસ માતાનો ઉદ્ધાર ન થાય, તેટલાં દિવસ ગૃહસ્થ ધર્મનો પરિત્યાગ કરશો ?"

બન્નેઃ—"કરીશું."

સત્યાનંદઃ—"માતા પિતાનો ત્યાગ કરશો ?"

બન્નેઃ—"કરીશું."

સત્યાનંદઃ—"ભાઈ બ્હેનનો પણ ?"

બન્નેઃ—"ત્યાગ કરીશું."

સત્યાનંદઃ—"સ્ત્રી પુત્રાદિકનો સુદ્ધાં ?"

બન્નેઃ—"ત્યાગ કરીશું."

સત્યાનંદઃ—"પોતીકાં સગાં, સંબંધી ? દાસ

દાસીઓ સુદ્ધાં ?"

બન્નેઃ—એ બધાંયનો ત્યાગ કરીશું."

સત્યાનંદઃ—"ધન-સંપત્તિ-વૈભવ ?"

બન્નેઃ—"એ બધુંય તજી દઈશું."

સત્યાનંદઃ—ઇન્દ્રિઓના પર જય મેળવશો ? બૈરાં સાથે કદી એકાન્તમાં બેસશો નહિને ?"

બન્નેઃ—"નહિ બેસીએ. ઇન્દ્રિઓને જીતીશું."

સત્યાનંદઃ—"આ ભગવાનની મૂર્તિની આગળ પ્રતિજ્ઞા લ્યો કે અમારે માટે અથવા અમારા સગાં સંબંધીને ખાતર દ્રવ્ય સંચય નહિ કરીએ. જે કાંઇ પણ મેળવીશું, તે વૈષ્ણવ મન્દિરના ખજાનામાં અર્પણ કરીશું."

બન્નેઃ—"અર્પણ કરીશું."

સત્યાનંદઃ—"સનાતન ધર્મને કાજે સ્વયમ્ હાથમાં હથિયાર લઈને યુધ્ધ કરશો ?"

બન્નેઃ—"કરીશું."

સત્યાનંદઃ—"યુદ્ધમાં પાછી પાની કરશો નહિ ને ?"

બન્નેઃ—"ના."

સત્યાનંદ—"એ પ્રતિજ્ઞાનો ભંગ થાય તો ?"

બન્નેઃ—"સળગતી ચિતાને વિષે પ્રવેશ કરીને, અથવા વિષપાન કરીને પ્રાણત્યાગ કરીશું"

સત્યાનંદઃ—"બીજી એક વાત હવે જાતિની

છે. તમે કઇ જાતિના છો ? મહેન્દ્ર કાયસ્થ છે. બીજા સંતાનની કઇ જાતિ છે ?"

બીજી વ્યકિતએ કહ્યું:—"હું બ્રાહ્મણ કુમાર છું."

સત્યાનંદ:—"ઉત્તમ. તમે જાતિનો ત્યાગ કરી શકશો ? સંતાન માત્ર એકસરખી જાતના ગણાય છે. આ મહાવ્રતમાં બ્રાહ્મણ શૂદ્ર વગેરે ભેદ દૃષ્ટિને સ્થાન નથી. તમે શું જવાબ દો છો ?"

બન્ને:—"અમે એ ભેદભાવ નહિ રાખીએ; અમે સઘળાજ એક ભારત માતનાં સંતાન છીએ."

સત્યાનંદ:—"ત્યારે તમને દીક્ષિત કરીશું. તમે જે જે પ્રતિજ્ઞા કરી, તેનો કદાપિ ભંગ કરશો નહિ. મુરારિ સ્વયમ્ તેના સાક્ષી છે. રાવણ, કંસ, હિરણ્યકશિપુ, જરાસન્ધ, શિશુપાલ વગેરેનાં વિનાશનાં જે કારણરૂપ છે, જે સર્વાન્તર્યામી સર્વ વિજયી, સર્વ નિયન્તા છે, જે ઇન્દ્રના વજ્રને વિષે તેમજ બીલાડીના નખમાં એક સરખી રીતે વાસ કરી રહ્યા છે, તે પ્રતિજ્ઞાનો ભંગ કરનારાનો વિનાશ કરીને અનંત નરકને વિષે તેને ગબડાવી પાડે છે."

બન્ને:—"તથાસ્તુ."

સત્યાનંદ:—તમે બન્નેય "વન્દેમાતરમ્" ગાઓ."

બન્નેયે તે એકાન્ત મંદિરમાં ભારત દેવીનું સ્તોત્ર ગાયું. ત્યાર પછી બ્રહ્મચારી મહારાજે એ બન્નેયને વિધિપૂર્વક દીક્ષા આપી.

———:O:———

## પ્રકરણ ૬ ઠું.

દીક્ષા આપવાનું કામ ખલાસ થયા પછી સત્યાનંદ મહેન્દ્રને તદ્દન એકાન્ત સ્થાનમાં લઇ ગયા. બન્નેય પોતપોતાના સ્થાન પર બેસી ગયા. સત્યાનંદ કહેવા લાગ્યોઃ—"જો વત્સ ! આ મહાવ્રતની તેં જે દીક્ષા લીધી છે, તેના પ્રત્યે મારા ઉપાસ્ય ઇષ્ટ દેવે અનુકૂલ મત દર્શાવ્યો છે. તારી સહાયવડે ભારત માતાનું મહાન્ કાર્ય સધાશે. મારી આજ્ઞાને સાવધ રહી લક્ષમાં રાખજે. જીવાનંદ કે ભવાનંદની સાથે વનવન રખડીને યુદ્ધ કરવાનું હુ તને કહેતો નથી. તું પદચિન્હ પાછો જા. તારા વતનમા રહીને તારે સંન્યાસ ધર્મ પાળવો પડશે."

મહેન્દ્રને તે સાભળીને અચંબાભેર અસતોષ ઉપજ્યો, પણ તે કશું બોલ્યો નહિ. બ્રહ્મચારી કહેવા લાગ્યાઃ—"આ સ્થાનમાં આપણને સલામતી ભર્યો આશ્રય નથી; પ્રબળ સૈન્ય આવીને આપણા

ઉપર ઓચીંતો હુમલો કરે, તો આપણે ખોરાકી ની સામગ્રી લઇ બારણાં વાસીને દશ દિવસ નિર્વિઘ્ને રહી શકીએ. આપણી પાસે કિલ્લાનું સાધન નથી. તમારો રાજમહેલ છે, તમારૂં ગામ છે, ત્યાં તમારી સત્તા છે. મારી ઇચ્છા એ જગ્યાએ એક કિલ્લો બાંધવાની છે. ચોતરફ ફરતી ખાઇ અને વાડ પદચિન્હ ગામની આસપાસ બાંધી દઇ મજબૂત બાંધકામ કરી મોટા બુરજ ઉપર તોપો ગોઠવાવી દઇશું એટલે ઉત્તમ કિલ્લો બની જશે. તમે ઘેર જઇને રહેજો; બેહજાર સંતાનો ત્યાં આગળ તમારી સેવામાં હાજર થશે. તેઓની મદદથી કિલ્લાનું એ સઘળું બાંધકામ તાકીદે તૈયાર થઈ જશે. તમે તે જગ્યાએ એક લોખંડનું મજબૂત મકાન બંધાવી દેજો. તેમાં સંતાનોના ઉપયોગને સારૂ દ્રવ્યનો ખજાનો રહેશે. સોનાની ભરેલી બધી પેટીઓ તમારા ઉપર એક પછી એક મોકલતા રહીશું. તમે એ ધનની સહાયથી આ બધાંય કાર્યની યોજના કરી દેજો. અને હું હવે જૂદા જૂદા સ્થળોએથી કીસબી કારીગરો તમને મોકલી આપું છું. કારીગરો બધા આવી ગયા પછી તમે પદચિન્હમાં કારખાનું ખોલજો. એ કારખાનામાં તોપ ગોળા, બન્દૂક વગેરે સર્વ લડાયક હથિયારો તૈયાર થશે. એટલા માટે હું તમને ઘેર જવા

કહું છું."

મહેન્દ્રે તેમ કરવા કબૂલ કર્યું.



## પ્રકરણ ૭ મું.

સત્યાનંદ મહારાજને પગે પડીને મહેન્દ્ર વિદાય થઇ ગયો; ત્યાર બાદ જે બીજા શિષ્યે દીક્ષા લીધી હતી, તેણે આવીને સત્યાનદને પ્રણામ કર્યા. સત્યાનંદે તેને આશીર્વાદ આપી મૃગચર્મ ઉપર બેસવા ફરમાવ્યું. આડી અવળી બીજી કેટલીક વાતો થયા પછી, સત્યાનંદે પૂછયું:—"કૃષ્ણ ને વિષે તમારી ગાઢ ભક્તિ છે કે નહિ?"

શિષ્ય બોલ્યો:—"તે શી રીતે કહું? હું જેને ભક્તિ સમજું છુ, તે ઠગાઈ પણ ન હોવી જોઇએ, તેમજ આત્મપ્રતારણા પણ ન હોવી જોઇએ."

સત્યાનંદ સંતોષ પામીને બોલ્યા:—"યોગ્ય વિવેચન કર્યું છે. તમે દિવસે દિવસે જેથી કરીને ભક્તિ વધારે પ્રગાઢ થાય, એવું અનુષ્ઠાન કરતા રહેજો. મારો આશીર્વાદ છે કે તમારો યત્ન સફળ નીવડો. કેમકે, ઉમ્મરમાં તમે ઘણા નાના છો. વત્સ! મારે તમને શું કહીને બોલાવવા, તે હજી સુધી મેં તમને પૂછયું નથી."

નૂતન સંતાપે બોલ્યો:—“ આપને જેમ રૂચે તેમ; હું તો વૈષ્ણવનો દાસાનુદાસ છું.”

સત્યાનંદ:—“તમારી નવીન યુવાવસ્થા જોઈને તમને નવીનાનંદ કહેવાનું મન થાય છે—એટલા માટે એજ નામ તમે ધારણ કરજો. પરંતુ એક બીજી વાત તમને પૂછું છું. તમારૂં પહેલાંનું નામ શું હતું ? કહેવાની હરકત હોય તો પણ બેધડક કહી દેજો. મારી આગળ જાહેર કર્યાથી બીજે કોઈને કાને નહિ જાય. સંતાન ધર્મનું રહસ્ય એવું છે કે, ન કહેવાય એવી છાની વાત હોય તે પણ ગુરૂને કહેવી જોઈએ. કહ્યાથી કશી હાનિ થતી નથી.”

શિષ્ય:—“મારૂં નામ શાન્તિરામ દેવશર્મા.”

સત્યાનદ:—“તારૂં નામ શાન્તિમણિ પાપિષ્ઠા હોવું જોઇએ. ”

એમ કહી સત્યાનદે તેની કાળી કચકડા જેવી દોઢ હાથ લાંબી દાઢી પોતાના ડાબા હાથ વતી જોરથી ઝાલીને એક આંચકો માર્યો. બનાવટી દાઢી તેજ ક્ષણે નીકળી પડી. સત્યાનંદ બોલી ઉઠયા:—“છટ્‌છટ્‌ બેટા ! આ શું ! મારી સાથે પણ આવી ઠગાઈ?—અને મનેજ ઠગવો હોય, તો આટલી નાની વયમાં આવી મોટી દોઢ હાથ

લાંબી દાઢી શા માટે? દાઢી ટુંકી રાખી હત તો પણ શું ગળાનો મૃદુ અવાજ–અને આંખની દૃષ્ટિ એ બન્ને છુપાં રહેત? એવો બોથડ ભોટ જેવોજ હત, તો આવું મહાન કાર્ય કેમ કરીને હાથ પર લઇ શકયો હત?"

શાન્તિ તે વખતે ઝંખવાણી પડી ગઈ. પોતાના બન્ને હાથ વતી આંખ ઢાંકી દઈને, નીચું ઘાલીને બેસી રહી. થોડીવાર પછી વૃદ્ધ મહારાજ પ્રત્યે વિલોલ કટાક્ષ ફેંકીને કહેવા લાગીઃ– "પ્રભુ! એમાં ગુન્હો પણ મેં શો કર્યો છે? સ્ત્રીના હાથમાં કદી બળ નથી હોતું, એમ?"

સત્યાનંદઃ—"ગાયની ખરીમાં પાણી રહે છે તેટલુંજ."

શાન્તિઃ—"સન્તાનોનાં બાહુબળની આપે કદી પરીક્ષા કરી જોઇ છે?"

સત્યાનંદઃ–"કરી છે."

એમ કહી સત્યાનંદે એક પ્રચંડ ધનુષ અને લોઢાના કેટલાક તાર લાવીને કહ્યું કેઃ–આ ધનુષ્યને આ લોઢાના તારની દોરી બાંધવાની છે. દોરીનું માપ બે હાથ જેટલું છે. દોરી બાંધતાં બાંધતાં ધનુષ હાથમાંથી છટકી જાય છે અને દોરી બાંધનારને કયાંનો કયાં ગબડાવી પાડે છે. જે બરાબર ગુણ ચઢાવી શકે, તેજ ખરો બળવાન

સાબીત થાય છે.

શાન્તિએ ધનુષ અને તીરની બરાબર પરીક્ષા કરીને કહ્યું:-"બધાજ સંતાનો શું આ પરીક્ષામાં પસાર થયા છે ?"

સત્યાનંદ:—"ના, એ રીતે તેઓનાં બળની ફક્ત કસોટીજ કરી છે."

શાન્તિ:—"એ પરીક્ષામાં કોઇજ ફતેહમંદ નીવડયું નથી ?"

સત્યાનંદ:—"ફક્ત ચારજ જણ."

શાન્તિ:—"જીજ્ઞાસા કરવાનું સાહસ કરી શકું કે એ ચાર તે કોણ કોણ ?"

સત્યાનંદ:—"નિષેધ કાંઇ નથી. એક તો હું."

શાન્તિ:—"અને બીજા ?"

સત્યાનંદ:—"જીવાનંદ, ભવાનંદ, જ્ઞાનાનંદ."

શાન્તિએ ધનુષ લીધું, તાર લીધા, ઝપાટામાં ધનુષને પણછ ચઢાવી દીધી અને સત્યાનંદના પગ આગળ પાછું ધનુષ મૂકી દીધું.

સત્યાનંદ, વિસ્મયભર્યા ભયથી સડકજ થઇ ગયો. થોડીકવાર પછી બોલી ઉઠયો:—"આ હું શું જોઉં છું ? તું તે દેવી છે કે માનવી ?"

શાન્તિ હાથ જોડીને બોલી:—"હું સામાન્ય માનવી છું, પણ હું બ્રહ્મચારિણી છું."

સત્યાનંદ:—"તે પણ કેમ હોઇ શકે ? તું

બાળવિધવા છે? બાળવિધવાઓમાં પણ આટલું બળ હોતું નથી, કેમકે તેઓ એકજ વાર જમે છે."

શાન્તિઃ—"હુ સધવા છું."

સત્યાનંદઃ—"તારા સ્વામીની આજ્ઞા લીધી છે?"

શાન્તિઃ—"લીધી છે, એમને ખાતર તો તો આવી છુ."

મેઘમાંથી નીકળી આવતા તડકાની પેઠે સ્મરણ શક્તિ સત્યાનંદના ચિત્ત ઉપર પ્રકાશી રહી. તે બોલી ઉઠયાઃ—"હુવે સ્મરણ થાય છે. જીવાનદની સ્ત્રીનું નામ શાન્તિ હતું. તમે જીવાનદનાંજ સહધર્મિણી કે?"

નવીનાનંદે એકાએક પોતાનું મોં જટા વતી ઢાંકી દીધું. સત્યાનંદ કહેવા લાગ્યાઃ—"આવું પાપકર્મ કરવાને આવી છે કેમ?"

શાન્તિએ એકદમ માથાપરની જટાને એક બાજુએ ખસેડી નાંખીને કહ્યુંઃ—"એમાં પાપકર્મ શેનુ? પત્ની સ્વામીને અનુસરે તે કાંઈ પાપકર્મ કહેવાય પ્રભુ? સંતાનધર્મનું શાસ્ત્ર જો એને પાપ કર્મ કહેતું હોય, તો સતાનધર્મજ અધર્મ છે. હું એમની પત્ની–સહધર્મિણી–છું; એ ધર્માચરણને વિષે પ્રવૃત્ત થયા છે; હું એમની સંગાથે ધર્માચરણ કરવાને આવી છું."

શાન્તિની તેજસ્વી વાણી સાંભળીને તેમજ ઉંચી ગરદન, આવેશને લીધે ઉભરાતી છાતી ધ્રૂજતા હોઠ તથા ઉજળી અને આંસુભરી આંખો જોઇને સત્યાનંદ ખુશ થયા; અને કહેવા લાગ્યાઃ- "તું સાધ્વી છે, પણ જોને બેટા-પત્ની કેવળ ગૃહ ધર્મમાંજ સહધર્મિણી છે-વીરધર્મમાં રમણી કાઇ વીસાતમાં નથી."

શાન્તિઃ—"કયો મહાવીર પત્ની વગર વીર થઇ શકયો છે? સીતા નહિ હત, તો રામ કદી પણ વીર થઇ શકયા હત કે? અર્જુને કેટલીવાર લગ્ન કર્યાં છે, તે ગણી જુઓ. ભીમનું બળ જેટલું અગાધ હતું તેટલીજ તેની પત્નીઓ હતી. વધારે દૃષ્ટાન્ત બીજાં કેટલાં આપું? આપ સરખાને વિશેષ કહેવાનું હોયજ નહિ."

સત્યાનંદઃ—"વાત સાચી છે, પરંતુ રણક્ષેત્ર માં કયો વીર પત્નીને સાથે લઇ આવે છે?"

શાન્તિઃ—"અર્જુને જે વખતે અન્તરિક્ષમાં-થી યાદવી સેના સાથે યુદ્ધ કર્યું હતું, તે વખતે એનો રથ કોણ ચલાવતું હતું? દ્રૌપદીને સાથે રાખી ન હત, તો પાણ્ડવો શું કુરૂક્ષેત્રના યુદ્ધમાં ઝુઝી શકત?"

સત્યાનંદઃ—તે હશે. સામાન્ય મનુષ્યોનાં મન સ્ત્રીઓને વિષે આસક્ત થતાં સાધનામાં ખલેલ

પડે છે, અને કાર્ય સિદ્ધ થતું નથી. એટલા માટેજ સંતાનોનું વ્રત એવા પ્રકારનું છે કે કોઇ પણ સ્ત્રીની સાથે એકાન્ત સેવવો નહિ, તેમજ એક આસન ઉપર બેસવું નહિ. જીવાનંદ મારો જમણો હાથ છે. શું તું મારો જમણો હાથ ભાંગી નાંખવાને સારૂ આવી છે ?"

શાન્તિઃ—"હું આપના જમણા હાથને વિષે બલ વધારવા ખાતર આવી છુ. બ્રહ્મચારિણી છું, પ્રભુની પાસે પણ બ્રહ્મચારિણીજ રહીશ. હું કેવળ ધર્માચરણને કાજે આવી છુ; સ્વામીને મળવા ખાતર નથી આવી. એમના વિરહથી હું કાંઇ વ્યાકુળ થતી નથી. મારા પતિએ જે ધમ સ્વીકાર્યો છે, તેમાં હું તેમની સહધર્મિણી હોવા છતાં ભાગીદાર કેમ નહિ થાઉં ? હું એજ હેતુથી આવી છું."

સત્યાનંદઃ—"બહુ સારૂ, થોડાક દિવસ તારૂં પારખું જોઇશ."

શાન્તિ કહેવા લાગીઃ—"આનંદમઠમાં મારાથી રહી શકાશે કે ?"

સત્યાનંદઃ—"નહિતો આજે બીજે કયાં જવાની હતી ?"

શાન્તિઃ—"ઠીક. બીજું કંઇ ?"

સત્યાનંદઃ—"ભવાની માતાની પેઠે તારા કપાળમાં પણ આગ ભભુકે છે ! જો જે હમારા સંતાન

સંપ્રદાયને બાળી ન નાંખતી, હો !"

એમ કહી સત્યાનંદે શાન્તિને આશીર્વાદ આપીને ત્યાં આગળથી વિદાય કરી.

શાન્તિ મનમાં ને મનમાં ફફડવા લાગી:— "ઓય મારો વ્હાલો બુઢ્ઢો ! જબરો જણાય છે ને તું તો. મારા કપાળમાં આગ ભભુકે છે, એમ ? હું કપાળ બળી ! ના, તારી મા કપાળ બળી ! !"

વસ્તુતઃ સત્યાનંદનો એવો અભિપ્રાય ન હતો —નેત્રનાં વિદ્યુત સમા ચમકારોને ઉદ્દેશીને તેણે એ મુજબ કહ્યું હતું, પરંતુ એ વાત કાંઇ આવડી ઘરડી ખખ ઉમ્મરે નાદાન યુવતિને કહી શકાય?



## પ્રકરણ ૮ મું.

તે રાત્રે શાન્તિને મઠમાં રહેવાની પરવાનગી મળી હતી. એથી તે ઘર શોધવા જવાને તૈયાર થઈ. ઘણા એ ખાલી પડી રહ્યા હતા. ગોવર્ધન નામે એક નોકર—હલકા દરજ્જાનો સંતાન—હતો, તે હાથમાં ફાનસ લઈને ઓરડા દેખાડવા આવ્યો. શાન્તિને કોઈ કરતાં કોઇ પણ ઓરડી પસંદ પડી નહિ. હતાશ થઈ ગોવર્દ્ધન શાન્તિને સત્યાનંદ પાસે પાછી લઇ આવતો હતો. શાન્તિ કહેવા લાગીઃ—

"ભાઈ સંતાન ! આ દિશામાં કેટલાંક ઘર આવેલાં છે, તે તો આપણે જોયાંજ નહિ !"

ગોવર્દ્ધન બોલ્યો:—"એ ઘરો છે, ઘણાં સારાં, પરંતુ એ બધાંયમાં લોકો રહે છે."

શાન્તિ:—"કોણ કોણ રહે છે ?"

ગોવર્ધ્ધન:–"મોટા મોટા સેનાપતિઓ રહે છે."

શાન્તિ:–"કયા મોટા મોટા સેનાપતિઓ ?"

ગોવર્દ્ધન:–"ભવાનંદ, જીવાનદ, ધીરાનંદ, જ્ઞાનાનંદ, આનંદમઠ આનદમય છે.

શાન્તિ:–"ચાલો, એ ઘરો એકવાર જોઈ આવીએ તો ખરાં."

ગોવર્દ્ધન પ્રથમ શાન્તિને ધીરાનંદને ઘેર લઈ ગયો. ધીરાનંદ મહાભારતનું દ્રોણ પર્વ વાંચતા હતા. અભિમન્યુ સપ્તરથીઓની સાથે કેવી રીતે યુદ્ધ કરી રહ્યા હતો, તેમાં એનું મન ગરક થઈ ગયું હતું-તે કાંઇ પણ બોલ્યા વગર ચાલી ગઈ.

ત્યાર બાદ શાન્તિ ભવાનંદના ઘરમાં દાખલ થઇ. ભવાનંદ તે વખતે ઉંચી નજરે એક ચહેરાનું ચિત્તને વિષે ચિન્તવન કરી રહ્યા હતા. તે ચેહરો કોનો હશે, તેની શી ખબર! પરતુ ચેહરો ઘણો કારમો, કામણગારો હતો. શામળા સુવાસિત કેશ તેનાં કાન સુધી પ્રસરી રહેલા સવાં ઉપર વિખરાઈ રહ્યા હતા. વચ્ચે ત્રિકોણાકાર

વાળું લલાટ મૃત્યુની કરાલ કાલછાયામાં ડૂબી રહ્યું હતું. મૃત્યુ અને મૃત્યુંજય જાણે તે સ્થળ પર દ્વંદ્વ યુદ્ધ ન કરી રહ્યા હોય, એવો ભાસ થતો હતો. આંખો મીંચાએલી, ભવાં સ્થિર, હોઠ ભૂરા રંગનાં, કપાળ પીળું ધમ્મક, નાક ઠંડુ બરફ સમું, છાતી ઉંચી થઈ રહી હતી. વાયુ વસ્ત્રને કંપાવી રહ્યો હતો. ત્યાર બાદ શરદનાં વાદળામાં ઢંકાએલો ચન્દ્રમા જેમ ધીમે ધીમે સઘળી મેઘ પંક્તિને પ્રકાશિત કરીને, પોતાનાં સૌન્દર્યને વિકસાવે છે; પ્રભાતનો પ્રભાકર જેમ તરંગાકાર મેઘમાલાને ધીરે ધીરે સુવર્ણરંગી બનાવીને પોતે પ્રકાશે છે અને દશે દિશાઓને અજવાળે છે, સ્થળ, જળ, કીટ, પતંગાદિને પ્રફુલ્લાવે છે, તેજ પ્રમાણે તે શબના દેહને વિષે જીવનની શોભાનો સંચાર થઇ રહ્યો હતો. અહા કેવી તે શોભા! ભવાનંદના મનમાં તેનાજ વિચારો ઘોળાયાં કરતા હોવાથી, તે પણ કશુંય બોલ્યો નહિ. કલ્યાણીના રૂપમાં તેનું હૃદય તલ્લીન થઇ ગયું હતું; શાન્તિનાં રૂપ તરફ તેણે નજર સરખી કરી નહિ.

શાન્તિ ત્યાં આગળથી બીજે ઠેકાણે ગઇ. અને પૂછવા લાગીઃ—"આ કોનું ઘર?"

ગોવર્દ્ધન બોલ્યોઃ—"જીવાનંદ ઠાકુરનું."

શાન્તિઃ—"તે વળી કોણ છે? ક્યાં છે? અહિં તો કોઇએ જણાતું નથી."

ગોવર્દ્ધનઃ—"કોઇ ઠેકાણે ગયા હશે, હમણાં આવશે."

શાન્તિઃ—"આ ઘર બીજા બધાં કરતાં સરસ છે."

ગોવર્દ્ધનઃ—"તે આ ઘર તો કામમાં નહિ આવે."

શાન્તિઃ—"કેમ વારૂ?

ગોવર્દ્ધનઃ—"જીવાનંદ ઠાકુર અહિં રહે છે."

શાન્તિઃ—"ના હોય, તો આ ઘર માંહેનોજ એકાદ ભાગ પસંદ કરીએ."

ગોવર્ધ્ધનઃ—"તે કેમ થઇ શકે? જે આ ઘરમાં રહે છે, તેજ એનો માલીક છે; તે જે કરે છે તેજ થાય છે."

શાન્તિઃ—"વારૂ ત્યારે, તમે તમારે જાઓ. મને કોઇ સ્થાન નહિ મળે, તો હું મારે ઝાડ નીચેજ પડી રહીશ."

એમ કહી ગોવર્દ્ધનને વિદાય કરીને શાન્તિએ તે ઘરની અંદર પ્રવેશ કર્યો. અંદરના ખંડમાં જઇને જીવાનંદને બેસવાનું મૃગચર્મ ત્યાં પડ્યું હતું તે પાથરી દીધું, દીવો વધારે સતેજ કર્યો અને જીવાનંદનું એકાદ પુસ્તક લઇને વાંચવા મંડી.

થોડીકવારમાં જીવાનંદ ત્યાં આગળ આવીને ઉભા. શાન્તિ મરદના પોશાકમાં હોવા છતાં, એણે જોતાં વારને તેણે ઓળખી કાઢી. તે બોલી ઉઠ્યોઃ—"આ કોણ ? શાન્તિ ?"

ધીરે ધીરે પુસ્તકનાં પાનાં ફેરવતાં ફેરવતાં શાન્તિએ જીવાનંદના પ્રત્યે દૃષ્ટિપાત કરીને કહ્યુંઃ—"શાન્તિ કોણ છે, મહાશય ?"

જીવાનંદ મ્હાત થઈ ગયો—આખરે કહેવા લાગ્યોઃ—"શાન્તિ કોણ છે મહાશય ? કેમ, તું કોણ છે ત્યારે ? તું શાન્તિ નથી ?"

શાન્તિએ તમરીભેર કહ્યુંઃ—"હું નવીનાનંદ ગોસ્વામી છું," એમ કહી તે પછી પુસ્તક વાંચવા મંડી ગઈ.

જીવાનંદ ખડખડ હસી પડ્યો. તે બોલ્યોઃ—"આ કાંઇ નવો રંગ જામે છે ! વારુ ત્યારે, નવીનાનંદ અહિં કીયા કાર્યાર્થે આવ્યા છે ? "

શાન્તિ બોલીઃ—"શિષ્ટ સમાજમાં સભ્યતાની રીત એવી છે કે, પ્રથમ સંભાષણના પ્રસંગે 'આપ' 'મહાશય' વગેરે શબ્દો વડેજ સંબોધવામાં આવે છે. મે પણ આપનું અસન્માન કર્યું નથી. મારા વાર્તાલાપમાં તેમ છતાં આપ 'તું તું' કરીને તોછડાઈથી કેમ મારી સાથે વર્તો છો ?"

"જેવી આજ્ઞા" એમ કહી ગળાપરના વસ્ત્રનો

છેડો ઠીકઠાક કરી, જીવાનંદે બેઉ હાથ જોડીને કહ્યું:—"આ ક્ષણે સેવકની વિનયનમ્ર પ્રાર્થના એટલીજ છે કે શા હેતુથી આપ મહાશયનું ભરૂઈપુરથી આ દીનના નિવાસસ્થાન તરફ શુભ આગમન થયું છે, તે ફરમાવો."

શાન્તિએ એકદમ ગંભીર થઇ જઈને કહ્યુ:-"વ્યંગનું પણ મને કાંઈ પ્રયોજન જણાતું નથી. ભરૂઇપુરની મને ખબર નથી. સતાન ધર્મનો સ્વીકાર કરવાને મારૂં આવવું થયું છે મેં આજેજ દીક્ષા લીધી છે."

જીવાનંદ:—"આપરે સર્વનાશ! કેમ, ખરેખર કે?"

શાન્તિ:—"સર્વનાશ શા માટે? તમે પણ દીક્ષિતજ છો ને?"

જીવાનંદ:—"તું તો બાઇ માણુસ છે."

શાન્તિ:—"તેથી શુ? એવી વાત વળી કયાથી લઇ આવ્યા?"

જીવાનંદ:—"મને એવી ખાતરી હતી કે મારી વહુ નારી જાતિની છે."

શાન્તિ:—"વહુ? છુંજ ને વળી?"

જીવાનંદ:—"હતી એમ તો જાણું છું."

શાન્તિ.—"તમને ખાતરી છે ને કે હું તમારી વહુ છું?"

જીવાનંદઃ—ફરી પાછો હાથ જોડીને ગળા પર વસ્ત્રનો છેડો નાંખીને નમ્રતાથી બોલ્યો.—"જેવી આજ્ઞા, હા મહાશય."

શાન્તિઃ—"આવી ઠઠ્ઠા મશ્કરીનીજ વાતો જો આપના મનમાં સ્ફુર્યાં કરે, તો પછી આપનું કર્ત્તવ્ય કેવુંક હોઈ શકે, બોલો જોઈએ!"

જીવાનંદઃ—"આપનાં શરીરને ઢાંકી દેનારા પદાર્થોને સજ્જડ કબજે કરી લઈને અધરામૃતનું પાન કરવાનું."

શાન્તિઃ—એ આપની દુષ્ટબુદ્ધિ અગર તાડીખાના પ્રત્યેની અસાધારણ ભકિતનોજ માત્ર પરિચય કરાવે છે. દીક્ષા લેતી વખતે સ્ત્રીની સાથે એક આસન ઉપર નહિ બેસવાની આપે પ્રતિજ્ઞા લીધી છે. આપને જો 'મારા પ્રત્યે કેવળ સ્ત્રી બુદ્ધિ હોવાનીજ ખાતરી હોય—એવો સર્પને વિષે ઘણાકને રજ્જુ ભ્રમનો અધ્યાસ થાય છે ત્યારે તો આપે જૂદાં આસન ઉપરજ બેસવું ઉચિત છે. મારી સાથે વાર્તાલાપ કરવો, એ પણ આપનું કર્ત્તવ્ય નથી.

એમ કહી શાન્તિએ ફરીથી પુસ્તકને વિષે ચિત્ત ચોંટાડયું. જીવાનદે હારી થાકીને દૂર પથારી પાથરીને તેના ઉપર શયન કર્યું.

——※——

# આનંદમઠ

## ખંડ ત્રીજો.

### પ્રથમ પરિચ્છેદ.

ઇશ્વર કૃપાથી ૭૬ નું સાલ પૂર્ણ થયું. બંગાળાની વસ્તીના રૂપીએ ૭ આના જેટલા ભાગને--કોણ જાણે કેટલાયે કરોડ મનુષ્યોને યમલોકમાં મોકલ્યા પછી એ, કમનસીબ વરસ પોતે કાળમુખમાં ઝડપાયું. ૭૭ ની સાલ બેઠી. પ્રભુ પ્રસન્ન થયા હોય એમ લાગ્યું. વૃષ્ટિ સારી થઇ. ધરતી પર લીલોતરી પથરાઈ. ગયા વર્ષના કાળમુખા જડબાંમાંથી જેઓ બચ્યા હતા તેમને હવે પેટપૂર ખાવાનું મળવા લાગ્યુ. ગયે વરસે, કેટલાકો કડાકા કરીને અગર અડધે પેટે મંગળવાર કરીને માંદા પડયા હતા. પેટ ભરીને કોઇને ખાવા મળતું ન્હોતું. ઘણા માણસો તેથી મરણ શરણ થયા. પૃથ્વી ઉપર ખેતરો હતાં, પણ લોકો નહતા. ગામે ગામ મકાનો ખાલી પડી

જઇ, તેમાં પશુઓ આરામ લેવા લાગ્યાં.

ગામેગામ જમીન સઘળી ઉકરડા જેવી થઇ ગઇ. ખેડૂતો કોઇ રહ્યા નહતાં. જમીનને ખેડે પણ કોણ? બધેજ સફાચટ મેદાન થઇ ગયું હતું. દેશમાં જંગલો વધી ગયાં. જે જગ્યાએ હાસ્યમય શામળી લીલોતરી વિરાજતી હતી, જ્યાં અસંખ્ય ગાય ભેંસો ચરતી હતી. જે સઘળો બગીચા જેવો પ્રદેશ યુવક યુવતિઓની આનંદ-ભૂમિ સમો હતો, તે જગ્યાએ મનુષ્યનાં માંસને માટે તલસી રહેલા વાઘ આવીને હરણ વગેરે ઉપર બેધડક તરાપ મારી રહ્યા હતા. જે ઠેકાણે સુંદરીઓનાં ટોળેટોળાં અળતાથી રંગેલા પગવડે નૂપુર ઝંકાર કરતાં કરતાં, સમોવડી સાહેલીઓ સંગાથે ઠઠ્ઠા મશ્કરી કરતાં કલ્લોલ કરતાં જતાં હતાં, તે જગોએ રીંછ પોતાનું રહેઠાણ બનાવીને પોતાનાં બચ્ચાંઓને ઉછેરવા લાગ્યા. જે જગ્યાએ સઘળાં ભુલકાંઓ નવીન વયમાં સાંજ વેળાએ મલ્લિકા કુસુમ સમાં ખીલી રહી હૃદયને બહેલાવનારૂં હાસ્ય હસતાં, તે જગોએ આજે જંગલી હાથીઓનાં ટોળેટોળાં મદોન્મત્ત થઇને વૃક્ષનાં ડાળાં પાંખડાં વિદારી નાંખવા ગ્યાં. જે ઠેકાણે દુર્ગોત્સવ થતો હતો, તે એ આજે શિયાળોની ગુફાઓ બની રહી

છે, છપ્પરખાટો ઉપર ઘૂવડો ઝુલી રહ્યાં છે, નાટ્યમન્દિરમાં દિવસના વખતે પણ ઝેરી સાપ દેડકાંની શોધમાં દોડાદોડ કરી રહ્યા છે. બંગાળામાં ધાન્ય ઉત્પન્ન થાય છે, પરંતુ ખાનારા માણસો નથી; વેચવા લાયક વસ્તુઓ નીપજે છે, પણ ખરીદનારાઓ શોધ્યા જડતા નથી; ખેડૂતો ખેતી કરે છે, પણ ખેતર પાણી પામતા નથી.–જાગીરદારોને મહેસુલ ભરી શકતા નથી. રાજાએ જાગીરદારોની સઘળી જરજમીન કબજે કરી લીધાથી તેઓ બીચારા અલ્લા એક બદામ થઇ ગયા પૃથ્વી ધાન્ય ઉત્પન્ન કરી રહી હતી, પરંતુ ધન કોઇ ઠેકાણે પાકતું ન્હોતું, સઘળાનીજ બાઇ બેસી ગઈ હતી. જેને હાથ જે કાંઈ આવતું, તે તે સ્વાહા કરી જતું. ચોર લૂંટારા બદમાશોનાં માથાં ઉંચાં થયાં; સાધુઓ બીચારા ભયભીત થઇ ઘરની અંદર ભરાઇ રહેવા લાગ્યા.

ઓણી તરફ સંતાન સંપ્રદાય હરહમેશ ચંદન પુષ્પ તુલસી વગેરેથી વિષ્ણુનાં પાદ પદ્મનું પૂજન કરતો; જેનાં ઘરમાં બન્દૂક, પિસ્તોલ જોવામાં આવતાં, તે તેઓ ખેંચી લાવતા. ભવાનંદે ચોખ્ખો ખુલાસો કરી દીધો હતો:—"ભાઇ ! એક તરફ એક ઘરમાં મણિ માણિક મોતી હીરા વગેરે નજરે પડે, અને બીજી બાજુએ એકાદ ભાંગેલી

જઇ, તેમાં પશુઓ આરામ લેવા લાગ્યાં.

ગામેગામ જમીન સઘળી ઉકરડા જેવી થઇ ગઇ. ખેડૂતો કોઇ રહ્યા નહતાં. જમીનને ખેડે પણ કોણ? બધેજ સફાચટ મેદાન થઇ ગયું હતું. દેશમાં જંગલો વધી ગયાં. જે જગ્યાએ હાસ્યમય શામળી લીલોતરી વિરાજતી હતી, જ્યાં અસંખ્ય ગાય ભેંસો ચરતી હતી. જે સઘળો બગીચા જેવો પ્રદેશ યુવક યુવતિઓની આનંદ-ભૂમિ સમો હતો, તે જગ્યાએ મનુષ્યનાં માંસને માટે તલસી રહેલા વાઘ આવીને હરણ વગેરે ઉપર બેધડક તરાપ મારી રહ્યા હતા. જે ઠેકાણે સુંદરીઓનાં ટોળેટોળાં અળતાથી રંગેલા પગવડે નૂપુર ઝંકાર કરતાં કરતાં, સમોવડી સાહેલીઓ સંગાથે ઠઠ્ઠા મશ્કરી કરતાં કલ્લોલ કરતાં જતાં હતાં, તે જગોએ રીંછ પોતાનું રહેઠાણ બનાવીને પોતાનાં બચ્ચાઓને ઉછેરવા લાગ્યા. જે જગ્યાએ સઘળાં ભુલકાંઓ નવીન વયમાં સાંજ વેળાએ મલ્લિકા કુસુમ સમાં ખીલી રહી હૃદયને બહેલાવનારૂં હાસ્ય હસતાં, તે જગોએ આજે જંગલી હાથીઓનાં ટોળેટોળાં મદોન્મત્ત થઇને વૃક્ષનાં ડાળાં પાંખડાં વિદારી નાંખવા લાગ્યાં. જે ઠેકાણે દુર્ગોત્સવ થતો હતો, તે આજે શિયાળોની ગુફાઓ બની રહી

છે, છપ્પરખાટો ઉપર ઘૂવડો ઝુલી રહ્યાં છે, નાટ્યમન્દિરમાં દિવસના વખતે પણ ઝેરી સાપ દેડકાંની શોધમાં દોડાદોડ કરી રહ્યા છે. બંગાળામાં ધાન્ય ઉત્પન્ન થાય છે, પરંતુ ખાનારા માણસો નથી; વેચવા લાયક વસ્તુઓ નીપજે છે, પણ ખરીદનારાઓ શોધ્યા જડતા નથી; ખેડૂતો ખેતી કરે છે, પણ ખેતર પાણી પામતા નથી.–જાગીરદારોને મહેસુલ ભરી શકતા નથી. રાજાએ જાગીરદારોની સઘળી જરજમીન કબજે કરી લીધાથી તેઓ બીચારા અસ્લા એક બદામ થઇ ગયા. પૃથ્વી ધાન્ય ઉત્પન્ન કરી રહી હુતી, પરંતુ ધન કોઇ ઠેકાણે પાકતું ન્હોતું, સઘળાનીજ બાદ બેસી ગઇ હતી જેને હાથ જે કાંઇ આવતું, તે તે સ્વાહા કરી જતું. ચોર લૂંટારા બદમાશોનાં માથાં ઉચાં થયાં; સાધુઓ બીચારા ભયભીત થઇ ઘરની અંદર ભરાઇ રહેવા લાગ્યા.

ઓણી તરફ સંતાન સંપ્રદાય હરહમેશ ચંદન પુષ્પ તુલસી વગેરેથી વિષ્ણુનાં પાદ પદ્મનું પૂજન કરતો; જેનાં ઘરમાં બન્દુક, પિસ્તોલ જોવામાં આવતાં, તે તેઓ ખેંચી લાવતા. ભવાનંદે ચોખ્ખો ખુલાસો કરી દીધો હતો:—"ભાઇ ! એક તરફ એક ઘરમાં મણિ માણિક મોતી હીરા વગેરે નજરે પડે, અને બીજી બાજુએ એકાદ ભાંગેલી

તૂટેલી બંદુક જોવામાં આવે, તો પેલા મણિ માણેક મોતી હીરા વગેરેને વેગળા કરીને બંદુકજ તાણી લાવવી."

ત્યાર બાદ, તેઓ ગામેગામ પોતાના દૂત મોકલવા લાગ્યા. એ દૂતો ગામમાં જઈ હિન્દુ નજરે પડતાં વારને તેને ઉપદેશ આપીને પૂછતાઃ- "ભાઇ! વિષ્ણુ પૂજા કરશો ?" એમ કહી ૨૦-૨૫ માણસોનું ટોળું ભેગું કરીને મુસલમાનના ગામ પર હુમલો કરતા અને મુસલમાનોનાં મકાનો સળગાવી મૂકતા. મુસલમાનોને જાન માલની સલામતીને છેલ્લી સલામ કરી દેવી પડતી; સંતાનો તેમનું સર્વસ્વ લૂંટી લઇને નૂતન વિષ્ણુ ભક્તોને વ્હેંચી આપતા. લૂંટનો ભાગ મળતાં ગામના લોકો ખુશ ખુશ થઇ જતા. સંતાનો તેઓને વિષ્ણુ મન્દિરમાં લઈ જઇને મૂર્ત્તિનો ચરણ સ્પર્શ કરાવીને તેઓને સંતાન બનાવતા. લોકોને લાગ્યું કે સંતાન થવામાં લાભ છે. ખાસ કરીને મુસલમાન રાજ્યના જુલ્મી અમલ અને અંધાધુંધીથી રૈયત સઘળીજ મુસલમાનોના ઉપર નારાજ થઇ હતી. હિન્દુ ધર્મની શિથિલતા જોઈને ઘણાય હિન્દુઓને હિન્દુત્વનુ સંઘટ્ટન કરવાનો અત્યંત આગ્રહ હતો. એ કારણોને લઇને સંતાનોની સંખ્યામાં દિવસે દિવસે વધારો થવા લાગ્યો.

દિવસના સો સો અને મહિને દહાડે હજારો સંતાનો આવીને ભવાનંદ જીવાનંદનાં ચરણમાં શિર ઝુકાવીને દેશદેશનાં મુસલમાનોની ખબર લઇ નાંખવાને ટોળાંબંધ નીકળી પડવા લાગ્યા. જ્યાં જ્યાં બાદશાહના અમલદારો જોવામાં આવતા, તેમને કબજે કરતા, મારપીટ કરતા અને કોઇ કોઈ વાર તો તેમનો જીવ સુધ્ધાં લેતા. જે જે સ્થળોએ સરકારી નાણું મળી આવતાં, તે લૂંટી ઘેર લઇ આવતા. જ્યાં મુસલમાનોનાં ગામ જણાતાં કે તરતજ તેમની હોળી કરતા. બાદશાહના સુબાઓએ તે ઉપરથી સંતાનોને સજા કરવાને પુષ્કળ સૈન્ય મોકલવા માંડયું; પરંતુ હવે સતાનો સજ્જડ જામી ગયા હતા. તેઓના ઝપાટા આગળ મુસલમાનોની ફોજનું કશું વળતું નહિ. સંતાનો એ ફોજ ઉપર તૂટી પડીને તેમની રેવડી દાણાદાણ કરી નાંખતા અને હરિ નામની ગર્જના કરતા. યવનોની ફોજ કદાચ સંતાનોની એકાદ ટુકડીને હંફાવતી તો કહીં કહીંથી તેઓની બીજી બીજી ટુકડીઓ એકાએક નીકળી આવીને યવાનોના ઉપર છાપો મારતી અને હરિ હરિનો પોકાર કરીને તેઓનો કચ્ચરઘાણ કરી નાંખીને પાછી ચાલી જતી. એ વખતે ભારતના અંગ્રેજ કુલના પ્રાતઃસૂર્યસમા વોરન

હેસ્ટિંગ્સ ' હિંદુસ્થાનના ગવર્નર જનરલ હતા. કલકત્તામાં આસપાસ ફરતો લોઢાનો કોટ ચણાવી દઇ, તેણે ધાર્યું હતું કે આ કોટ વડે હવે હું આખા ભારત દેશને સમુદ્ર સહિત બાંધી દઇશ. એક દિવસ જગદીશ્વર પરમાત્માએ સિંહાસન ઉપર બેસીને નિઃસંદેહ તેને "તથાસ્તુ" કહીને પુષ્ટિ આપી હતી, પરંતુ આજકાલ તો સંતાનોનાં ભયાનક હરિધ્વનિથી વોરન હેસ્ટિંગ્સ સુદ્ધાં થરથરી ઉઠતા.

શરૂઆતમાં વોરન હેસ્ટિંગ્સે ફોજદારી સૈન્યની સહાય વડે બળવો શમાવવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ ફોજદારી સૈન્યની બહાદૂરી એવી ભારે હતી કે કોઇ વૃધ્ધ બાઈમાણુસને મ્હોંયે પણ હરિ નામની ગર્જના સાંભળતાં વારને તે સૈન્ય ઉભી પૂંછડીએ નાસતું.

તેથી આખરે લાચાર થઇ વોરન હેસ્ટિંગ્સે બળવાની શાન્તિને કાજે કૅપ્ટન ટોમસ નામના એક ચાલાક સરદારની આગેવાની હેઠળ કંપનીનું સૈન્ય મોકલી આપ્યું.

કેપ્ટન ટોમસે આવતાં વારને બળવો શાન્ત પાડવાને જોઇએ તેવો બંદોબસ્ત કરવા માડયો. બાદશાહી ફોજે ચુંટી કાઢેલું જમીનદારોનું સૈન્ય ભેગું કરીને, તેને કંપની સરકારનાં સુશિક્ષિત,

શસ્ત્રાસ્ત્રથી સુસજ્જીત, અત્યંત પરાક્રમી દેશી વિદેશી સૈન્યની સાથે ભેળી દીધું. પછી તે ભેગા કરેલા સૈન્યને જૂદી જૂદી ટુકડીઓમાં વ્હેંચી દઈને દરેક ટુકડીને યોગ્ય રીતે દોરવવાને અક્કેકો સેનાપતિ નીમી દીધો. એવી દશ ટુકડીઓના દશે સેનાપતિઓને જૂદે જૂદે સ્થળે મોકલી આપી બળવાખોરો ઉપર હુમલો કરવા કહ્યું. કંપનીના સિપાઈઓ ગાંજો ફુંકીને, કેટલાક દારૂ પીને ખાંધે બન્દૂક ચઢાવી સંતાનોનો વધ કરવાને દોડવા લાગ્યા. પરંતુ સંતાનો એટલા તો અસંખ્ય અને અજેય હતા કે કેપ્ટન ટોમસનું લશ્કર તેમને હાથે ઘાસની માફક કપાઈ જવા લાગ્યું. હરિહરિની ગર્જનાથી કૅપટન ટૉમસના કાન બ્હેર મારી ગયા.



## પ્રકરણ ૨ જું

તે વખતે કંપની સરકારની અનેક દેશમની કોઠીઓ હતી. સિવગામમાં પણ એવી એક કોઠી હતી. ડનવર્થ સાહેબ તે કોઠીના મેનેજર હતા. કોઠીઓનાં રક્ષણની સારી વ્યવસ્થા રાખવામાં આવતી, એથી ડનવર્થ સાહેબે પણ પોતાનાં રક્ષ-

ણુને માટે ઉત્તમ પ્રકારની સગવડ કરી હતી. પરંતુ તેમનાં સ્ત્રી કન્યા વગેરેને કલકત્તા મોકલવાનું મુશ્કેલ થઇ પડયું હતું. સંતાનોનું સૈન્ય તેમને પોતાનેજ હેરાન કરી રહ્યું હતું. એ પ્રદેશમાં તે વખતે કેપ્ટન ટોમસ સાહેબે ફોજની બેચાર ટુકડીઓ સાથે પડાવ નાંખ્યો હતો. એ ભીલ, કોળી, વાઘરી જેવી પહાડી જંગલી જાતો સંતાનોનો ઉત્સાહ જોઇને ધાડ પાડવા લાગી હતી. તેમણે કેપ્ટન ટોમસના રસાલા ઉપર ઓચિંતો હુમલો કર્યો. કેપ્ટન ટોમસના લશ્કરને સારૂ ઘી, આટો, મુરઘી, ચોખા વગેરે ઉત્તમ ખોરાકનાં ગાડેગાડાં જતાં હતાં. આ જંગલી જાતોનાં ટોળેટોળાં એ ખોરાકીના ભર્યાં ગાડાંની આસપાસ વીંટળાઇ વળ્યાં, પરંતુ કેપ્ટન ટોમસના સિપાઇઓની બંદૂકમાંથી બેચાર ગોળીઓ છૂટતાં વારને તેઓ મુઠી વાળીને નાસી ગયા. તેજ ક્ષણે કેપ્ટન બહાદુરે કલકત્તા રીપોર્ટ મોકલી આપ્યો કે, આજે ૧૫૧ સિપાઇઓની ફોજ લઇને ૧૪૭૦૦ બળવાખોરોને હમોએ શીકસ્ત આપી છે. બળવાખોરોના ૨૧૫૩ માણસ માર્યા ગયા છે, ૧૨૨૩ ઘાયલ થયા છે, અને એક કેદ પકડાયો છે. છેક છેવટનું કથન માત્ર તે હતું. આથી કેપ્ટન ટોમસ પોતે જાણે

બીજા બ્લેનહીમ કે રસવાકના યુદ્ધમાં વિજય મેળ-વ્યો હોય તેવું મ્હોં રાખી ડનવર્થ સાહેબને સલાહ આપવા લાગ્યા કે, હવે બળવો શાન્ત થઇ ગયો છે, સ્ત્રી પુત્રાદિકને લઈને તમે નીરાંતે કલકત્તા આવો. ડનવર્થ સાહેબે કહ્યું:—"તે બનવાજોગ છે, આપ હજી બીજા દશ દિવસ અહિં રોકાઈ જાઓ, દેશને હજી વધારે શાન્ત પડવા દો, ત્યાર બાદ સ્ત્રી પુત્રાદિકને લઈને આવીશું." ડનવર્થ સાહેબને ઘેર 'મટન, મુરઘી વગેરે પૂક્કડ ફૂક્કડ ખાવાનું, નાના પ્રકારનાં વનનાં પક્ષીઓ પણ તેના ટેબલને શોભાવી રહ્યાં હતાં. મૂછાળા બાબુની ચીફી એ તો જાણે બીજી દ્રૌપદી! ઝટ કરતા કેપ્ટન ટોમ્સ સાહેબ: તે જગોએ કુચ કરી ગયા.

આણી તરફ ભવાનંદ પોતાના મનમાં ને મનમાંજ મોતીના ચોક પૂરી રહ્યા છે. ક્યારે આ કેપ્ટન ટોમસ સાહેબ બહાદૂરનું માથું કાપીને, બીજાજ સોમવારે માતાને તેનું બલિદાન આપી દેવાય! અંગ્રેજો ભારતવર્ષનો ઉદ્ધાર કરવાને આવ્યા છે, તે વાતનું એ સંતાનોને તે સમયે ભાન નહતું. ક્યાંથી હોઇ શકે? કેપ્ટન ટોમસ સાહેબને પોતાને તેમજ એમના સમકાલીન અંગ્રેજ સેનાનીઓને સુદ્ધાં તેનો ખ્યાલ સરખો

ન્હોતો. કેવળ વિધાતાના મનમાં તે વખતે એ વાત છૂપાઇ રહી હતી. ભવાનંદ વિચાર કરવા લાગ્યાઃ—આ અસુરના વંશનો એક દિવસ વિનાશ કરી નાંખીશું; એ બધાને એક સામટા ભેગા થવા દેવા, અને પછી તેમની ગફલતીનો લાભ લેવો. હમણાં આપણે અલગ રહેવું. એ વિચારથી સંતાનો બધાજ અલગ રહ્યા કેપ્ટન ટોમસ સાહેબ નિષ્કંટક થઇ યથેષ્ટ વિહાર કરવા લાગ્યા.

સાહેબ બહાદુરને શીકારનો ભારે શોખ હતો; વારંવાર સિવગામની પાસેના જંગલમાં શીકાર કરવા ઉપડતા એક દિવસ ડનવર્થ સાહેબની સાથે કેટલાક ઘોડેસ્વાર શીકારીઓને લઇને કેપ્ટન ટોમસ સાહેબની સ્વારી શીકાર કરવાને નીકળી હતી. કહેવાતું કે ટોમસ સાહેબ વિરલ સાહસિક, હોવા ઉપરાંત તે વખતના અંગ્રેજોમાં શરીર–બળ અને પરાક્રમમાં અદ્વિતીય હતા. વાઘ, વરૂ, રીંછ વગેરેથી તે ઘાડું જંગલ બીહામણું બની રહ્યું હતું, ઘણે દૂર આવ્યા બાદ શીકારીઓ વધારે આગળ જવાને આનાકાની કરવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યાઃ—“અંદર રસ્તો નથી, હમારાથી હવે વધારે દૂર જઇ શકાશે નહિ.” ડનવર્થ સાહેબને પણ તે વનમાં એક ભયાનક વાઘનો ભેટો થઇ ગયો હતો, તેથી તે પણ વધારે આઘે

જવાને રાજી નહુતા. તેઓ સઘળાજ પાછા ફરવા માંગતા હતા. કેપ્ટન ટોમસ સાહેબે કહ્યું:-"તમારે જવું હોય તો જાઓ; હું પાછો ફરતો નથી." એમ કહી કેપ્ટને ઘોર અરણ્યમાં પ્રવેશ કર્યો.

ખરૂં જોતાં તે અરણ્યમાં રસ્તોજ ન હુતો. ઘોડો પણ તેની અંદર પેસી શકતો નહિ. પરંતુ સાહેબે ઘોડાને છૂટો મુકી દઈ, ખાંધ પર બંદુક ચઢાવી અરણ્યમાં એકલાં પ્રવેશ કર્યો. અંદર ઘુસી જઈને આમ તેમ વાઘની શોધમાં ફાંફાં મારવા માંડયાં પણ વાઘ તો જણાયો નહિ. ત્યારે શું નજરે પડયું ? એક મોટા વૃક્ષ નીચે ખીલેલાં પુલોના વેલાઓને અઢેલીને આ કોણ ઉભુ છે ? એક નવીન સંન્યાસી, જેનાં રૂપથી આખું વન પ્રકાશી રહ્યું છે. ખીલેલાં પુલ જાણે એ સ્વર્ગીય દેહના સસંર્ગથી વધારે સુગંધયુક્ત થઈ ઉઠ્યાં છે. કેપ્ટન ટોમસ સાહેબ અજાયબ થયા, અજાયબી બાદ તેમને ક્રોધ ઉપજ્યો. કેપ્ટન સાહેબને દેશી ભાષાનું વિલક્ષણ જ્ઞાન હતું, તે બોલી ઉઠ્યા:—

"તમે કોન ?"

સંન્યાસીએ કહ્યું:—"હું સંન્યાસી"

કેપ્ટન બોલ્યા:—"તમે બળવાખોર."

સંન્યાસી:—"તે શું ?"

કેપ્ટનઃ—"હું તમને ગોળીવતી ઠાર કરીશ."

સંન્યાસીઃ—" મારો."

કેપ્ટન મનમાં તર્કવિતર્ક કરતો હતો કે ગોળી મારવી કે નહિ. એવામાં તે નવીન સંન્યાસીએ ઓચિંતાં તેના ઉપર ધસી જઇને હાથ માંહેથી બંદૂક ઝુંટવી લીધી. સંન્યાસીએ શરીર પરની કફની ઉતારી નાંખી. જોતજોતામાં માથા પરની જટા પણ કાઢી નાંખી. કેપ્ટન સાહેબ જુએ છે, તો એક અપૂર્વ સ્ત્રીમૂર્ત્તિ સામે ખડી થઈ રહી છે. સુંદરી હસતાં હસતાં કહેવા લાગીઃ—" સાહેબ, હું બાઇમાણસ છું, કોઇને પણ કશી ઇજા કરતી નથી. તમને એક વાત પૂછવાની હિંમત કરૂં છું. હિન્દુ મુસલમાનોમાં માંહોમાંહે મારામારી થાય છે, તમે વચ્ચે શામાટે આવો છો? તમારે ઘેર ચાલ્યા જાઓ પાછા."

સાહેબઃ—" તમે કોણ છો?"

શાન્તિઃ—" જુઓ છો ને? સંન્યાસિની; જેમની સાથે લડાઇ કરવાને આવ્યા છો, તેઓમાંના એકાદની સ્ત્રી."

સાહેબઃ—" તમે હમારા ઘરે રહેશો?"

શાન્તિઃ—"શું? તમારી ઉપપત્નીતરીકે?"

સાહેબઃ—" ઇષ્ટ્રીની પેઠે રહી શકશો, પન સાદી ના થશે."

શાન્તિઃ—" મારી એક જીજ્ઞાસા છે. હુમારે ઘેર એક પુટડો ફટ્ટક વાંદરો હતો, તે તો અત્યારે મરણ પામ્યો છે; પાંજરૂં ખાલી પડી રહ્યું છે. કમ્મરે સાંકળ બાંધીશું. તમે તે પાંજરામાં રહી શકશો? હુમારા બગીચામાં બહુ સરસ મોટાં કેળાં થાય છે."

સાહેબઃ—"તમે ઘણાં હિંમતબાજ જણાઓ છો. તમારી બહાદુરીસે હુમ ખૂશી થતા છે. તુમ હુમારા ઘરે ચાલો. તમારા સ્વામી લડાઇમાં મરી જશે. ત્યારે તમારો શુ થશે?"

શાન્તિઃ—"એમ હોય, તો મારે એક વાત કહેવાની છે; બે ચાર દિવસમાં લડાઇ તો થશેજ. જો તમે જીતશો, તો હું તમારી ઉપપત્ની થવાને બંધાઉં છુ. અને જો હુમારી જીત થાય, તો તમે આવીને હુમારા પાંજરામાં વાંદર બનીને કેળાં ખાશો?"

સાહેબઃ—" કેળાં-એ તો ખાવાની ઉત્તમ વસ્તુ છે. અત્યારે છે?"

શાન્તિઃ—"લે તારી બંદુક લઇ લે. આવી જંગલી જાત સાથે વાત પણ કોણ કરે?"

એટલું કહીને શાન્તિ બંદુક ફેંકી દઇ હસતી હસતી ચાલી ગઇ.



<u>પ્રકરણ ૩ જું.</u>

શાન્તિ સાહેબનો ત્યાગ કરીને હરણી સમાં ઉતાવળાં પગલે વનમાં કોણ જાણે ક્યાં ભરાઇ ગઇ. થોડીકવાર પછી સાહેબને કાને અવાજ આવ્યો—સ્ત્રી કંઠે ગીત ગવાઈ રહ્યું છેઃ—

"રોકે કોણ આ યૌવન જલતરંગ?
હરે મુરારે! હરે મુરારે!"

સારંગીના મધુર સ્વરમાં પાછું વાગવા માંડ્યુંઃ—

"રોકે કોણ આ યૌવન જલતરંગ?
હરે મુરારે! હરે મુરારે!"

તેની સાથે પુરૂષનો કંઠ ભળી જતાં ફરીથી ગવાવા લાગ્યુંઃ—

"રોકે કોણ આ યૌવન જલતરંગ?
હરે મુરારે! હરે મુરારે!"

ત્રણે અવાજ એક સરખા સાથે મળી જઇને વનની સઘળી લતાઓને કંપાવી નાંખવા લાગ્યા. શાન્તિ જુસ્સાભેર ગાવા લાગીઃ—

"રોકે કોણ આ યૌવન જલ તરંગ?
હરે મુરારે! હરે મુરારે!
જલમાં થાયે છે તોફાન,
નૂતન નૌકા તરશે સુખે;

સૂકાની હાથ ધરે સૂકાન.
હરે મુરારે! હરે મુરારે!"
ભાંગી ગયા રેતીના પૂલ, પૂરાયા સહુ મનના કોડ;
ગંગા જળમાં જુવાળ આવે, રોકે કોણ રોકે કોણ?
હરે મુરારે! હરે મુરારે!"
સારંગીમાં પાછું વાગી રહ્યું:—
"ગંગા જળમાં જુવાળ આવે, રોકે કોણ રોકે કોણ?"

એક જગોએ ધીચોધીચ ઝાડીઓથી વન ઉભરાઇ જતું હતું. અંદર શું છે તે બહાર રહ્યાં રહ્યાં દેખાતુ ન હતું. શાન્તિ તે વનમાં ઘુસી ગઇ. તેમાં વચ્ચોવચ્ચ ઝાડનાં ડાળાં પાંખળાંથી ઢંકાએલી એક નાનકડી ઝુંપડી હતી. ડાળાં પાંખળાંનીજ તે બનાવેલી હતી, પાંદડાંથી છાઇ લીધી હતી, થાંભલા લાકડાના હતા અને મટોડીથી લીંપી લીધી હતી. વેલાઓનું ઢાંકણ ખસેડીને શાન્તિ તેની અંદર દાખલ થઇ. તે જગ્યાએ બેઠા બેઠા જીવાનંદ સારંગી વગાડતા હતા.

શાન્તિને જોઇને જીવાનંદે જિજ્ઞાસા જણાવી:- "આટલે બધે દહાડે પણ હજી ગંગાના જળમાં જુવાળની છોળ ઉછળે છે ખરી કે?"

શાન્તિએ હસીને પ્રત્યુત્તર વાળ્યો:—"નહેર ડુબી જાય, એટલે ગંગામાં જુવાળની છોળ ઉછળે-સ્તો!" જીવાનંદ ઉદાસ થઇને કહેવા લાગ્યો:—

"જો શાન્તિ! મ્હારા વ્રતમાંથી હું એક દિવસ ચૂકયોજ છું, અને તેથી આ પ્રાણનું બલિદાન તો હમારે આપવાનુજ છે. પાપનું પ્રાયશ્ચિત્ત હંમેશાં કરવુંજ પડે. આટલા દિવસ આગમચ એ પ્રાય-શ્ચિત મેં કર્યું હત; કેવળ તારા આગ્રહને લીધેજ તેમ કર્યું નથી. પરંતુ હવે એકાદ ભીષણ દારૂણ યુદ્ધને ઝાઝો વિલંબ નથી. એ યુદ્ધના મેદાનમાંજ મારા એ પાપનું પ્રાયશ્ચિત્ત થઇ જશે. આ પ્રાણ તજવાજ પડશે. મારા મરવાનો દિવસ—" શાન્તિએ તેને વધારે બોલવા ન દેતાં વચમાંજ અટકાવીને કહ્યું:—"હું તમારી ધર્મપત્ની-જીવન સહચરી-સહધર્મિણી-હોઇ, તમને ધર્મકાર્યમાં સહાય કરવાનો મારો ધર્મ છે. તમે અતિશય પવિત્ર ધર્મ સ્વીકાર્યો છે. એજ ધર્મમાં સહાય કરવા સારૂ હું ઘર તજીને આપની પાસે આવી છું. બન્ને જણા સાથે રહીને તેજ ધર્મ આચરીશું, એ હેતુ-થીજ હું આપની સાથે વનમાં નિવાસ કરી રહી છું. તમારા ધર્મની વૃદ્ધિ કરીશ. ધર્મપત્ની હોવા છતાં હું તમારા ધર્મમાં વિઘ્ન કેમ નાંખી શકું? લગ્ન આ લોકનાં કાર્યો કરવા માટે છે, તેમજ પેલી દુનિયાનાં શ્રેયસનાં સાધનો સંપાદન કરવા સારૂ છે. આ દુનિયાનાં સુખ ભોગવવાનો લગ્નનો જે એક ઉદ્દેશ હોય છે, તે ઉદ્દેશ સાધી

શકે એવું આપણું લગ્ન નીવડયું નથી. આપણું લગ્ન કેવળ પરલોકનું શ્રેય સાધવા પૂરતું છે. મરણ બાદ આપણને બમણું સુખ મળશે. પરંતુ પ્રાયશ્ચિત્તની વાત શામાટે કરો છો? તમે એવું શું પાપ કર્યું છે? સ્ત્રીઓની સાથે એક આસન ઉપર નહિ બેસવું એવી તમારી પ્રતિજ્ઞા છે. તે ક્યાં? કોઇ દહાડો તો એક આસન પર બેઠા નથી! પછી પ્રાયશ્ચિત્ત શાનું? હાય પ્રભુ! તમે મારા ગુરૂ છો, મારે શું તમને ધર્મ શીખવવાનો? તમે વીર છો, મારે શું તમને વીર વ્રત શીખવવાનું?"

જીવાનંદ અત્યંત પ્રસન્ન થઇ ગળગળા સાદે બોલ્યો:—"તેં શીખવ્યું તો ખરૂં!"

શાન્તિ પ્રસન્ન ચિત્તે કહેવા લાગી:—"અને જુઓ ગોંસાઇ! આ લોકની દૃષ્ટિએ પણ શું આપણું લગ્ન નિષ્ફળ નીવડયું છે? તમે મને ચ્હાઓ છો, હું તમને ચ્હાઉં છું, એ ઉપરાંત બીજું કયુ વિશેષ ફળ જોઇએ છે? બોલો, વન્દેમાતરમ્."

ત્યાર પછી બન્ને જણાએ સાથે મળીને "વન્દેમાતરમ્" ગાયું.

———:O:———

## પ્રકરણ ૪ સું.

ભવાનંદ ગોસ્વામી એક વખત કલકત્તા જઈ ચઢયા. વિશાળ રાજમાર્ગ તજી દઇને તેમણે એક અંધારી ગલીમાં પ્રવેશ કર્યો. ગલીની બન્ને બાજુએ ઉંચી ઉંચી હવેલીઓની હાર આવી રહી હતી; ખરે બપ્પોરે એકાદ વખતજ સૂર્ય દેવ તે ગલીમાં ડોકીયું કરતા. ત્યાર બાદ અંધકા-કારનીજ સત્તા ત્યાં છવાઇ રહેતી. ગલીની પાસેના એક બે માળવાળા મકાનમાં ભવાનંદ ઠાકુર ઘુસી ગયા. પેરસાળ પાસેના એક ઓરડામાં જ્યાં એક આધેડ વયની બાઈ રસોઇ કરતી હતી તે જગ્યાએ જઇને ભવાનંદ મહાપ્રભુએ દર્શન દીધાં. બાઈ લાંબી સોટા જેવી, મેસ ઘુંટેલા કાળા રંગની, ઘુંટણ સુધીના સાદા સફેદ પોશાકમાં સજ્જ થએલી, કપાળ પર પ્રભુની તસ મુદ્રાથી અંકિત થએલી હતી, અને ચોટલાની જગોએ ટુંકડા વાળ ગુંછળા આકારમાં શોભી રહ્યા હતા. તપેલી માંહેનો ભાત ખદખદ કરીને ઉકળી રહ્યો હતો, બાઇનાં લટીયાં પવનમાં ફડફડ ઉડી રહ્યાં હતાં, ગુણગુણ અવાજે ડોસી કાંઇ ગણગણી રહી હતી. તે દરમ્યાન ભવાનંદ મહાપ્રભુએ ત્યાં આગળ જઇને કહ્યું:—"ઘરડાં માજી, નમસ્કાર !"

ઘરડાં માજીએ ભવાનંદને જોતાંવારને હાંફળાં ફાંફળાં પહેરેલાં કપડાં ઠીકઠાક કરવા માંડયાં. માથા પરના વાળ સંકોરવાની ઇચ્છા તો બહુએ હતી, પરંતુ સગવડ મળી નહિ, હાથ અજીઠા હતા. વસ્ત્રના છેડાથી માથું ઢાંકી દેવાનો વિચાર કર્યો, પરંતુ તેમ પણ થઇ શકયું નહિ. માજીએ પાંચ હાથનું કપડું પહેર્યું હતુ ! પેટના ઉપર જેમ તેમ પથરાઇ રહેતાં તે ટચુકડું લુગડું ખતમ થઇ જતું હતું. તે ઉપરાંત કનાસ્તર જેવી છાતીની લાજ રાખવી પડતી હતી. ઠેઠમાં ઠેઠ છેવટે ગરદન સુધી પહોંચીને તે લુગડું વધારે આઘે જવાની ના પાડતુ હતું. શરમાતાં શરમાતાં માજીએ મહાપરાણે કાન સુધી ઓઢી લઇ ભવિષ્યમાં આઠ હાથ લાંબુ કપડું પહેરવાની દ્રઢ પ્રતિજ્ઞા મન સંગાથે કરી કહ્યું:—"કેમ, ગોંસાઇ મહારાજ ! આવો, આવો ! મારા જેવીને નમસ્કાર કેવા, ભાઇ ?"

ભવાનંદઃ—"તમે મોટાં માજી ને ?"

ગૌરીઃ—"મ્હોં સાંભળીને બોલો. બોલવું હોય તો તમે ગોંસાઇ મહારાજ–દેવતા જેવા કહેવાઓ. તે જેમ કરતા હો તેમ કર્યા કરો અને જીવતા રહો. ગમે તેમ પણ હું ત કરતાં ઉમ્મરમાં મોટી હોં ?"

ખરૂં જોતાં ભવાનંદના કરતાં ગૌરીદેવી પચ્ચીશ વર્ષે મોટાં હતાં, પણ ભવાનંદ કાંઇ કાચો નહતો. તેણે તરતજ રોકડો જવાબ પરખા વ્યો:—"એમ કેમ? મોટાં માજી કહું છું. નહિતર બરાબર હિસાબ કરીએ, તો તમે મારા કરતાં છ વરસે નાનાં છો તે કેમ ભૂલી જાઓ છો? હમને વૈષ્ણવોને કાંઇ કાચ્ચા ન સમજતા. મારો વિચાર તો એવો છે કે હમારા મઠના બ્રહ્મચારીની સાથે તમારૂં ઘઘરણું કરાવી દેવું! એ ચોકઠું બેસાડવાના હેતુથી તો હું અહિં આવ્યો છું."

ગૌરી:—"વાત શી કરો છો? મારા જેવી રાંડી રાંડને કોઇ આવી વાત કરતું હશે કે?"

ભવાનંદ:—"ત્યારે ઘઘરણું થશે ના?"

ગૌરી:—"તે ભાઇ, જે જાણુતા હો તે કરો. તમે રહ્યા પંડિત, હમે બૈરાં માણુસ-હમારી બુદ્ધિ પાનીએ. તમે કહો છો, તેમ કયારે થશે?"

ભવાનંદ મહાકથવાટે હસવુ રોકી રાખીને કહેવા લાગ્યો:—"તે બ્રહ્મચારીની સાથે તમારો એકવાર ભેટો થયા બાદ બધું બને. હા, પણ હવે પેલીને કેમ છે?"

ગૌરી દીલગીર થઇ. મનમાં ફાળભરી શંકા ઘોળાઘોળ થવા લાગી-ઘઘરણાંની વાત તો ઠઠ્ઠા મશ્કરીજ દેખું! મોટેથી બોલી:—"છે વળી, જેમ

છે તેમ ને તેમસ્તો."

પછી ભવાનંદે તે ઓરડામાં પ્રવેશ કર્યો.

ભવાનંદેઃ—"કેમ કલ્યાણિ! શરીરે કુશળ તો છોને?"

કલ્યાણીઃ—"એ પ્રશ્નને આપે શું વેગળો રાખવો ના જોઇએ? મારા શરીરે કુશળ હોય કે ન હોય, તેમાં તમારે શું અને મારેયે શું?"

ભવાનંદઃ—"વૃક્ષને જે વાવે છે, તે નિત્ય તેમાં જલ સીંચે છે. ઝાડ વધ્યાથીજ તેને સુખ થાય છે. તમારા મરી ગએલા દેહને વિષે મેં જીવનનું વાવેતર કર્યું હતું; હવે એ બરાબર પોષાય છે કે નહિ તેની જીજ્ઞાસા મારે શાસાટે ન કરવી?"

કલ્યાણીઃ—"વિષવૃક્ષનો શું કદી ક્ષય થાય છે?"

ભવાનંદઃ—"જીવન એ શું વિષ છે?"

કલ્યાણીઃ—"નહિતર અમૃતને ઢોળી દઇને, હું તેનો નાશ કરવાનું શું કરવા પસંદ કરત?"

ભવાનંદઃ—"ઘણા દિવસથી એ જાણવાની ઇચ્છા હતી, પણ સાહસ કરીને પૂછી શકાયું નહિ. તમારૂં જીવન વિષમય કોણે કરી દીધું?"

કલ્યાણીએ મક્કમપણે જવાબ દીધોઃ—"મારૂં જીવન કોઇએ વિષમય કરી નાંખ્યું નથી. જીવ-

નજ વિષમય છે; સઘળાનુંજ જીવન વિષમય છે.”

ભવાનંદઃ—“ખરેખર કલ્યાણિ! મારૂં જીવન વિષમયજ છે.—તમે વ્યાકરણ પૂરૂં ભણ્યાં છો?”

કલ્યાણીઃ—“ના.”

ભવાનંદઃ—“કેમ?”

કલ્યાણીઃ—“સારૂં લાગતું નથી.”

ભવાનંદઃ—“વિદ્યા મેળવવાનો તમારો આગ્રહ મેં દીઠો હતો. હવે આવડી અશ્રદ્ધા કેમ?”

કલ્યાણીઃ—“આપ સરખા પંડિતોજ જ્યારે મહા પાપી હોય છે, ત્યારે એનાં કરતાં તો ન ભણવું એજ બ્હેતર છે. મારા પતિના કાંઇ ખબર અંતર, પ્રભુ?”

ભવાનંદઃ—“વારંવાર એ સમાચાર શામાટે પૂછો છો? તમારી સમજમાં તો એ મરણ પામ્યા છે.”

કલ્યાણીઃ—“હું એમની દૃષ્ટિએ મરણ પામી છું. મારી દૃષ્ટિએ એ મરણ પામ્યા નથી તો.”

ભવાનંદઃ—“તમારી સમજ મુજબ એ મર્યા જેવાજ નીવડશે, એટલા માટે તો તમે મરી ગયાં હતાં; તેમ છતાં વારંવાર એ વાત શા માટે, કલ્યાણી?”

કલ્યાણીઃ—“મરી જવાથી ઓછો કાંઇ દાંપત્ય સંબંધ મરી જાય છે?-એમને કેમ છે?”

ભવાનંદઃ—"સારૂં છે."

કલ્યાણીઃ—"ક્યાં છે? પદચિન્હમાંજ કે?"

ભવાનંદઃ—"ત્યાંજ છે."

કલ્યાણીઃ—"શું ધંધો કરે છે?"

ભવાનંદઃ—"કાંઇક કરે છે વળી; કિલ્લા બનાવે છે, હથિયાર બનાવે છે. એમનાંજ બનાવેલાં હથિયાર વડે હજારો સંતાનો સજ્જ થાય છે. એમનાંજ કલ્યાણે-પુણ્ય પ્રતાપે-હમારે લોકોને હવે તોપ, ગોળા, બંદૂક, ગોળી વગેરેનો તોટો નથી. સઘળા સંતાનોમાં એજ શ્રેષ્ઠ છે. હમારા ઉપર એમણે ઘણોજ ઉપકાર કર્યો છે. હમારા એ જમણા હાથ છે."

કલ્યાણીઃ—"મેં પ્રાણ-ત્યાગ ન કર્યો હત, તો શું આટલું થઇ શકત? જે એશ-આરામમાં આળોટે છે, તે શું આ ભવસાગરને તરી શકે છે? જેના પગમાં લોખંડની બેડી છે, તે શું દોડી શકે છે? આમ કેમ? સન્યાસી! તમારૂં જીવન આવું દુષ્ટ કેમ?"

ભવાનંદઃ—"સ્ત્રી સહધર્મિણી હોઇ, ધર્મમાં સહાયરૂપ છે."

કલ્યાણીઃ—"તે સામાન્ય ધર્મમાં; ધર્મના ઉચ્ચતર સ્વરૂપમાં તો સ્ત્રી કંટકરૂપ છે. વિષરૂપી કંટક વડેજ મેં એમના અધર્મ કંટકને આળગું કર્યું

હતું. મારી કન્યા કેમ છે, તેના કાંઇ સમાચાર જાણ્યામાં છે ?"

ભવાનંદઃ—"ઘણા દિવસથી સમાચાર મળ્યા નથી. જીવાનંદ ઘણા દિવસ થયાં એ તરફ ગયા નથી."

કલ્યાણીઃ—એ સમાચાર શું મને ન લાવી આપી શકો ? પતિનો તો મારે ત્યાગ કરવો પડે છે, જીવતી રહી તો હવે મારે કન્યાને શામાટે તજવી જોઇએ ! હવે તો સુકુમારીનો ભેટો થાય, તો આ જીવન કાંઇક અંશે સુખી થવાનો સંભવ રહે. પરંતુ મારે ખાતર તમે આટલું કરશો ખરા ?"

ભવાનંદઃ—"કરીશ, કલ્યાણિ ! તમારી કન્યાને લાવી આપું, પછી શું ?"

કલ્યાણીઃ—"પછી શું, ઠાકુર મહાશય ?"

ભવાનંદઃ—"સ્વામી ?"

કલ્યાણીઃ—"સ્વામીનો તો મેં ઇચ્છાપૂર્વક ત્યાગ કર્યો છે."

"ભવાનંદઃ—"એનું વ્રત કદાચ સંપૂર્ણ થાય તો ?"

કલ્યાણીઃ—"તો તો એમનીજ થઇશ; હું જે જીવતી રહી છું, તે કાંઇ એ જાણે છે ?"

ભવાનંદઃ—"ના."

કલ્યાણી:—"આપની સાથે એમને મુલાકાત થઈ હતી ?"

ભવાનંદ:—"હા, થઇ હતી."

કલ્યાણી:—"મારી કાંઈ વાત કહી હતી ?"

ભવાનંદ:—"ના. જે સ્ત્રી મરી ગઇ છે, તેની સાથે સ્વામીને સંબંધ શો હોઇ શકે ? તમે ફરીથી લગ્ન કરી શકો છો, તમારો પુનર્જન્મ થયો છે."

કલ્યાણી:—મારી કન્યા લાવી આપો."

ભવાનંદ:—"લાવી આપીશ, તમે ફરી લગ્ન કરશો ?"

કલ્યાણી:—"તમારી સાથે ?"

ભવાનંદ:—"હાસ્તો."

કલ્યાણી:—"પછી તમારો સંતાન ધર્મ કયાં રહેશે ?"

ભવાનંદ:—"પાતાળમાં"

કલ્યાણી.—"પરલોક ?"

ભવાનંદ:—"પાતાળમાં."

કલ્યાણી:—"આ મહાવ્રત ?"

ભવાનંદ:—"પાતાળમાં."

કલ્યાણી:—"શાને ખાતર બધુંય પાતાળમાં ડૂબાડશો ?"

ભવાનંદ:—"તમારે ખાતર. જુઓ, મનુષ્ય હોય, ઋષિ હોય, સિદ્ધ હોય, કે દેવતા હોય, પરંતુ

ચિત્ત અવશ છે. સંતાન ધર્મ મ્હારો પ્રાણ છે, પરંતુ તમે મારાં પ્રાણ કરતાંયે અધિક છો. જે દિવસે મેં તમને પ્રાણદાન દીધું!, તે દિવસથીજ હું વેચાઇ ગયો છું. તમારા જેવી અપ્સરા જો મ્હારી નજરે પડી હત, તો કદી મેં સંતાન ધર્મને સ્વીકાર્યોજ ન હોત. એ ધર્મ દિલની આગમાં બળીને ખાખ થઇ જાય છે. દાહ ઉઠે છે, કલ્યાણી! તું શું મારી થઈ શકશે?

કલ્યાણીઃ—"તમારાજ મોંયેથી સાંભળ્યું છે કે, સંતાન ધર્મનો એક એવો ખાસ નિયમ છે કે જે ઇન્દ્રિયોને વશ થાય છે, તેનું પ્રાયશ્ચિત મૃત્યુ છે. એ વાત શું સાચી છે?"

ભવાનંદઃ—"વાત સાચી છે."

કલ્યાણીઃ—"ત્યારે તમારૂં પ્રાયશ્ચિત્ત પણ મૃત્યુજ છે."

ભવાનંદઃ—"મારૂં પ્રાયશ્ચિત્ત મૃત્યુજ છે."

કલ્યાણીઃ—"હું તમારી મનકામના સિદ્ધ કરૂં, તો તમે મરશો?"

ભવાનંદઃ—"નક્કી મરીશ."

કલ્યાણીઃ—"અને નહિ કરૂં તો?"

ભવાનંદઃ—"તો પણ મૃત્યુ એજ મારૂં પ્રાયશ્ચિત્ત છે; કેમકે, મ્હારૂં મન ઇન્દ્રિયને વશ થયું છે."

કલ્યાણીઃ—"તો હુ તમારી મનકામના સિદ્ધ કરીશ નહિ; તમે ક્યારે મરશો ?"

ભવાનંદઃ—" આવતી લડાઇમાં."

કલ્યાણીઃ—"ત્યારે વિદાય થાઓ અહિંથી. મારી કન્યાને મોકલી આપશો કે?"

ભવાનંદ આંસુભરી આંખે બોલી ઉઠયોઃ- "મોકલી આપીશ. મ્હારા મરણ પછી મને મનમાં રાખશો ખરાં કે ?"

કલ્યાણીએ કહ્યુંઃ—"રાખીશ. વ્રતથી ભ્રષ્ઠ થએલા અધર્મી તરીકે મનમાં રાખીશ."

ભવાનંદ વિદાય થઇ ગયો, કલ્યાણી. પુસ્તક વાંચવા મંડી ગઇ.



## પ્રકરણ ૫ મું.

ભવાનંદ વિચાર વમળમાં ગોથાં ખાતો ખાતો મઠ તરફ જઇ રહ્યો હતો. જતાં જતાં રાત પડી ગઇ. રસ્તા ઉપર તે એકલોજ હતો. વનમાં પણ તેણે એકલાંજ પ્રવેશ કર્યો. જરાક આગળ ચાલીને જુએ છે તો એક વ્યક્તિ તેની આગળ ચાલે છે.

ભવાનંદે બૂમ પાડીઃ—"કોણ છેરે !"

આગળ ચાલનાર માણસ બોલ્યોઃ—"વન્દેમાતું."

ભવાનંદઃ—" વન્દે."

આગળ ચાલનારે કહ્યું:—"માતરમ્."

ભવાનંદ:—"હું ભવાનંદ ગોસ્વામી."

આગળ ચાલનાર:—"હું ધીરાનંદ."

ભવાનંદ:—"ધીરાનંદ ક્યાં ગયા હતા ?"

ધીરાનંદ:—"તમારીજ શોધમાં."

ભવાનંદ:—"કેમ ?"

ધીરાનંદ:—"એક વાત કહેવાની છે."

ભવાનંદ:—"શી વાત ?"

ધીરાનંદ:—"એકાન્તમાંજ કહેવાય."

ભવાનંદ:—"અહિંજ બોલોને, આ પણ નિર્જન સ્થાન છે."

ભવાનંદ:—"તમે શહેરમાં ગયા હતા ?"

ભવાનંદ:—"હા."

ધીરાનંદ:—"ગૌરીદેવીને ઘેર ?"

ભવાનંદ:—તમે પણ શહેરમાં ગયા હતાને ?"

ધીરાનંદ:—"તે જગ્યાએ એક ઘણીજ સુંદર યુવતિ રહે છે ?"

ભવાનંદ કાંઇક ગભરાટભેર અજાયબ થયો. તે બોલી ઉઠ્યો:—"આ બધી શેની વાત છે ?"

ધીરાનંદ:—"તમે તેની મુલાકાત લીધી હતી ? તમને તે સ્ત્રીના પ્રત્યે ઘણું ખેંચાણ છે !"

ભવાનંદ:—(કાંઇક વિચાર કરીને) "ધીરાનંદ, આ બધી તપાસ કોણે કરી ? જુઓની ધીરાનંદ,

તમે જે કહો છો, તે બધું સાચુ છે. તમારા સિવાય બીજા કોઇ આ વાત જાણે છે કે ?"

ધીરાનંદઃ—"બીજા કોઇ નહિ."

ભવાનંદઃ—"ત્યારે તમારો વધ કરીને હું આ કલંકમાંથી મુક્ત થઇ શકું."

ધીરાનંદઃ—"થઇ શકો."

ભવાનંદઃ—"આવો, ત્યારે આ નિર્જન સ્થાનમાં આપણે બન્ને જણા યુદ્ધ કરીએ. કયાં તો તમારો વધ કરીને હું નિષ્કંટક થાઉ છું, નહિતર તમે મારો વધ કરીને મારી સઘળી જ્વાળા શાન્ત કરી દેજો. હથિયાર છે કે ?"

ધીરાનંદઃ—"હા, છે. ખાલી હાથે તમારી આગળ આવી વાત કોણ કરી શકે ? તમારો મત જો યુધ્ધ કરવાનોજ હશે, તો અવશ્ય આપણે તેમ કરીશું. સંતાનોએ માંહોમાંહે લડી મરવાની મનાઇ છે, પરંતુ આત્મરક્ષાને ખાતર યુદ્ધ કરવાની મનાઇ નથી. જે કહી દેવાને ખાતર હું તમને ખોળી રહ્યા હતો, તે બધું સાંભળી રહ્યા બાદ યુદ્ધ કરવું ઠીક થઇ પડશે ને ?"

ભવાનંદઃ—"હરકત શી છે ?–બોલોને."

ભવાનંદે તરવાર મ્યાનમાંથી બ્હાર કાઢીને ધીરાનંદના ખભા પર મૂકી. ધીરાનંદ સ્થિર ઉભો.

ધીરાનંદઃ—"હું એમ કહેતો હતો કે–તમે

કલ્યાણીને પરણો."

ભવાનંદઃ—"એના પતિ હયાત છે તે ?"

ધીરાનંદઃ—"વૈષ્ણવોમાં તો એવાં લગ્ન થાય છે !"

ભવાનંદઃ—"તે હલકા વેરાગીઓમાં-સંતાનોમાં નહિ. સંતાનો તો પરણતાજ નથી."

ધીરાનંદઃ—"સંતાન ધર્મને તિલાંજલિ કયાં નથી અપાતી ?—તમારો જીવ જવા વારો આવ્યો છે. અરરર ! આ શું ? મારી ખાંધ કાપી નાંખી ! ખરેખર ધીરાનંદની ખાંધમાંથી આ વેળા લોહી વહેતું હતુ.

ભવાનંદઃ—"તમે શા હેતુથી મ્હને આવી અધર્મમય સલાહ આપવા આવ્યા છો ! અવશ્ય, તમારો કાંઇક સ્વાર્થ હોવો જોઇએ."

ધીરાનંદઃ—"તે પણ કહેવા માંગું છું-તરવાર મારશો નહિ-કહું છું. આ સંતાન ધર્મની લોથમાં મ્હારાં હાંજાં ગગડી ગયાં છે. હવે એને નવ ગજના નમસ્કાર કરી દઈ, સ્ત્રી પુત્રનાં મ્હોં જોવાને મારા જીવને ઉથલપાથલ થઇ રહી છે. હું આ સંતાન ધર્મને રામરામ કરી દઇશ. પણ લાંબે ટાંટીયે મને કોઈ ઘરમાં સુખે સૂવા દે તેમ છે ? ખળવાખોર તરીકે બધાજ મને ઓળખી ગયા છે. ઘેર જઇને બેસીશ, તો રાજયના અમલદારો મ્હારૂં

માથું કાપી નાંખશે; નહિતર સંતાનો વિશ્વાસઘાતી કહીને મ્હારો ટાઢા લોહીમાં વધ કરશે. એટલા માટેજ તમને મારી સાથે ભેળવવા માંગું છું—એકથી ભલા બે.”

ભવાનંદઃ—“કેમ, મને શું કરવા ?”

ધીરાનંદઃ—“એ તો સરળ વાત છે. આ સંતાનો તમારે તાબે છે. સત્યાનંદ અત્યારે અહિં નથી તમેજ સઘળાના સરદાર છો. તમે એ સેના લઈને યુધ્ધ કરજો, તમારો જય થશે, તેની મને સંપૂર્ણ ખાતરી છે. યુદ્ધમાં વિજયવંત થયા બાદ તમે તમારાં પોતાનાં નામે રાજ્ય સ્થાપજો, સેના તો બધી તમારેજ તાબે છે. તમે થાઓ રાજા, અને કલ્યાણી થાય રાણી. હું તમારો અનુચર (સેવક) થઇને મારાં સ્ત્રી પુત્ર વગેરેનાં મોં જોઈ આનંદભેર મારા દિવસ ગુજારૂં અને તમને આશિષ આપું. સંતાન ધર્મને ડૂબાવી દો સાતમે પાતાળે.”

ભવાનંદે હળવે રહીને ધીરાનંદના ખભા ઉપરથી તરવાર ઉતારી લીધી; અને કહેવા લાગ્યોઃ—“ધીરાનંદ ! યુદ્ધ કરો; તમારો વધ કરવો છે મારે. હું ઇન્દ્રિય પરવશ થતો હઇશ, પરંતુ વિશ્વાસઘાતી નથી. તમે મને વિશ્વાસઘાતી થવાની સલાહ આપવા આવ્યા છો, કારણકે તમે જાતેજ

વિશ્વાસઘાતી છો. તમારો વધ કર્યાથી મને બ્રહ્મહત્યા નહિ લાગે. હું તમને તો મારીજ નાંખીશ."

ધીરાનંદ એ શબ્દો પૂરા બોલાઈ રહેતા પહેલાંજ ઉંચે શ્વાસે મુઠી વાળીને નાસી ગયો. ભવાનંદ તેની પાછળ પડયા નહિ. ભવાનંદ કયાં સુધી વિચારગ્રસ્ત થઈ રહ્યા, જ્યારે શુધ્ધિમાં આવ્યા ત્યારે આંખે અંધારાં આવી ગયાં હોય, તેમ લાગ્યું.



## પ્રકરણ ૬ ઠું.

જેમ તેમ ઉઠી ભવાનંદે વિશાળ વનમાં પ્રવેશ કર્યો. એ જંગલમાં એક જગોએ એક જૂની હવેલીનું ખંડિયેર હતું. ભાંગેલાં ઇંટ મંટોડાં પર છોડ વેલા ઝાડવાં વગેરે ખુબ ધીચોધીચ ઉગી નીકળ્યાં હતાં. તે ઠેકાણે અસંખ્ય સાપ દોડાદોડ કરતાં. ખંડિયેરના આગલા ભાગની વચ્ચોવચ્ચ કેટલોક ભાગ અણીશુદ્ધ અને સાફ હતો. ભવાનંદ ત્યાં જઇને ગોઠવાયા. પલાંઠો મારીને બેઠા. ફીકર કોટમાં ઘુસી ગયા. વિચારસાગરની છોળ ઉછળવા લાગી !

રાત્રિ ઘોર અંધારી હતી. તેમાં વળી તે અરણ્ય ઘણું વિશાળ, નિર્જન તેમજ અતિશય ઘાડું હોવાથી વૃક્ષ લતાઓની જાણે દિવાલ બની

રહી હતી. જંગલનાં પશુઓથી પણ આવજા થઇ શકે તેમ ન્હોતું. આથી તે જંગલ વિશાલ, જનશૂન્ય, અંધકારમય, દુર્ભેદ્ય અને નીરવ ભાસતું હતુ. અવાજમાં ફક્ત વાઘનો ઘુરઘુરાટ અથવા બીજાં પશુઓનાં ભૂખ, ભય, અગર કૂદાકૂદના બીહામણા શબ્દ સંભળાતા હતા કદાચ કોઈ મોટાં પક્ષીની પાંખોનો ફડફડાટ, કોઇ કોઇવાર મારનાર અને માર ખાનાર, રેંસી નાંખનાર અને રેંસાઇ જનાર પશુઓની ધમાચકડીનો અવાજ સભળાતો હતો. તે ઘોર અંધકારમાં ભવાનંદ એકલા હવેલીના ખંડિયેરમાં બેસી રહ્યા હતા. તેની દૃષ્ટિએ જાણે પૃથ્વીજ નથી, અથવા છે તો કેવળ ઉપાદાનમયી બની રહી છે. એ વખતે ભવાનંદ કપાળે હાથ મૂકી ચિન્તામાં ડૂબી ગયા હતા. એવામાં ઘુવડે માથા પર ગંભીર શબ્દ કર્યો.

ભવાનંદ આકળો ગાભરો થઇને બોલી ઉઠયોઃ—"આ હું શું સાંભળું છુ ? જાણે સાક્ષાત્ યમ મને બોલાવી રહ્યા છે! અવાજ કોણે કર્યો, કોણે મને બૂમ પાડી તે હું જાણતો નથી. પુણ્યમયી અનંતે ! તું શબ્દમયી છે, પરંતુ તારા શબ્દનો શો મર્મ હશે, તે હું સમજી શકતો નથી. મને ધર્મને વિષે મતિ આપો, પાપમાંથી મુક્ત કરો. ધર્મને વિષે—હે ગુરૂદેવ! ધર્મને વિષે

મારી મતિ સ્થાપો."

તે વખતે એજ ભયાનક અરણ્યમાંહિથી અતિશય મધુર, ગંભીર તેમજ મર્મભેદી અવાજ સંભળાયો; જાણે આકાશવાણી થઈઃ—"ધર્મને વિષે તારી મતિ રહેશે—મારો આશીર્વાદ છે."

રોમાંચથી ભવાનંદનાં શરીરનાં રૂંવા ઉભા થયાઃ—"આ શું ? આ તો જાણે ગુરૂદેવનો અવાજ ! મહારાજ ! ક્યાં છો આપ ? દાસને દર્શન આપો આ ઘડીએ." પરંતુ કોઈએ દર્શન દીધાં નહિ; કોઇએ જવાબ પણ આપ્યો નહિ. ભવાનંદે વારંવાર બૂમ પાડી. ઉત્તર મળ્યોજ નહિ. આમતેમ સઘળેજ ફાંફા માર્યાં, કોઈ કરતાં કોઈ જોવામાં આવ્યું નહિ.

પ્હો ફાટતાં સૂર્યનાં અરૂણાં કિરણો તે વિશાળ વનના મઠમાં આવીને ઉભા રહ્યાં. કાન પર અવાજ આવ્યોઃ—"હરે મુરારે ! હરે મુરારે !" સત્યાનંદનો અવાજ પરખાઇ ગયો. ભવાનંદ ચેતી ગયા કે મહાપ્રભુ પાછા ફર્યા છે.

જીવાનંદ પર્ણકુટીમાંથી બહાર ગયા બાદ, શાન્તિ દેવીએ ફરીથી સારંગી હાથમાં લઇ, મંદ મંદ મધુર સ્વરે સંગીત કરવા માંડયું, એટલામાં સત્યાનંદ ત્યાં આવી પહોંચ્યા. શાન્તિએ ભક્તિભાવ સહિત પ્રણામ કરીને સત્યાનંદના પગની આસ્કા

લીધી; અને તે બોલી:-"મ્હારૂં કેવું અહોભાગ્ય કે અત્યારે અહિં આપનાં ચરણુકમળનાં મને દર્શન થાય છે-આજ્ઞા કરો, મારે શું કરવાનું છે?" એમ કહી સારંગીનો સૂર મેળવીને શાન્તિ ગાવા લાગી:—

તુજ ચરણુ વિષે શિર ધરૂં.
કરો સહુ કુશળજ મારૂં નાથ!

સત્યાનંદ બોલ્યા:—"મા, તારૂં કુશલજ થશે."

શાન્તિ:—"તે કેવી રીતે? ઠાકુર! તમારી તો આજ્ઞા છે કે--મારે વૈધવ્ય વેઠવાનું છે!"

સત્યાનદ—"મેં તને ઓળખી નહિ, મા! દોરીનું જોર જાણ્યા વિનાજ મેં તેને હદથી ઝાઝી ખેંચી છે. તું મારા કરતાંયે વધારે જ્ઞાની છે. એનો ઉપાય તુંજ કરજે. જીવાનંદને કહેલું નહિ કે હું સઘળુ જાણું છું. તારા પ્રત્યેનાં મોહભર્યાં ખેંચાણુને લીધે એ પોતાનાં જીવનનું રક્ષણુ કરી શકશે. આટલા દિવસ એણે તે પ્રમાણેજ કર્યું છે એમ થવાથી આપણાં કાર્યની સિદ્ધિ પણુ થઇ શકશે."

તરતજ શાતિનાં વિશાળ ભૂરાં પ્રફુલ્લ નયનો, ઘનઘોર વાદળામાં ચમકારા મારતી વિજળી સમાં રોષ કટાક્ષયુક્ત થયાં. તે બોલી:—"એમ કેમ ઠાકુર? હું અને મારા સ્વામી બન્ને એકજ આત્મા રૂપ છીએ, તમારી સાથે જે જે વાતચિત થઈ છે, તે બધીજ એમને હુ કહીશ. મરવાનું નિર્માણુ

થયું હશે, તો તે મરશે. એમાં મને શી હરકત છે? હું પણ એમની સાથેજ મરીશ. એમને સ્વર્ગ છે, તો શુ મારે માટે સ્વર્ગ નથી?"

બ્રહ્મચારી બોલ્યાઃ—"હું કદી હાર્યો નથી, પણ આજે તારી આગળ મારી હાર સ્વીકારૂં છું. મા, હું તારો પુત્ર છું; સ્નેહ કર તારા આ સંતાનના ઉપર. જીવાનંદના પ્રાણની રક્ષા કરજે, તારા પ્રાણનું રક્ષણ કરજે, આપણું કાર્ય સિદ્ધ થશે."

વિજળી એકાએક ચમકવા લાગી. શાન્તિ બોલીઃ—"મારા સ્વામીનો ધર્મ મારા સ્વામીના હાથમાંજ છે. એમને ધર્મ માર્ગમાંથી ખાળવાની મારી શી સત્તા? આ લોકોમાં પતિ એજ સ્ત્રીનો દેવતા છે, પરંતુ પેલી દુનિયામાં તો ધર્મજ સઘળાનો દેવતા છે—મારી દ્રષ્ટિએ મારા પતિ મોટા છે; એમના કરતાંયે મારો ધર્મ વધારે મોટો છે; તેના કરતાંયે મારી સમજમાં મારા સ્વામીનો ધર્મ વધારે મોટો છે. મારી જે દિવસે ઇચ્છા થાય, તે દિવસે મારા ધર્મને તો તિલાંજલિ આપી શકાય? મહારાજ! તમારા કથન પ્રમાણે મારા સ્વામી મરવાના હોય તો ભલે મરે, હું અટકાવ કરવાની નથી."

બ્રહ્મચારી મહારાજે તે વખતે ઉંડો નિસાસો નાંખીને કહ્યુંઃ—"મા, આ ઘોર વ્રતમાં બલિદાન આપવાનું છે. આપણે બધાએજ આપણા પ્રાણની

આહુતિ આપવીજ પડવાની. હું મરીશ, જીવાનંદ, ભવાનંદ સઘળાજ મરશે, અને મારી સમજ પ્રમાણે, મા, તું પણ મરશે. પણ જો, ખ્યાલ કર, કામ કરીને મરવાનું છે, કાંઈ ડાભમાં સૂઈને દેહ તજવાનો નથી. અત્યાર સુધી મેં ફક્ત દેશને—માતૃભૂમિનેજ—મા કહી છે, બીજાં કોઈને મા કહી નથી, કેમકે તેજ સુજલા સુફલા, માતૃભૂમિ સિવાય હમારે મન બીજી કોઇ મા છેજ નહિ. અને આજ તને મા કહી છે; તું મા થઈને સંતાનનું કાર્ય કરજે; જેથી આપણું શ્રેય થાય, આપણા કાર્યનો ઉદ્ધાર થાય, એવું કરજે; જીવાનંદના પ્રાણનું રક્ષણ કરજે, તારા પ્રાણનું રક્ષણ કરજે."

એમ કહી, "હરે મુરારે, મધુકૈટભારે" ગાતા ગાતા સત્યાનંદ ત્યાં આગળથી ચાલ્યા ગયા.



## પ્રકરણ ૮ મું.

ધીમે ધીમે સંતાન સંપ્રદાયમાં સત્યાનંદ મહારાજ પધાર્યાના સમાચાર ફેલાઇ વળ્યા. સંતાનોને કાંઇક બોધ આપવાના હેતુથી તેમણે સઘળાને બોલાવ્યા હતા. એટલે સંતાન સંપ્રદાયનાં ટોળે-ટોળાં ભેગાં થવા લાગ્યાં. ચાંદની રાતમાં નદી પાસેના રેતીવાળાં ભાઠામાં દશ હજાર સંતાનોની

મેદની જોતંજોતામાં ભરચક ભરાઇ ગઈ. માંહોમાંહ્ય તેઓ એક બીજાને સત્યાનંદ મહારાજનાં આગમનની વાત કરી રહ્યા હતા. અને તેનો કોલાહલ ભારે થઇ રહ્યો હતો. સત્યાનંદ શા સારૂ અને ક્યાં ગયા હતા, તેની ઘણા થોડાને ખબર હતી, ગપગોળો એમ ઉડી રહ્યો હતો કે તેઓશ્રી સંતાનોનું શ્રેય સાધવાના હેતુથી તપશ્ચર્યા કરવાને હિમાલય સિધાવ્યા હતા. સંતાનો સઘળા માંહોમાંહ્ય કાન કરડાકરડી કરવા લાગ્યાઃ—"મહારાજનું તપ ફળ્યું છે-આપણા રાજા થશે." તે વખતે ભારે કોલાહલ થઇ રહ્યો હતો, કેટલાક ચીચીયારી પાડતા કહેવા લાગ્યાઃ—"મારો, મારો, શત્રુઓને ઠેર મારો!" કેટલાંક બોલી ઉઠ્યાઃ—"જય જય! મહારાજકી જય!" કેટલાકોએ "હરે મુરારે, મધુકૈટભારે" ગાયું. કેટલાકોએ "વન્દેમાતરમ્" ગાયું. કેટલાક કહેવા કહેવા લાગ્યાઃ—"ભાઇ, એવો દિવસ આવશે ખરો કે, આપણે તુચ્છ બાયલા બંગાળી હોવા છતાં રણક્ષેત્રમાં કેસરીયાં કરીશું?"

દશ હજાર માણસોનો શોરબકોર, પવનની મધુર લહરીઓનો પાંદડાં સાથે સળવળાટ, કાંઠા પાસેની રેતીનો મંદમંદ તણુતણાટ, ભૂરાં આકાશમાંહેનાં ચન્દ્ર, તારા, સફેદ વાદળાં, હરિયાળું જંગલ, સ્વચ્છ નદી, સફેત રેતી, જયાં ત્યાં ખીલી

રહેલા પુલના ઝુમખા, અને વારંવાર તેજ સર્વ જનમનરંજનકારક "વન્દેમાતરમ્" ની ગગનભેદી ગર્જના ! સત્યાનંદ આવીને સંતાનોની ભરાએલી તે મેદનીમાં વચ્ચોવચ્ચ ઉભા રહ્યા. ત્યારે તે દશ હજાર માથાં ઝાડ ઉપર ચન્દ્રનાં કિરણો પથરાઇ રહેલાં હતાં.

આંસુભરી આંખે બન્ને હાથ ઉંચા કરી સત્યાનંદ મહારાજે ઘણાજ પહાડી અવાજે કહ્યું:—"શંખ-ચક્ર-ગદા–પદ્મધારી, વનમાળી, વૈકુણ્ઠનાથ, જેમણે કેશી, મધુ, મૂર, નરક વગેરે અસુરોનો સંહાર કર્યો છે, જે અખિલ વિશ્વના પાલક પિતા છે, તે તમારૂં સર્વનું કલ્યાણ કરો, તે તમારા બાહુને વિષે બળ આપો મનને વિષે ભક્તિનો સંચાર કરો, ધર્મમાં તમારી મતિને સુસ્થાપિત કરે, અને તમે એકવાર તેના મહિમાના ગુણગાન કરો."

તરતજ દશ હજાર કંઠથી બુલંદ અવાજે ગાયન થવા માંડયું:—

"जय जगदीश हरे !
प्रलयपयोधिजले धृतवानसि वेदम्
विहित वहित्र चरित्रमखेदम्
केशवधृतमीनशरीर जय जगदीश हरे !"

સત્યાનંદે તેઓને ફરી ફરી આશીર્વાદ આપતાં કહ્યું:—"હે સંતાન ગણ ! મારે તમને હવે એક

ખાસ વાત કહેવાની છે. ટોમસ નામના એક વિધર્મી દુરાત્માએ આપણા ઘણા સંતાનોનો નાશ કર્યો છે. આજે રાત્રે આપણે સેના સહિત તેનો વધ કરીશું. જગદીશ્વરની એવી આજ્ઞા છે. તમે શું કહો છો ?"

ભયંકર હરિ નામની ગર્જનાથી અરણ્ય ભેદાઈ ગયું. "અત્યારેજ મારો, ક્યાં છે તેઓ ? ચાલો શોધી કાઢીએ." "મારો ! મારો ! મારો !" વગેરે શબ્દોનો દૂર સુધી પડઘો પડી રહ્યો. તે વખતે સત્યાનંદ બોલી ઉઠ્યાઃ–"એ વિષયમાં આપણે ઘણાજ સાવચેત રહેવાની જરૂર છે. શત્રુની પાસે ઘણી તોપો છે,—તોપ સિવાય એ લોકોની સાથે લડવું ફાવે તેમ નથી. વળી તેઓ ઘણા વીરપુરૂષ છે. પદ-ચિન્હના કિલ્લામાંથી ૧૭ તોપો આવવાની છે, તોપો આવી પહોંચશે એટલે આપણે યુદ્ધના મેદાનમાં તૂટી પડીશું. આ, જુઓ ! અરૂણું પ્રભાત દીપી રહ્યું છે–પાંચ વાગવા આવ્યા છે–આ શું આ—"

"ગુડૂમ-ગુડૂમ-ગુમ્ ?" તે વિશાળ જંગલની ચારે દિશાઓમાં એકાએક તોપોનો ભડીમાર થવા લાગ્યો. તોપ અંગ્રેજોની હતી. જાળમાં સપડાએલાં માછલાંની જેમ કેપ્ટન ટોમસે એ સંતાન સમુદાયને તે અરણ્યમાં ઘેરી લઇ ઠાર કરવાની તૈયારી કરી દીધી હતી.

———:O:———

<u>પ્રકરણ ૯ મું.</u>

"ગુડૂમ ગુડૂમ ગુમ" અંગ્રેજની તોપો ગર્જી ઉઠી. વિશાળ વનને કંપાવી નાંખીને તેનોજ ફ-રીથી પડઘો પડયો, "ગુડૂમ ગુડૂમ ગુમ!" નદીને કિનારે કિનારે ફરી વળીને તે ધ્વનિ પાછો આકા-શમાં થઈને પૃથ્વી પર ફરી ગાજી રહ્યો, "ગુડૂમ ગુડૂમ ગુમ!" નદીને સામે પાર આવેલાં આઘેનાં જંગલમાં ઘુસી જઈ, તે ધ્વનિ પાછો ગર્જના કરવા લાગ્યો, "ગુડૂમ ગુડૂમ ગુમ!"

સત્યાનંદે આજ્ઞા કરીઃ—"તમે એકવાર જુઓ કોની તોપ છે તે." તે ઉપરથી કેટલાક સંતાનો ઘોડેસ્વાર થઇ જોવા દોડયા; પરંતુ જેવા તેઓ જંગલમાંથી બહાર નીકળીને થોડેક દૂર ગયા કે તરતજ તેમના ઉપર ગોળીઓનો વરસાદ વરસ્યો; ઘોડા સહિત સઘળાજ વીંધાઈ ગયા અને તેજ ક્ષણે તેઓના રામ રમી ગયા. દૂર રહ્યાં સત્યાનંદે તે દીઠું. અને તેઓ બોલી ઉઠયાઃ—"આ ઝાડ ઉપર ઉંચે ચઢીને જૂઓ, તોપ કોની છે તે." એમનાં બોલ નીકળતા પહેલાંજ જીવાનંદે ઝાડ પર ચઢીને પ્રાતઃસૂર્યનાં કિરણોમાં નજર નાંખી. ઝાડની ડાળી પરથીજ તે બોલી ઉઠયોઃ—"તોપ અંગ્રેજની છે."

સત્યાનંદે પ્રશ્ન કર્યોઃ—"ઘોડેસ્વાર છે કે

પાયદળ છે ?"

જીવા:—"બન્ને." સત્યા:—"કેટલા ?"

જીવા:—"અંદાજ થઇ શકતો નથી, હમણાંજ વનની અંદરથી બહાર નીકળે છે."

સત્યા:—"ગોરા છે કે એકલા સિપાઇજ?"

જીવાનંદ:—"ગોરા છે."

ત્યારે સત્યાનંદે જીવાનંદને કહ્યું:—"ઝાડ પરથી નીચે ઉતરો !"

જીવાનંદ ઝાડ પરથી નીચે ઉતર્યો. સત્યાનંદ:-"દશ હજાર સંતાનો હાજર છે; તમારૂં પાણી અજમાવો. બનો તમે આજે સેનાપતિ." જીવાનંદ શસ્ત્રાસ્ત્રથી સુસજ્જીત થઇ, ફલંગ મારીને ઘોડાપર ચઢી બેઠા. એકવાર નવીનાનંદ ગોસ્વામી તરફ નજર કરી આંખની ઇશારત કરી શું સૂચવ્યું, તે કોઇ સમજી શક્યું નહિ. નવીનાનંદે તેનો સામો ઇશારાથીજ શો ઉત્તર વાળ્યો, તે પણ કોઈ સમજ્યું નહિં; ફક્ત તેઓ બે જણાજ મનમાં સમજી ગયા કે, આ જીંદગીને રામરામ કરવાનો સમય આવી પહોંચ્યો છે. ત્યાર પછી નવીનાનંદે પોતાનો જમણો હાથ ઉંચો કરીને બધાને ઉદ્દેશીને કહ્યું:-"ભાઇ ! ગાઓ આ સમયે "જયજગદીશ હરે !" એટલે જે દશ હજાર સંતાનોએ સાથે મળીને તોપનો અવાજ ડૂબી જાય એવડા મોટા અવાજે

હજાર હજાર હાથ ઉંચા કરીને ગાયું:—

"जय जगदीश हरे!

म्लेच्छनिवह निधने कलयसि करवालम्!"

એ વખતે તે અંગ્રેજોની તોપોના ગોળાઓનો અજસ્ર ભડીમાર સંતાન સમુદાય ઉપર થવા લાગ્યો. કેટલાક ગાતાં ગાતાં હાથ, પગ, માથા વગરનાં થઇને જમીનપર જમીનપર પટકાયા, છતાં કોઇએ ગાવાનું બંધ કર્યું નહિ. સઘળાજ ગાઇ રહ્યા હતા. "જય જગદીશ હરે!" ગીત સમાપ્ત થતાંજ બધા એકદમ સ્તબ્ધ થઇ ગયા. તે ધીચો ધીચ જંગલ, તે નદીની રેતી, તે અનંત શાંતિમય નિર્જન સ્થાન એકવાર ગંભીર સ્તબ્ધ થઇ ગયું; માત્ર તે અસંખ્ય તોપની ગર્જના અને ગોરાઓનાં હથિયારનો ખણખણાટ તેમજ પગલાંનો અવાજ દૂરથી સંભળાતો હતો.

તે ગંભીર સ્તબ્ધતામાંથી એકાએક ભંગાણ પાડીને ઉંચે અવાજે સત્યાનંદે કહ્યું:—"જગદીશ હરિએ તમારા ઉપર કૃપા કરી—તોપ કેટલી દૂર છે?"

ઉપરથીજ એક જણ બોલ્યો:—"આ જંગલની ઘણીજ નિકટમાં એકાદ ખેતર દૂર."

સત્યાનંદે પૂછ્યું:—"તમે કોણ છો?"

ઉપરથીજ ઉત્તર મળ્યો:—"હું નવીનાનંદ."

ત્યારે સત્યાનંદ કહેવા લાગ્યાઃ—"તમે દશ હજાર સંતાનો છો, આજ તમારી જીત થશે, તોપ ખેંચી લાવો." તે ઉપરથી સહુને મોખરે ઉભા રહેલા ઘોડેસ્વાર જીવાનંદ બોલ્યાઃ—"આવો."

તે દશ હજાર સંતાનો–ઘોડેસ્વાર અને પાયદળ વાયુ વેગે જીવાનંદને અનુસરવા લાગ્યા. પાયદળને ખાંધે બન્દુક, કેડમાં તરવાર અને હાથને વિષે ભાલા હતા.

જંગલમાંથી બહાર નીકળતાંવારને ગોળાઓનો ધોધમાર તેમના ઉપર છૂટયો અને સંતાનો માંહેનો મોટો ભાગ લડ્યા વગરજ મરણ શરણ થવા માંડયો. એક જણે જીવાનંદને કહ્યુંઃ–"જીવાનંદ! નિરર્થક પ્રાણીહત્યા કરવાનું કાંઇ પ્રયોજન?"

જીવાનંદે પાછું ફરીને જોયું તો ભવાનંદ નજરે પડ્યા. જીવાનંદે પ્રત્યુત્તર વાળ્યોઃ––"શું કરવાનું કહો છો?"

ભવાનંદઃ—"વનની અંદર રહી, વૃક્ષના ઓથા માંહેથી આપના પ્રાણની રક્ષા કરૂં–તોપનું સુખ છે ખુલ્લું ખેતરમાં; વગર તોપે આપણું સંતાન સૈન્ય પળવાર પણ ટકશે નહિ; પરંતુ ઝાડીમાં ભરાઇ રહેવાથી લાંબા વખત સુધી યુદ્ધ કરવાને શક્તિમાન નીવડશે."

જીવાનંદઃ—"તમે સાચું કહો છો, પરંતુ

પ્રભુએ એવી આજ્ઞા કરી છે; તોપ ખુંચવી લેવાની છે, એટલા માટેજ અમે તોપ ખેંચી લાવવા જઇએ છીએ."

ભવાનંદઃ—"કોની મગદૂર છે કે એ તોપને તાણી લાવે ? પણ જો જવાની જરૂરજ હોય, તો તમે પાછળ રહી જાઓ, હું જાઉં છું."

જીવાનંદઃ—"એમ નહિ બને-ભવાનંદ. આજે મારા મરણનો દિવસ છે."

ભવાનંદઃ—"આજે મારે મરવાનો દિવસ છે."

જીવાનંદઃ—"મારે પ્રાયશ્ચિત્ત કરવાનું છે."

ભવાનંદઃ—"તમારૂં શરીર પાપ રહિત છે-તમારે પ્રાયશ્ચિત્ત નથી કરવાનું મારૂં ચિત્ત કલુષિત થયુ છે-મારેજ મરવાનુ છે. તમે રહેવા દો, હું જાઉં છું."

જીવાનંદઃ—"ભવાનંદ! તમારૂં શું પાપ છે, તે હું જાણુતો નથી; પરંતુ તમે જીવતા હશો, તો સતાનોનું કાર્ય સિદ્ધ થશે. મને જવા દો."

ભવાનંદ થોડીક વાર મૌન રહી, પછી કહેવા લાગ્યોઃ—"મરવાની જરૂર છે, આજેજ મારે મરવું છે. મરવાની જે દિવસે જરૂર હોય તેજ દિવસે મરવું જોઇએ. મૃત્યુને માટે મુહૂર્ત્ત જોવાનું હોયજ નહિ."

જીવાનંદઃ—"ત્યારે આવો."

આટલી વાતચિત પછી ભવાનંદ સહુને મોખરે જઈને ઉભા. તે વખતે ગોળાઓનો ભયંકર વરસાદ થઈ રહ્યો હતો, સંતાન સૈન્ય છિન્ન ભિન્ન થઈ જતું હતું. સંતાનો ઉંધે મ્હોંએ ભોંય સરસા થઈ જતા હતા અને તે ઉપરાંત શત્રુના બન્દૂકવાળા સિપાઈઓ તેમના ઉપર તાકી તાકીને ગોળી છોડયા જતા હતા. ચુનંદા જોદ્ધાઓ સંતાનોના વગર મોતે માર્યા જતા હતા. એ વખતે ભવાનંદ બોલી ઉઠયાઃ—"ગોળાઓના આ વરસાદને વીખેરી નાંખવાનો છે-કોણ એમ કરી શકશે ભાઈ? અત્યારે ગાઓ "વન્દેમાતરમ્!" એટલે ઘનઘોર પહાડી અવાજે મેઘમલ્લાર રાગમાં હજારોના એક સામટા સૂરે સંતાન સેનાએ તોપના તાલમાં "વન્દેમાતરમ્" ગાયું.

---

## પ્રકરણ ૧૦ મું.

તે દશ હજાર સંતાનો "વન્દેમાતરમ્" ગાતા ગાતા ભાલા ઉંચા કરીને વાયુ વેગે તોપોના ઉપર ધસી ગયા. ગોળાઓના ભયંકર ભડીમારથી સંતાનો ચીભડાંની પેઠે ચીરાઈ જવા લાગ્યા. એક સરખા ધોધમારને લીધે તેમની ઘણી મોટી સંખ્યા જમીન પર આળોટવા લાગી. તોપણ સંતાન

સૈન્ય પાછું હઠયું નહિ. તેજ વખતે કેપ્ટન ટૉમસના હુકમથી સિપાઇઓની એક ટુકડીએ બન્દૂક પર બેયોનેટ (સંગીન) ચઢાવી પ્રબળ વેગે સંતાનોની જમણી બાજુ પર ધસારો કર્યો. તે વખતે બન્ને બાજુએથી ઘેરાઇ જતાં સંતાનો એકાએક ફસાઇ ગયા. જોતજોતામાં તેમનો ભૂકો નીકળી જવા લાગ્યો ત્યારે જીવાનંદ બોલ્યાઃ—"ભવાનંદ, તમે જે કહો છો તે તદ્દન ખરૂં છે. હવે વૈષ્ણવોનો નાશ થવા દેવો જોઇતો નથી; ચાલો ધીરે ધીરે પાછા હઠીએ."

ભવાનંદઃ—"હવે પાછાં ફરાશે શી રીતે? હવે તો જે પાછળ હઠશે, તેજ પહેલો મરશે."

જીવાનંદઃ—"સામેથી અને જમણી બાજુએથી હુમલો થઈ રહ્યો છે. ડાબી બાજુ પર કોઇ નથી. ચાલો આપણે હળવે હળવે ચકરાવો લેતા લેતા ડાબી પડખે સરકી જઇએ."

ભવાનંદઃ—"સરી જવાય કેમ કરીને? ત્યાં આગળ જે નદી છે, તે તરતનાં પડેલા વરસાદથી ભરછક ભરાઇ ગઇ છે. તમે અંગ્રેજોની તોપના ગોળામાંથી છોડવીને સંતાન સેનાને નદીના જળમાં ડૂબાડી દેશો. હોલામાંથી ચૂલામાં પડવા જેવુંજ થવાનું."

જીવાનંદઃ—"નદીના ઉપર એકાદ પૂલ છે,

એમ મને યાદ છે."

ભવાનંદઃ—"આ દશ હજારની ફોજને પૂલ ઉપર થઇને પસાર થતાં એટલી ગીરદી થઇ જશે કે એકજ તોપના ધડાકાથી સમસ્ત સેનાનો એક્કી વખતે ઘાણ નીકળી જશે."

જીવાનંદઃ—"એક કામ કરો, થોડાં સૈન્યને તમે તમારી પાસે રાખજો-આ યુદ્ધમાં તમે એવાં શૌર્ય સાહસ દેખાડ્યાં છે કે તમારે માટે કશું અશકય નથી. તમે એજ થોડી સંખ્યાને લઇને સામેના ભાગને સમાલજો. હું તમારાં સૈન્યના ઓથામાં રહીને બાકીના સૈન્યને પૂલની સામે પાર લઇ જાઉં છું. તમારી સાથે જે સંતાનો છે, તેઓનો તો ખુરદો નીકળી જશે, પરંતુ મારી સાથે જેઓ રહ્યા છે, તેઓનો મોટો ભાગ બચી શકશે ખરો."

ભવાનંદઃ—"વારૂ ત્યારે, હું તેમજ કરૂં છું."

ત્યાર પછી ભવાનંદે બે હજાર સંતાનોને લઇને "વન્દેમાતરમ્" લલકારતાં લલકારતાં ઘોર ઉત્સાહ ભેર અંગ્રેજોના ગોલન્દાજ સૈન્ય પર આક્રમણ કર્યું. તે જગોએ ખૂનખાર જંગ જામ્યું, પરંતુ તોપની સામે કેટલી ઘડી એ નાનકડી સંતાનસેના ટકી શકે? ગોલન્દાજોએ તેઓને ઘાસની પેઠે કાપી નાંખ્યા.

એ સમયે જીવાનંદે બાકી રહેલી સંતાન-સેનાનું મુખ ફેરવી વનની ડાબી બાજુએ ધીરેધીરે ચક્કર લેવા માંડયું. કેપ્ટન ટૉમસના એક મદદનીશ લેફ્ટેનંટ વૉટસને દૂરથી દીઠું કે, સતાનોની એક ટુકડી હળવે હળવે પાછી હઠે છે ત્યારે થોડુંક સૈન્ય લઇને તેણે જીવાનદની પૂંઠ પકડી.

એ પણ દૂર રહ્યાં રહ્યાં કેપ્ટન ટૉમસના જોવામાં આવ્યું. સંતાન સંપ્રદાય માંહેનો મુખ્ય ભાગ મુઠી વાળીને નાસી જાય છે, એવુ જોઇને કેપ્ટન હે નામના એક અંગ્રેજ સરદારે તેના એક જોડીદારને કહ્યું:—"હું ૨૦૦–૪૦૦ સિપાઇઓને લઈને આ રપુચક્કર બળવાખોરોની ખબર લઇ નાંખું છું, તમે તોપો અને બાકીનાં સૈન્યને લઇને તેમની પાછળ પડો, ડાબી બાજુએ થઇને લેફ્ટે-નંટ વૉટસન જાય છે. તમે જમણી પડખે દોડી જાઓ. અને ધ્યાનમાં રાખો કે આગળથી જઇને પૂલનું મોં બધ કરી દેવાનુ છે; એમ થવાથી શત્રુઓ ત્રણે બાજુએથી સપ્પટ ઘેરાઇ જશે, અને તેઓનો ખોડો નીકળી જશે એ દેશી સૈન્ય દોડ-વામાં જબરૂં ઉસ્તાદ છે; તેની પીઠ ફેરી કે આંખના પલકારામાં એ લોકોને પકડી પડાશે. તમે ઘોડેસ્વારોને કહી દો કે તેઓ ચકરાવો લઇને પૂલના મુખ આગળ જઇને ઉભા રહે, એમ કર્યાથી

આપણું કામ પાર પડશે." કેપ્ટન હ્યુએ તે મુજબ કર્યું.

"अति दर्पं हता लंका" અહંકાર તો રાજા રાવણ સરખાનોયે રહ્યો નથી. સંતાનોને અત્યંત તુચ્છ કરીને કેવળ ૨૦૦ પાયદળ લશ્કરની ટુકડીને ભવાનંદની સાથે લડવા સારૂ રહેવા દઈને કેપ્ટન ટોમસે બાકીનાં બધાંજ સૈન્યને હેરની સાથે મોકલી આપ્યું. ચાલાક ભવાનંદ તરતજ ચેતી ગયો કે અંગ્રેજોની તોપ બધીજ ગઈ છે, ફોજ પણ સઘળી વિદાય થઈ છે, અને જે થોડા ઘણા રહ્યા છે, તેઓને ચપટીમાં ચોળી નંખાશે. એટલે તેજ ક્ષણે એણે પોતાની ટુકડીમાં બચી ગયેલા સઘળાજ ટોળાંને ભેગાં કરીને કહ્યું:—"આટલા મુઠીભર શત્રુઓને પળવારમાં રોળી નાંખીને આપણે જીવાનંદની કુમકે ઉપડી જઈશું. બોલો એકવાર "જય જગદીશ હરે!" સંતાનોથી બાકી રહેલી ફોજે "જય જગદીશ હરે"ની ગર્જના કરીને કેપ્ટન ટોમસના ઉપર વાઘની પેઠે ધસારો કર્યો. એ હુમલાનું ઝનુન શત્રુઓનાં થોડા ઘણાં તેલંગી સિપાઈઓને બહુ ભારે થઈ પડયું; પળવારમાં તેઓનો કચ્ચરઘાણ નીકળી ગયો. ભવાનંદે તેજ ક્ષણે કેપ્ટન ટોમસની પાસે ધસ્યાં ધસ્યાં જઈને તેનાં બાણરાં પકડયાં. કેપ્ટન ટોમસે મર-

ણીયાં થઈને યુધ્ધ કર્યું. ભવાનંદ બોલ્યોઃ—"કેપ્ટન સાહેબ ! હું તમને મારી નાંખવા માંગતો નથી. અંગ્રેજ હમારા શત્રુ નથી. તમે શા માટે મુસલમાનોની વ્હારે ધાઓ છો ? આવતા રહો-તમને જીવિતદાન આપું છું. પણ હમણાં તમારે મારા કેદી થવું પડશે. અંગ્રેજોની ફતેહ થાઓ, હમે તમારા મિત્ર છીએ."

કેપ્ટન ટોમસે તે વખતે ભવાનંદનો વધ કરવાને બેયોનટ સાથે બન્દૂક ઉંચી કરી, પરતુ ભવાનંદે તેને વાઘની પેઠે ઝાલી રાખ્યો હતો, કેપ્ટન ટોમસથી છૂટી શકાયું નહિ. પછી ભવાનંદે પોતાના અનુચર વર્ગને કહ્યું કે "આને બાંધો." બેત્રણ સતાનોએ આવીમે કેપ્ટન ટોમસને બાંધ્યો. ભવાનંદ બોલ્યાઃ—"આને એકાદ ઘોડા ઉપર બેસાડીને લઇ ચાલો, જીવાનંદ ગોસ્વામીની પાસે."

ત્યાર પછી સંતાનોની નાનકડી સખ્યા કેપ્ટનટોમસને ઘોડા ઉપર મોકલીને "વન્દેમાતરમ્" ગાતી ગાતી વોટસન સાહેબનો વાંસો ભાંગવાને વીજળી વેગે નીકળી પડી.

જીવાનંદનો ઉદ્યમ ભાંગી ગયો હતો. તેની સેના નાસભાગ કરવાની તૈયારી કરી રહી હતી. જીવાનંદ ,અને ધીરાનંદ બન્નેગે મળીને જેમ

તેમ તેઓને સમજાવી પટાવીને ફાણુમાં રાખ્યા પરંતુ કેટલાક ત્યાંથી નાસી છુટ્યા અને પાસેની આંબાવાડીમાં ભરાઇ બેઠા. શેષ રહેલી સેના જીવાનંદ અને ભવાનંદની સાથે પૂલના મુખ તરફ કુચ કરી ગઇ. પરંતુ તે જગ્યાએ હે અને વોટસને તેમને બન્ને બાજુએથી ઘેર્યા હતા. હવે બચવાનો ઉપાય રહ્યો નહતો.



## પ્રકરણ ૧૧ મું.

એ વખતે ટોમસની તોપો જમણી પડખે આવી પહોંચી હતી. સંતાનોનું ટોળું ફરી પાછું આરીયા ડામર થઇ જવા લાગ્યું. મોતના નગારાં વાગી રહ્યાં. ઉગારવાનો એકે આરો રહ્યો ન હતો. સંતાનો જ્યાં જેનું ફાવ્યું ત્યાં નાસી છુટ્યા. જીવાનંદ તથા ધીરાનંદે તેમને એકત્રિત કરવાને અને સંયમમાં રાખવાને ઘણુંયે મથન કર્યું, પરંતુ કશું વળ્યું નહિ. તે વખતે ઓચીંતો પહાડી અવાજ સંભળાયોઃ—"પૂલ ઉપર જાઓ, પૂલ ઓળંગીને પેલે પાર જાઓ. નહિતર નદીમાં ડૂબી મરશો. હળવે હળવે અંગ્રેજ ફોજના તરફનું મોં રાખી પૂલ ઉપર જાઓ."

જીવાનંદે જોયુ, તો સામે ભવાનંદ ઉભા

છે ભવાનંદ બોલ્યાઃ—"જીવાનંદ! આ લોકોને પૂલ ઉપર લઈ જાઓ; હવે છુટકો નથી." એટલે ધીરે ધીરે પાછળ હઠતું હઠતું સંતાન સૈન્ય પૂલ તરફ ચાલવા લાગ્યું. પણ પૂલ ઉપર જેવું એ સાધુડાઓનું સૈન્ય પહોંચ્યું કે તેજ ક્ષણે અંગ્રેજોની તોપોને એકવાર ફરીથી તેઓનો ખોડો કાઢવાની મનમાની તક મળી ગઈ. સંતાનોનું દળ દબાઇ જવા લાગ્યું. ભવાનંદ, જીવાનંદ, ધીરાનંદ ત્રણે સાથે થઈ ગયા હતા. તોપ સંતાનોનો ઘાણ કાઢી રહી હતી. ભવાનંદે કહ્યુંઃ—"જીવાનંદ, ધીરાનંદ, આવો એકવાર તરવાર ચલાવીને આપણે આ તોપને કબજે કરીએ." ત્રણે જણાએ તરવાર ફેરવતાં ફેરવતાં ધસી જઈને તોપચીઓની ટુકડીને ઝૂબે કરી નાંખી. તે વખતે બીજા અનેક સંતાનો તેઓની મદદે ધાઈ વળ્યા. જોતજોતામાં ભવાનદે તોપ સર કરી અને તેના ઉપર પોતે ઉભા રહ્યા. હાથવતી તાળી પાડીને કહેવા લાગ્યાઃ- બોલો, "વન્દેમાતરમ્" સઘળાએ એક સાદે "વન્દે॰ માતરમ્" ગાયું. ભવાનંદ ગાજી ઉઠયાઃ—"આ તોપનું મોં એ બેટમજીઓ તરફનું ફેરવી નાંખીને હવે એમનું કાટલું કાઢી નાંખીએ." સંતાનોએ બધા ભેગા મળીને તોપનું મોં ફેરવી નાંખ્યું. તે વખતે જાણે ભયંકર અવાજથી તોપ હરિ

શબ્દની ગર્જના કરવા લાગી. દુશ્મનોના ઘણા સિપાઇઓ છુંદોપાક થવા લાગ્યા. ભવાનંદે તે તોપ ઘસડી લાવીને, પૂલના મુખ તરફ ગોઠવી; અને કહેવા લાગ્યા: તમે બન્ને જણા સારીય સંતાન સેનાને પૂલ પાર લઇ જાઓ, હું એકલો વ્યૂહના અગ્ર ભાગનું રક્ષણ કરૂં છું-તોપનો મારો ચલાવવાને મને થોડાક માણસો આપતા જાઓ !" ભવાનંદની પાસે ૨૦ સંતાનો ફક્ત રહ્યા.

ત્યાર પછી અસંખ્ય સંતાનો પૂલ ઓળંગીને જીવાનંદ અને ધીરાનંદની આજ્ઞાને અનુસરીને સામે પાર જવા લાગ્યા. એકલા ભવાનંદે એક કુંડી સંતાનોની સહાયથી પેલી એકજ તોપ વતી ઘમસાણુ વાળી નાંખ્યું. પરંતુ યવન સેના તીડની પેઠે ઉભરાતી હતી. ટોળા પર ટોળાં ઉલટી રહ્યાં હતાં. ભવાનંદની આસપાસ ચોમેર વીંટલાઇ વળીને ભયંકર સાહસ અજમાવી રહ્યાં હતાં. ભવાનંદે નીડર, અજીત તથા મરણીયા બનીને એકજ તોપના ભયંકર ભડીમારથી કેટકેટલા યવનોનો કચ્ચરઘાણુ કાઢી નાંખવા માંડયો. યવન સેના ઉપરાચાપરી હુમલા કરવા લાગી, પણ ફક્ત વીસ સંતાનોએ તોપને હાથપર રાખી પૂલનુ મુખ બંધ કરી દીધું. તેઓ જીવ પર આવી ગયા હોવાથી માર્યા મરતા નહોતા અને યવનો પૂલ

પર કેમે કર્યાં પેસી શકતા નહુતા. એ શૂરા વીસ સરદારો લોઢાનું આવરદા લઈને આવ્યા હતા. યોગ્ય તક મળેલી જોઈને સતાનોની સેના હળવે રહીને પૂલને ઓળંગી ગઈ. વધુ વખત યવનોએ ટકાવ કર્યો હુત, તો પણ એ ઝનુની સાધુડાઓને શૂર છૂટયું હતું, તે પૂલ પાર થયા વિના રહેત નહિ. એ સમયે કોણુ જાણે કયાંથી નવી તોપ ગાજી ઉઠી:—"ગુડૂમ ગુમ ખૂમ ખૂમ!" બન્ને પક્ષનાં લશ્કર આંખો ફાડીને જોઇ રહ્યાં—આ પાછી તોપ વળી કયાંથી? આવી ધારીને જુએ છે, તો વનની અંદરથી કેટલીક તોપ દેશી તોપચીઓ બહાર કાઢી રહ્યા છે! તોપો બહાર નીકળી રહી કે તરતજ તે જંગી તોપોએ પોતાનાં (૧૭) સત્તર મોંયેથી ધૂમાડાના ગોટેગોટા કાઢી સાહેબનાં લશ્કર ઉપર અગ્નિ વૃષ્ટિ કરી. તેનો ઘનઘોર શબ્દ વન, પર્વત બધેજ ગાજી રહ્યો. આખા દિવસના યુદ્ધથી થાકેલું યવન સૈન્ય જીવ લઈને નાઠું—શત્રુનું તેલંગી, મુસલમાન, હિન્દુસ્થાની વગેરે તમામ લશ્કર પોલું થઈ ગયું. ફકત એચારેક ભુરીયાઓજ મોતના મોંઢામાં પેસવાને ઉભા થઇ રહ્યા હતા.

ભવાનંદ એ સઘળો ખેલ જોઇ રહ્યા હતા. તે બોલી ઉઠયા:—"ભાઇ! આ મુલ્લાઓ

શબ્દની ગર્જના કરવા લાગી. દુશ્મનોના ઘણા સિપાઇઓ છુંદોપાક થવા લાગ્યા. ભવાનંદે તે તોપ ઘસડી લાવીને, પૂલના મુખ તરફ ગોઠવી; અને કહેવા લાગ્યાઃ તમે બન્ને જણા સારીય સંતાન સેનાને પૂલ પાર લઇ જાઓ, હું એકલો વ્યૂહના અગ્ર ભાગનું રક્ષણ કરૂં છું-તોપનો મારો ચલાવવાને મને થોડાક માણસો આપતા જાઓ!" ભવાનંદની પાસે ૨૦ સંતાનો ફક્ત રહ્યા.

ત્યાર પછી અસંખ્ય સંતાનો પૂલ ઓળંગીને જીવાનંદ અને ધીરાનંદની આજ્ઞાને અનુસરીને સામે પાર જવા લાગ્યા. એકલા ભવાનંદે એક કુંડી સંતાનોની સહાયથી પેલી એકજ તોપ વતી ઘમસાણ વાળી, નાંખ્યું. પરંતુ યવન સેના તીડની પેઠે ઉભરાતી હતી. ટોળા પર ટોળાં ઉલટી રહ્યાં હતાં. ભવાનંદની આસપાસ ચોમેર વીંટલાઇ વળીને ભયંકર સાહસ અજમાવી રહ્યાં હતાં. ભવાનંદે નીડર, અજીત તથા મરણીયા બનીને એકજ તોપના ભયંકર ભડીમારથી કેટકેટલા યવનોનો કચ્ચરઘાણ કાઢી નાંખવા માંડયો. યવન સેના ઉપરાચાપરી હુમલા કરવા લાગી, પણ ફક્ત વીસ સંતાનોએ તોપને હાથપર રાખી પૂલનુ મુખ બંધ કરી દીધું. તેઓ જીવ પર આવી ગયા હોવાથી માર્યાં મરતા નહોતા અને યવનો પૂલ

પર કેમે કર્યા પેસી શકતા નહુતા. એ શૂરા વીસ સરદારો લોઢાનું આવરણ લઈને આવ્યા હતા. યોગ્ય તક મળેલી જોઈને સંતાનોની સેના હળવે રહીને પૂલને ઓળંગી ગઈ. વધુ વખત યવનોએ ટકાવ કર્યો હત, તો પણ એ ઝનુની સાધુડાઓને શૂર છૂટયું હતું, તે પૂલ પાર થયા વિના રહેત નહિ. એ સમયે કોણ જાણે કયાંથી નવી તોપ ગાજી ઉઠીઃ—"ગુડૂમ ગુમ બૂમ બૂમ !" બન્ને પક્ષનાં લશ્કર આંખો ફાડીને જોઇ રહ્યાં—આ પાછી તોપ વળી કયાંથી ? આવી ધારીને જુએ છે, તો વનની અંદરથી કેટલીક તોપ દેશી તોપચીઓ બહાર કાઢી રહ્યા છે ! તોપો બહાર નીકળી રહી કે તરતજ તે જંગી તોપોએ પોતાનાં (૧૭) સત્તર મોંયેથી ધૂમાડાના ગોટેગોટા કાઢી સાહેબનાં લશ્કર ઉપર અગ્નિ વૃષ્ટિ કરી. તેનો ઘનઘોર શબ્દ વન, પર્વત બધેજ ગાજી રહ્યો. આખા દિવસના યુદ્ધથી થાકેલું યવન સૈન્ય જીવ લઈને નાઠું—શત્રુનું તૈલંગી, મુસલમાન, હિન્દુસ્થાની વગેરે તમામ લશ્કર પોલું થઈ ગયું. ફક્ત બેચારેક ભુરીયાઓજ મોતના મોંઢામાં પેસવાને ઉભા થઇ રહ્યા હતા.

ભવાનંદ એ સઘળો ખેલ જોઇ રહ્યા હતા. તે બોલી ઉઠયાઃ—"ભાઇ ! આ મુલ્લાઓ

નાસે છે. ચાલો આપણે એકવાર એ લોકોને પકડી પાડીએ." એટલે પછી જેમ કીડીઓનો રાફડો ફાટે છે, તેમ સંતાનોનાં ટોળેટોળાં પ્રેમ શૌર્ય અંકિત: નૂતન ઉત્સાહથી પૂલની આ બાજુએ પાછા આવીને યવનોના પર ઝનુનભેર તૂટી પડયા. યવનોમાં નિરાશા વ્યાપી ગઇ—પર્વત સમા મદોન્મત્ત પ્રચંડ હાથીને પણ જેમ ગંગાના પૂરવેગથી ઉછળી રહેલાં મોજાં ઘસડી લઇ જાય છે, તેજ પ્રમાણે શૂરનાં પૂરમાં પૂરા ચકચૂર થએલા સંતાનો યવનોને રણમાં ઘસડી લાવવામાં પૂરા ફાવ્યા. યવનોએ જોયું કે, પાછળ ભવાનંદનું પાયદળ લશ્કર છે, સામે મહેન્દ્રની તોપો છે. તે વખતે હે સાહેબની ચોંકાણ પૂરી મંડાઈ ગઇ. બલ વીર્ય, સાહસ, કૌશલ, ઉસ્તાદી, દબદબા ભર્યો દિમાગ સઘળાંજ છૂ થઈ ગયાં. તેનાં સઘળાંજ લશ્કર ફોજદારી, બાદશાહી, અંગ્રેજી, દેશી, વિલાયતી વગેરે સર્વ કાળાં ગોરાં લશ્કર–ધૂળ ચાટતાં થઇ ગયાં. વિધર્મીઓનું સૈન્ય મુઠ્ઠી વાળીને નાઠું. મારો મારોની ગર્જના કરતા જીવાનંદ, ધીરાનંદ એ વિધર્મી સેનાની પાછળ દોડયા. તેઓની તોપ સંતાનોએ ખુંચવી લીધી, ઘણા ખરા અંગ્રેજ અને દેશી સિપાઇઓની સંસાર યાત્રા પૂરી થઈ ગઇ. પોતાનાં સૈન્યનો છુંદાપાક થઇ ગએલો

જોઈને, કેપ્ટન તથા વોટસન સાહેબે ભવાનંદને સુલેહનો સંદેશો મોકલીને કહાવ્યું:—"હમે બધાજ તમારા કેદી થવાને તૈયાર છીએ, હવે વધુ જીવ હત્યા થવા દેશો નહિ" જીવાનંદ ભવાનંદનાં મુખ સામું જોઇ રહ્યા. ભવાનંદ મનમાં ને મનમાં બબડવા લાગ્યા:—"એમ નહિ બને, આપણે તો આજે મરવાનું છે."

પછી ભવાનંદે હાથ ઉંચા કરીને મોટે સાદે કહ્યું:—"મારો મારો, જુઓ છો શું ?"

શત્રુઓમાંનો એક માણસ પણ બચ્યો નહિ-આખરે એક જગોએ ૨૦-૩૦ સાહેબડાઓનું ટોળું જંગે મેદાનમાં કેસરીયાં કરવાના નિશ્ચયથી ભેગું થયુ અને ભયંકર યુદ્ધ કરવા લાગ્યું. જીવાનંદ બોલ્યા:—"ભવાનંદ ! રણમાં આપણી વીર હાક વાગી છે, હવે આપણે કશુંય કરવાનું રહેતું નથી-આટલા મુઠીભર માણસો સિવાય બધાજ સ્વધામ પહોંચી ગયા છે. એ લોકોને પ્રાણદાન આપીને, ચાલો આપણે પાછા ફરીએ" ભવાનંદ બોલ્યા:-"એ લોકો માંહેનો એક માણસ પણ જીવતો હશે, ત્યાંસુધી ભવાનંદ પાછો કદી પણ નહિજ ફરે-જીવાનંદ, હું તમને સોગન્દ ખવડાવીને કહું છું કે, તમારે હાથમાં હથિયાર લીધા વગર ચુપચુપ ઉભા રહીને જોયાં કરવું. જુઓ પછી હું એકલો

કેટલા અંગ્રેજોને પૂરો પડું છું તે."

કેપ્ટન ટોમસને ઘોડા ઉપર બાંધી રાખ્યો હતો. ભવાનંદે હુકમ ફરમાવ્યો:—"પેલા બેટમજીને અહિં મારી સામે ઉભો રાખો; પહેલાં એ ભુરીયાને ઝબે કરી નાંખીશ, પછી હું મરીશ." કેપ્ટન ટોમસ બંગાળી સમજતો હતો, તેથી તેણે પોતાની અંગ્રેજ ટોળીને કહ્યું:—"અંગ્રેજો! હું તો મોતના પંજામાં સપડાઈ ચૂકયો છું. ઈંગ્લાંડના નામની અમર કીર્ત્તિને તમેજ હવે ઝબકાવજો. હું તમને ઇસુ ખ્રીસ્તના સમ ઘાલું છું કે, સહુથી પહેલાં મને તમારા હાથે મરવા દો, પછી આ બળવાખોરોને મારજો."

'ધુમ' કરતી કે એક ગોળી છૂટી. એક આયરીશમેને કેપ્ટન ટોમસના ઉપર તાકીને બન્દૂક મારી હતી. કપાળ વીંધાઇ જતાં કેપ્ટન ટોમસ થોડીવારમાં હતા ન હતા થઈ ગયા. ભવાનંદે તે વખતે મોટેથી કહ્યું:—"વ્યર્થ ગયું છે મારૂં બ્રહ્માસ્ત્ર. એવા કયા પાર્થ વૃકોદર, નકુલ, સહદેવ મારી પડખે અત્યારે મારૂં રક્ષણ કરવાને છે? જુઓ, બાણથી ઘાએલ થએલા વાઘની પેઠે આ ભુરીયાઓ મારા ઉપર ધૂજારો કરી રહ્યા. મરવા માટેજ હું આવ્યો છું; છે કોઈ મારી સાથે મરવા તૈયાર થનારા સંતાનો?"

ધીરાનંદ સહુને મોખરે થયો, તેની પાછળ જીવાનંદ અને ધીમેધીમે સાથે બીજા ૧૦-૧૫-૨૦-૫૦ સંતાન સામેલ થયા. ભવાનંદે ધીરાનંદને જોઈને કહ્યુ:—તમે પણ મારી સાથે મરવાને આવ્યા છો ?

ધીરાનંદઃ—"કેમ, કોઈ વીરાએ મોતના રસ્તાનો ઇજારો તો નથી લીધો ?" એમ બોલતાં બોલતાં ધીરાનંદે એક સાહેબને ઠાર કર્યો.

ભવાનંદઃ—"ના, આપ મુઆ પછી ડુબ ગઇ દુનિયા. મરણ પછી સ્ત્રી પુત્રના સુખનો લ્હાવો નહિ લઇ શકાય."

ધીરાનંદઃ—"મને મતલબ: સિન્ધુનો મહા-મહોપાધ્યાય માનો છો ? હજી પણ રહસ્ય સમજાયું નહિ ?" (ધીરાનંદે એમ કહી ઘાએલ થએલા ગોરાને ઝભે કરી નાંખ્યો.)

ભવાનંદઃ—ના (એ વખતે એક સાહેબના ઝટકાથી ભવાનંદનો જમણો હાથ કપાઇ ગયો.)

ધીરાનંદઃ—"તમારા સરખા પવિત્રાત્માને એ સર્વ વાત કહેવાની મારી શી યોગ્યતા? હું સત્યા-નંદનો જાસુસ થઈને ગયો હતો."

ભવાનંદઃ—"એમ કેમ બને ? મહારાજને મારા પ્રત્યે પણ અણવિશ્વાસ છે ? (ધીરાનંદ તે વખતે એક હાથ વતી યુદ્ધ કરતા હતા) ધીરાનંદે

તેમનું રક્ષણ કરતાં કરતાં કહ્યું:—"કલ્યાણીની સાથે તમારે જે સઘળી વાતચીત થઇ હતી, તે એમણે કાનોકાન સાંભળી હતી."

ભવાનંદ:—"કેવી રીતે ?"

ધીરાનંદ:—"એઓશ્રી જાતેજ ત્યાં હાજર હતા. સાવધાન રહેજો. (ભવાનંદે એકાદ સાહેબના હાથનો સ્વાદ ચાખતાં તેને સામો જવાબ વાળ્યો.) કલ્યાણીને એ ગીતા સંભળાવતા હતા, તે વખતે તમે આવી પહોંચ્યા હતા. ખબરદાર !" (ભવાનંદનો ડાબો હાથ કપાઈ ગયો.)

ભવાનંદ:—"મારાં મૃત્યુના ખબર એમને આપજો. કહેજો કે, હું વિશ્વાસઘાતી નથી."

ધીરાનંદ આંસુભરી આંખોએ યુદ્ધ કરતા કરતા કહેવા લાગ્યા:—"તે એમને અજાણ્યું નથી. કાલે રાત્રેજ એમણે તેમને આશીર્વાદ આપ્યો છે. અને મને વરદી આપી છે કે, 'ભવાનંદની પાસે રહેજો, આજે એનું મરણ થશે. મરણ સમયે એને કહેજો કે, મારો આશીર્વાદ છે કે પરલોકમાં તને વૈકુંઠ પ્રાપ્તિ થશે.'"

ભવાનંદ બોલ્યા:—"સંતાનોનો જય થાઓ, ભાઇ ! મારા મરણ કાળે એકવાર "વન્દેમાતરમ્" તો સંભળાવો, જોઇએ."

તે ઉપરથી ધીરાનંદની આજ્ઞાને માન આપીને

યુદ્ધના ઝનુનમાં ઝુઝી રહેલા સઘળાજ સંતાનોએ જુસ્સાભેર "વન્દેમાતરમ્" ગાયુ. એથી તેઓના બાહુને વિષે બમણું જોમ વ્યાપી ગયું. તેજ ભયંકર મુહૂર્તે બાકી રહેલા ગોરાઓનો ઘાણ નીકળી ગયો. રણક્ષેત્રમાં એક પણ જીવતો રહ્યો ન હતો.

તેજ ક્ષણે મોંઢેથી "વન્દેમાતરમ્" ગાતાં ગાતાં તથા વિષ્ણુપદનું ધ્યાન કરતાં કરતાં ભવાનંદે પ્રાણ ત્યાગ કર્યો.

હાય! લલિત લલનાનું રૂપ લાવણ્ય! ધિક્કાર છે નિઃસાર આ સંસારને!



## પ્રકરણ ૧૨ મું.

રણમાં વિજય મેળવ્યા બાદ, અજય કિનારે સત્યાનંદને ઘેરીને વિજયી વીર વર્ગ નાના પ્રકારના ઉત્સવ ઉજવવા લાગ્યો. ભવાનંદને ખાતર એકલા સત્યાનંદ સંતાપમાં શેકાયા કરતા હતા.

એ વખતે એ વૈષ્ણુવ સંતો પાસે રણવાજીંત્રો ઝાઝાં ન હતાં. પરંતુ તે સમયે કોણ જાણે ક્યાં ક્યાંથી હજારો ઢોલ, નગારાં, નોબત, શરણાઈ, રણશીંગડાં ઝાંઝ, વગેરે આવી પહોંચ્યાં. જય સૂચક મંગલ વાજીંત્રો વડે સઘળો વનપ્રદેશ, નદી કાંઠો

ગાજી રહ્યો. એ પ્રમાણે ઘણા લાંબા સમય સુધી ઉત્સવ કીર્ત્તન ચાલી રહ્યા બાદ, સત્યાનંદ બોલ્યાઃ—“જગદીશ્વરે આજે કૃપા કરી છે, સંતાન ધર્મનો જય થયો છે, પરંતુ એક કામ હજી બાકી છે. જેઓ આપણી સંગાથે ઉત્સવમાં ભાગ લઇ શકયા નથી, જેમણે ઉત્સવના પ્રસંગનેજ વસ્તુતઃ જન્માવ્યો છે, જેમણે પોતાનાં પ્રાણની આહુતિ આપીને આપણને વિજયથી વરાવી છે, તેઓને આપણે વિસારી ન શકીએ. જેઓ આપણે ખાતર રણક્ષેત્રમાં સૂતા છે, તેઓનો, ચાલો, હવે આપણે સત્કાર કરીએ. અને છેવટે જે મહાપુરૂષે આપણા આ મહાન્ વિજયને સર્વ પ્રકારે યશસ્વી નીવડાવવાને સહુથી વધારે આગળ પડતો ભાગ ભજવ્યો છે, તે ભવાનંદનો સત્કાર કરવાને બીજો એક મહોત્સવ ઉજવીએ.” ત્યાર પછી સંતાન સમુદાય “વન્દેમાતરમ્” ની ગગનભેદી ગર્જના કરતો કરતો રણક્ષેત્રમાં માર્યા ગએલા વીર પુરૂષોના અંતિમ સંસ્કાર કરવાને નીકળી પડયો. ઘણા માણસોએ “હરિ બોલ”ના પોકાર કરતાં કરતાં ચન્દન કાષ્ઠ તાણી લાવીને ભવાનંદની ચિતા ખડકી, અને ભવાનંદને તેના પર સૂવાડયા અને પછી અગ્નિ ચેતાવીને ચિતાને ભડભડાટ સળગાવી. ત્યાર બાદ, “હરે મુરારે” વગેરે ભજનો સૌ ગાવા લાગ્યાં.

અરણ્યમાં તે વખતે ફક્ત સત્યાનંદ, જીવાનંદ, મહેન્દ્ર, નવીનાનંદ તથા ધીરાનંદ બેઠા હતા. તેઓ માંહોમાંહ્ય કાંઇક મસલત કરી રહ્યા હતા. સત્યાનંદ બોલ્યાઃ—"આટલા દિવસ આપણે જે હેતુથી આપણાં સર્વ કામકાજ, ધંધા, આપણાં સર્વ સુખ ભોગ તજી દીધા હતા, તે વ્રત આપણું સફળ થયું છે; આ પ્રદેશમાં હવે યવન સૈન્ય અસ્તિત્વમાં રહ્યું નથી. રડયા ખડયા કદાચ કોઇ નીકળી આવશે, તો તેઓ પળવાર પણ આપણી સામે ટકી શકશે નહિ. તમે આ સંજોગોમાં શી સલાહ આપો છો ?"

જીવાનંદ બોલ્યાઃ—"ચાલો, અત્યારે જઇને રાજધાની કલકત્તા શહેર હસ્તગ્રસ્ત કરીએ."

સત્યાનંદઃ—"મારો પણ એંજ મત છે."

ધીરાનંદઃ—"સૈન્ય કયાં છે ?"

જીવાનંદઃ—"કેમ, આ રહ્યું સૈન્ય."

ધીરાનંદઃ—"કયાં છે સૈન્ય ? કાંઇયે જણાતું તો નથી !"

જીવાનંદઃ—"છુટાછવાયા સહુ વ્હેંચાઇ ગયા છે, રણવાજીંત્ર વગડાવ્યાથી બધાયને ભેગા કરી શકશો."

ધીરાનંદઃ—"ચલ્લું સરખું પણ આવવાનું નથી."

સત્યનંદઃ—"એમ કેમ ?"

ધીરાનંદઃ—"સઘળાજ લૂંટવાને બહાર નીકળી પડયા છે. ગામનું રક્ષણુ કરનાર કોઇ રહ્યું નથી. મુસલમાનનાં ગામ અને રેશમની કોઠીઓ લૂંટયા બાદ બધા પાછા ઘર તરફ ફરશે. હમણાં કોઇ આવવાનું નથી. હું બધી વાતની તપાસ કરીને આવ્યો છું."

સત્યાનંદ ગમગીનીમાં ગરક થઇ જઇને કહેવા લાગ્યાઃ—"તે ગમે તેમ હોય, પણ આ પ્રદેશ હવે તમામ આપણા તાબામાં આવી ગયો છો. આ જગોએ એવું કોઇ રહ્યું નથી કે જે આપણી સત્તાની સામે થાય. એટલા માટે, તમે આ વરેન્દ્ર ભૂમિને વિષે સંતાન રાજ્યની આણ ફરકાવો. રૈયતની પાસેથી કર ઉઘરાવો, અને રાજધાની સર કરવાને જોઇતું સૈન્ય ભેગુ કરો. હિન્દુનું રાજ્ય થયું છે, એમ સાંભળતા વારને લશ્કરને ઘણો મોટો ભાગ સંતાનોનું નિશાન ફરકાવશે."

તે વખતે જીવાનંદ વગેરે સત્યાનંદને પ્રણામ કરીને કહેવા લાગ્યાઃ—"અમે આપને પ્રણામ કરીએ છીએ. હે મહારાજાધિરાજ ! આજ્ઞા ફરમાવો. આજ જંગલમાં અમે આપને રાજ્યાભિષેક કરી દઇએ."

સત્યાનંદે એમના જીવનભર આજ પ્રથમ વાર કોપનું પ્રદર્શન–દિગ્દર્શન કરાવ્યું. તેમણે કહ્યુંઃ—"છટ્! તમે શું મને શૂન્ય કુંભ સમજો

છો ? લોકાં સાંઠી બ્રહ્મજ્ઞાન આપણુ કોરડા પાષાણુ ! હું પોથી માંહેનું રીંગણુ નથી. અમારે રાજા થવાનું શું કામ છે ?–અમે સંન્યાસી છીએ. અત્યારે દેશના રાજા વૈકુંઠપતિ પોતેજ છે. રાજ્ય-નગર હસ્તગરત કર્યા બાદ, જેના શિરપર રાજ્ય મુગટ તમારે પહેરાવવો હોય, તેને ખુશીથી પહે-રાવજો, પરંતુ એટલું હૃદયમાં કાયમને માટે કોતરી રાખજો કે, બ્રહ્મચર્ય સિવાય બીજો કોઈ આશ્રમ મારાથી સ્વીકારી શકાશે નહિ. હવે તમે સૌ તમારાં પોતપોતાનાં કામ પર જાઓ.'

ત્યાર બાદ ચાર જણ બ્રહ્મચારી મહારાજને પ્રણામ કરીને ત્યાં આગળથી ચાલ્યા ગયા. સત્યા-નંદે બીજા જુએ નહિ એવી રીતે ઈશારત કરીને મહેન્દ્રને રોકી રાખ્યો. બીજા ત્રણ જણા ચાલ્યા ગયા, મહેન્દ્ર એકલો રહ્યો. તે વખતે સત્યાનંદે મહેન્દ્રને કહ્યું:—"તમે બધાએજ વિષ્ણુમન્દિરમાં સોગંદ ખાઇને સંતાન ધર્મ સ્વીકાર્યો છે. ભવાનંદ અને જીવાનંદ એ બે જણાએજ પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે. ભવાનંદે ખુશીથી સ્વીકારેલુ પ્રાયશ્ચિત આજે કર્યું છે. મને હંમેશાં એવો ભય રહે છે કે કોઇ દિવસ જીવાનંદ પણ પ્રાયશ્ચિત કરીને પ્રાણુ ત્યાગ કરશે. પરતુ મને એક પ્રકારની શ્રદ્ધા રહે છે કે, કાંઇક ગુપ્ત કારણોને લઇને આ ક્ષણે

એ મરશે નહિ. સંતાનોનું કાર્ય પાર પડે નહિ, ત્યાં સુધી સ્ત્રી-કન્યાનું તમે મુખ જોશો નહિ. પણ આ ક્ષણે કાર્ય સફળ થયું છે, હવે તમે પાછા સંસારી થઇ શકો છો."

મહેન્દ્રની આંખોમાંથી આંસુની ધારા વહી રહી હતી? મહેન્દ્ર બોલ્યો:—"ઠાકુર, સંસારી થાઉં? કોને ખાતર? સ્ત્રીએ તો આપઘાત કર્યો છે અને કન્યા ક્યાં છે, તેની કશી ખબર નથી. તેનો પત્તો પણ કેમ કરીને મેળવવો? આપે કહ્યું હતું કે જીવતી છે. એટલુંજ ફક્ત જાણું છું. એ ઉપરાંત બીજું કાંઇ જાણતો નથી." તે ઉપરથી સત્યાનંદે નવીનાનંદને બોલાવીને મહેન્દ્રને કહ્યું:—"આ નવીનાનંદ ગોસ્વામી છે-ઘણા પવિત્ર અન્તઃકરણના છે. મારા પ્રિય શિષ્ય છે. એ તમારી કન્યાની ભાળ કાઢી આપશે." એમ કહી સત્યાનંદે શાન્તિને કાંઇક ઇશારત કરી. શાન્તિ તે સમજી જઇ તેમને પ્રણામ કરીને ત્યાં આગળથી વિદાય થઇ; ત્યારે મહેન્દ્રે શાન્તિને કહ્યું:—"આપનો મેળાપ હવે ક્યાં થઇ શકશે?"

શાન્તિ બોલી:—"મારા આશ્રમમાં આવજો;" એમ કહી શાન્તિ આગળ આગળ ચાલવા લાગી.

ત્યાર પછી મહેન્દ્ર બ્રહ્મચારી મહારાજને પગે લાગીને ત્યાં આગળથી વિદાય થયો, અને શાન્તિની

સાથે સાથે તેના આશ્રમ આગળ આવી પહોંચ્યો. તે વખતે રાત ઘણી ગઇ હતી. તેમ છતાં શાન્તિએ આરામ નહિ લેતાં કલકત્તા તરફ કુચ કરવા માંડી.

બધા જતા રહ્યા બાદ, બ્રહ્મચારી એકલા જમીનપર પડ્યા પડ્યા જગદીશ્વરનું મનમાં ધ્યાન કરવા લાગ્યા. સ્હવાર પડવા આવી હતી. એવે સમયે કોઇએ ઓચીંતા આવી તેના માથા ઉપર સ્પર્શ કરીને કહ્યું:—"હું આવ્યો છું."

બ્રહ્મચારી સફાળા ઉઠીને બેઠા થયા અને બેબાકળા થઇને કહેવા લાગ્યા:—"આપ આવ્યા છો ? કેમ, શુ કરવા ?" તેમણે કહ્યું:—"દિવસ પૂર્ણ થયો છે." બ્રહ્મચારી બોલ્યા:—"હે પ્રભુ ! આજે ક્ષમા કરો. આવતી મહા સુદ પુનેમે આપની આજ્ઞાને માથે ચઢાવીશ."



# આનંદમઠ

## ખંડ ૪ થો.

### પ્રકરણ ૧ લું.

તે રાત્રે હરિ નામની ધૂનથી તે પ્રદેશની ભૂમિ ગાજી રહી. સંતાનો સઘળા ટોળાબંધ જ્યાં ત્યાં "વન્દેમાતરમ્" "જગદીશ હરે" વગેરે ગીત ઉંચા સ્વરે લલકારતા લલકારતા લટાર મારવા લાગ્યા. કોઇ શત્રુ સેનાનાં અસ્ત્ર, તો કોઈ વસ્ત્ર છીનવી લેવા લાગ્યા. કોઇ કોઇ તો વળી મુડદાનાં મોં પર લાત લગાવી કૂદાકૂદ કરી મૂકતા. આમ દરેક જણ મસ્તીમાં મ્હાલી રહ્યું હતું. ધાંધલ ધમધમારભની અવનવી ધમરોળ મચાવી રહ્યું હતું. કેટલાક ગામમાં ઘુસી જઈને અને કેટલાક શહેરની શેરીઓમાં શોર બકોર કરીને વટેમાર્ગુ, શેઠ શાહુકાર, જે કોઈ નજરે પડે તેને કહેતા કે બોલો "વન્દેમાતરમ્," નહિતર મારી નાંખીશું. કોઇક વળી સુખડીયાની દુકાનપર દરોડો પાડીને સુખડી ખાઇને ભુખડી ભાંગતા. કોઇ કોઇ તો ગોવાળીયાના

ઘરમાં ઘુસી જઈને હાંલ્લાં માટલાં વગેરેની ભાંગ ફોડ કરીને દહિં માંખણ ચાટી પેટ ભરતા. કોઇ કહેતા કે, "હમે વ્રજના ગોવાળીયા છીએ, ક્યાં છે હમારી રંગીલી ગોવાલણો ?" તે એકજ રાતમાં ગામેગામ, અને શહેરે શહેર ભયંકર ત્રાસ વર્તી રહ્યો. બધાજ બોલવા લાગ્યાઃ—"મુસલમાનોનું માન મસળાઈ ગયું છે, દેશ હવે હિન્દુઓનો થયો છે; બધા બોલો, હવે છુટ્ટે મોંડે જયશ્રી હરિ !" ગામડીયાઓ મુસલમાનને દેખતાં વારને તેની પંચ ઇટોળી કરતા ને કાંઇ કાંઇ વિપદ પાડતા. મુસલમાનોના ઘરમાં ઘુસી જઈ તેમનુ સર્વસ્વ લુંટી લાવતા, ને છેવટે તેમના ઘરની હોળી સળગાવતા. ઘણા યવનો માર્યા ગયા; અનેક મુસલમાનોએ તેથી દાઢી કાઢી નાંખીને શરીરે મૃત્તિકા લેપન કરીને હરિ નામનું ભજન કરવા માંડ્યું. પૂછવામાં આવતાં, તેઓ સ્પષ્ટ ખુલાસો કરી દેતા–"આમિ હિંદુ !"

મુસલમાનો ટોળાંબંધ રાજનગર તરફ નાસી છૂટ્યા. ચારે દિશામાં રાજાના માણસો દોડધામ કરી રહ્યા. સિપાઇઓએ સુસજ્જીત થઇને શહેરનું રક્ષણ કરવાને કેડ કસી. નગરના દરેક કિલ્લા આગળ વાટે ને ઘાટે સઘળા પહેરેગીરો ઘણીજ ખંત અને કાળજીથી ખુલ્લી તરવારે શહેરનું રક્ષણ કરવા લાગ્યા. રૈયત બધી આખી રાત

જાગ્રત રહી, 'કોણ જાણે કેવું વાશે વ્હાણું રે' તેની ચિન્તા કરવા લાગી. હિન્દુઓ કહેવા લાગ્યા:- "દુર્ગામા કરે ને સંન્યાસીઓ આવી પહોંચે ને હિન્દુઓના ભાગ્યનો ભાનુ પ્રકટે!" મુસલમાનો બોલવા લાગ્યા:—"અલ્લાહુ અકબર! આટઆટલું કરવા છતાં આપણું કંઇ વળ્યું જ નહિ. પાંચ પાંચ વખત રોજ નીમાજ પઢતા હુતા, તોપણ ટીલાં ટપકાં કરનારા હિન્દુઓનાં ટોળાં આગળ એ બધુંય ધામ ધુમ ને ફૂસ થઇ ગયુ, કાંઇજ ફળ્યું નહિ ને આપણું કશુંય વળ્યું નહિ. દુનિયા દીવાની છે કે દોરંગી છે?" આમ એકની આંખ હસી રહી હતી, ત્યારે બીજાની અફસોસથી હાય સોસમાં રૂદન કરી રહી હતી. આમ તે દિવસની આખી રાત પરસ્પર વિરોધ ધરાવનારા હર્ષ શોકના ભાવોમાં હિન્દુ મુસલમાનોએ પસાર કરી.

એ વાત કલ્યાણીને કાને પહોંચી. છૈયાં છોકરાં, ડોસાં ડગરાં, વગેરે કોઇનેજ એ વાત અજાણી ન્હોતી! કલ્યાણી મનમાં ને મનમાં કહેવા લાગી:—"જય જગદીશ્વર! આજે તમારૂં કાર્ય સિદ્ધ થયું છે. આજે હું મારા પ્રિય પતિનાં દર્શન કરવાને અહિંથી નીકળી પડીશ. હે મધુસૂદન! મને સહાય થજો!"

મધરાતે કલ્યાણીએ પથારીમાંથી ઉઠીને ઉભાં

થઇ, ખડકીનું બારણું ખોલ્યું, ચોમેર નજર ફેરવતાં કોઇ જોવામાં આવ્યું નહિ, એટલે ગુપચુપ ગૌરીદેવીની હવેલીમાંથી બહાર રસ્તા પર સટકી આવી. મનમાં ઇષ્ટ દેવતાનું સ્મરણ કરીને ગણુ-ગણી:—"જોજો હાં પ્રભુ! આજે પદચિન્હમાં એમનો મેળાપ અવશ્ય થવો જોઇએ."

કલ્યાણી શહેરની પોલીસ ચોકી આગળ આવી પહોંચી, એટલે પહેરેગીરે તેને અટકાવીને કહ્યું:—"કોણ જાય છે? કલ્યાણીએ ગભરાટમાં જવાબ દીધો:—"હું બાઇ માણસ છુ." પહેરાવાળો તડૂકી ઉઠયો:—"જવાનો હુકમ નથી." વાત જમાદારના જાણવામાં આવી. જમાદારે કહ્યું:—"બહાર જવાની મના નથી, અંદર આવવાને માટે હરકત છે." તે સાભળીને પહેરાવાળો કહેવા લાગ્યો:—"જાઓ, માજી! જવાની મના નથી, પણ આજકાલ મામલો ગંભીર છે; કોણ જાણે રસ્તામાં તમારૂં શું થાય? કોઇ ચોર લૂંટારા બદમાશને હાથ પડો તો જીવથી માર્યા જાઓ—મા, આજની રાત તમે બહાર ન નીકળો."

કલ્યાણી બોલી:—"ભાઇ, હુ ભિખારણ છું. મારી પાસે કોડી સરખીયે નથી. લૂંટારાઓ મારી પાસેથી શું લેવાના છે?"

પહેરેગીરે કહ્યું:—"જુવાન છો માજી, હજી

તો જુવાન છો. જુવાની એ તો સ્ત્રીઓનું ઝવેરાત છે. 'મનેજ એમ થઇ જાય છે કે હું બાદ્-શાહ હોત, તો કેવું સારૂં!" કલ્યાણી ચેતી ગઇ કે આફતના સોદા છે, કાંઇ પણ વધતું ઓછું બોલ્યા વગર સડક કરતી કે સોડીયું વાળીને ત્યાં આગળથી સટકી ગઇ. પહેરેગીરે ધાર્યું કે આઇ ઓલા દોલા જેવી છે–રસજ્ઞતા, રસિકતાની અજાણ છે, એટલે તેણે છૂટકારાનો દમ મૂકી ચલમ વતી ગાંજાનો દમ મારી એ વાતને વિસારે પાડી દીધી. અલબત્ત કલ્યાણી તે વખતે કયાંની કયાં નીકળી ગઈ હતી.

રસ્તા ઉપર ડગલે ને પગલે મુસાફરો મળી આવતા હતા. કોઈ "મારો મારો" ની ગર્જના કરતું હતું, કોઈ 'નાસો નાસો' ની બૂમાબૂમ કરી રહ્યું હતું. કેટલાક રડતા હતા, કેટલાક હસતા હતા. કોઇ હાથમાં આવતું તેને પકડતા હતા. કલ્યાણી મહા વિમાસણમાં આમ ફસાઇ ગઇ હતી. રસ્તો પણ જાણતી ન્હોતી, પરંતુ કોઇને પૂછવાની છાતી ચાલતી નહુતી. બધાજ લડાયક જુસ્સાના આવેશમાં આવી ગયા હતા. જેમ તેમ લપાતી છુપાતી અંધારામાં જ્યાં પગ પડતો ત્યાં મૂકીને તે ચાલતી હતી. આમ ચોરી છુપીને ચાલતાં ચાલતાં તે અચાનક ઉદ્ધત બળવાખોરોના

હાથમાં સપડાઇ ગઇ. ભયંકર કીકીયારી પાડતા, તેઓ એના ડીલ પર ધસી આવ્યા. કલ્યાણી તે વખતે ઉંચે શ્વાસે ત્યાંથી દોડ મૂકીને જંગલની અંદર ભરાઇ ગઇ. ત્યાં પણ તેની પાછળ પાછળ બે ત્રણ બદમાશો દોડી આવ્યા. એક જણ તેના લુગડાંનો છેડો પકડીને બોલી ઉઠયો:—"ઓહ તારો લટકો ને મટકો !" તેજ વખતે બીજા એક માણસે ઓચિંતા પાછળથી આવીને પેલા લાજ લૂટવા તૈયાર થએલ નરપશુને જોરથી ડાંગ મારી. સજ્જડ ફટકો પડતાં, તમ્મર ખાઇને તે પટકાઇ પડયો. એ વ્યક્તિએ સંન્યાસીનો પોશાક પહેર્યો હતો—મૃગચર્મ શરીર પર ઓઢી દીધું હતું, ઉમ્મર નાની હતી. તેણે કલ્યાણીને કહ્યું:—"તમે જરા પણ ગભરાશો નહિ, મારી સાથે ચલ્યાં આવો—ક્યાં જવું છે તમારે ?"

કલ્યાણી:—"પદચિન્હ."

આગંતુક આશ્ચર્યભેર ચોંકી ઉઠયો. તે પૂછવા લાગ્યો:—"શું કહ્યું ? પદચિન્હ ?"

એમ કહી તે નવો આવનાર માણસ કલ્યાણીના બન્નેય ખભા પર પોતાના હાથ મૂકીને ઘણીજ ચોકસાઇથી તેના મોં સામું અંધારામાં ધારી ધારીને જોવા લાગ્યો.

કલ્યાણી અકસ્માત્ પોતાને પુરૂષનો સ્પ

થવાથી, રોમાંચિત, ભયભીત, આશ્ચર્યચકિત થઇ આંસુ સારવા લાગી—તે એટલી તો બ્હાવરી અને બ્હેબાકળી થઈ ગઇ હતી કે નાસી છુટવાની પણ હામ રહી નહતી. નિરીક્ષણનું કામ ખલાસ થયા બાદ તે આગંતુક બોલી ઉઠયો:—"હરે મુરારે ! ઓળખી, ઓળખી તને, તું તો મુંઈ પેલી કલ્યાણી !"

કલ્યાણી બ્હીતી બ્હીતી પૂછવા લાગી:— "આપ કોણ છો ?"

આગન્તુક બોલ્યો:—"હું છું તમારો દાસાનુદાસ. હે સુન્દરિ ! હે મૃગનયનિ ! પ્રસન્ન થાઓ મારા ઉપર."

કલ્યાણી ઉતાવળે પગલે તે જગ્યાએથી દૂર ખસી જઇને ચ્હીડાઇને બોલી:—"આવું અપમાન કરવા ખાતરજ મારી વ્હારે ધાયા હતા કે ? પાઘડી પહેરાવીને પછીથી માથું મુંડ્યાં વાઢી નાંખો, એવા જણાઓ છો. દીસો છો પાછા બ્રહ્મચારીના વેશમાં. બ્રહ્મચારીનો ધર્મ શું આવો હોતો હશે કે ? શું કરૂં કે હું આજે શસ્ત્રરહિત અને નિરાધાર છું, નહિતર તમારા મોંમાં લાઠી મારત."

બ્રહ્મચારી બોલ્યા:—"આર્ય સ્મિતવદને ! તારી આ રમ્ય મનોહર દેહલતિકાનો સ્પર્શ કરવાને ઘણા દિવસથી તલસી રહ્યો હતો." એમ

કહી બ્રહ્મચારીએ રઘવાટભર્યાં એના તરફ ધસી જઇ કલ્યાણીને ગાઢ આલિંગન કર્યું. ત્યારે કલ્યાણી ખડખડ હસીને કહેવા લાગી:—"ઓહ, મારૂં કપાળ! પહેલાં કહે તો ખરો ભાઇ કે મારી આ દશા છે." શાન્તિ બોલી:—"ભાઈ, મહેન્દ્રને ખોળવા નીકળી પડયા છો?" કલ્યાણીએ કહ્યું:—"તમે કોણ છો? મારા મનની વાત પણ સઘળી જાણતા હો, એમ લાગો છો ને!"

શાન્તિ બોલી:—"હું બ્રહ્મચારી છુ—સંતાન સેનાનો સરદાર છું. સિપાઇઓએ તેમજ સંતાનોએ આજે રસ્તા ઉપર જે ધીંગાણું મચાવ્યું છે તે જોતાં હમણાં તમારાથી પદચિન્હ નહિ જઇ શકાય."

કલ્યાણી રડવા લાગી.

શાન્તિ ડોળા ઘુરકાવીને કહેવા લાગી:—"ભો શેનો છે? આપણે આપણાં કાતીલ નયન બાણવડે હજારો શત્રુઓનો સંહાર કરી નાંખીશું. ચાલો, પદચિન્હ જઇએ."

આવી વિલક્ષણ બુદ્ધિમતી સ્ત્રીની સહાયતા મળી જવાથી, કલ્યાણીને મન સદેહે સ્વર્ગમાં સીધાવ્યા જેવું ભાસ્યું. તે કહેવા લાગી:—"તમે મને જ્યાં લઇ જશો, ત્યાં હું આવીશ."

શાન્તિ પછી તેને લઇને વનને રસ્તે ચાલવા લાગી.

પ્રકરણ ૨ જું.

શાન્તિ જે વખતે અંધારી ઘોર રાતના પોતાનો આશ્રમ તજીને, શહેર તરફ સંચરી હતી, તે વખતે જીવાનંદ આશ્રમમાં બેઠા હતા. શાન્તિએ જીવાનંદને કહ્યું:—"હું નગરમાં જાઉં છું. મહેન્દ્રની વહુને લઇ આવું છું. મહેન્દ્રને તમે કહી દેજો કે તમારી સ્ત્રી હયાત છે."

મહેન્દ્રને જીવાનંદ પાસેથી કલ્યાણી સજીવન થયાની સઘળી બાતમી મળી હતી—તેમજ તેનું હાલનું નિવાસસ્થાન પણ સર્વ સ્થાનને વિષે સંચરનારી શાન્તિની મારફત જાણવામાં આવ્યું હતું. ધીમે ધીમે બધો ભેદ મહેન્દ્રની આગળ ખુલ્લો થવા લાગ્યો.

પહેલાં તો મહેન્દ્રને વિશ્વાસ બેઠો નહિં. છેવટે તેના હૃદયમાં આનંદ ઉભરાઇ જવા લાગ્યો.

તેજ રજનીપ્રભાતના સન્ધિકાળમા શાન્તિની સહાયથી મહેન્દ્રનો કલ્યાણીની સાથે મેળાપ થયો. સ્થિરતાથી ઠરી ગએલા તે વનમાં, વીચોવીચ ઝુકી રહેલાં શાલવૃક્ષનાં ઝુંડની ઘેરી અંધારી છાંયમાં, પશુપક્ષીઓની નિદ્રા ભંગ થતાં આગમચ તેમને નિર્વાણ-સુખ પ્રાપ્ત થયું. પરસ્પરનાં દર્શનનો લાભ મળ્યો. એની સાક્ષીમાં હતાં માત્ર તેજનીલ

ગગનવિહારી નક્ષત્ર ગણો અને તેજ અસંખ્ય શાલ તરૂઓની હારમાળા. જરાક આઘે ખડક સાથે મોજાં પછાડી મધુર હાસ્યથી હસી રહેલી પ્રસન્નસલિલા સંકીર્ણા નદીનો તરતર શબ્દ થઈ રહ્યો હતો; બીજે કોઈક સ્થળે પૂર્વ દિશામાં ઉદય પામેલી સુરખી ભરી ઉષાનાં તેજ.પુંજને નિહાળીને નાચી રહેલા કોકિલનો કલકલ નિનાદ થઇ રહ્યો હતો.

એકાદ પ્રહર પછી શાન્તિ અને જીવાનંદે ત્યાં આગળ દેખા દીધી. કલ્યાણીએ શાન્તિને કહ્યું:—"વગર મૂલ્યે હુ તમારી આગળ વેચાઇ ચૂકી છું. મારી કન્યાનો પ.તો મેળવી આપીને હવે એ ઉપકારને ઉણુપ–વિહોણો બનાવો."

જીવાનંદના મુખ સામું ટગર ટગર જોઇ રહીને શાન્તિ કહેવા લાગી:—"હુ હવે ઉંઘી જાઉ છું. આઠ પ્રહર લગી વાંસો સરખો વાંકો વાળ્યો નથી. બે રાતના અખંડ ઉજાગરા થયા છે. હું મરદ છું."

કલ્યાણી ધીરૂં ધીરૂ હસવા લાગી. ત્યાર બાદ જીવાનંદ મહેન્દ્રના સામુ તાકી રહીને કહેવા લાગ્યો:—"એની જોખમદારી મારે માથે છે. આપ નીરાંતે પદચિન્હ પધારો—તે જગોએ આપને કન્યાં મળશે."

નિમાઇની પાસેથી કન્યાને લઇ આવવાને

જીવાનંદ ભરૂઈપુર ગયો. કામ દેખીતી રીતે ઘણું કપરૂં હતું.

નિમાઇ પહેલાં ઘુંટડો ગળી ગઇ-આંખ આડા કાન કરી ચોમેર નજર ફેરવવા લાગી. હોઠ લબડાવી, નાક ફુલાવીને, પીસો તાણવા લાગી. ત્યાર બાદ ભૂસકો મારીને હુસકે હુસકાં ભરવા લાગી. ઘણીવારે ઉંડાણમાંથી અવાજ કાઢયો:—"કુન્યાને આંખ આગળથી અળગી નહિ કરાય."

નિમાઇએ બન્ને હાથવતી આંખો લુછી નાંખ્યા બાદ, જીવાનંદે કહ્યું:—"અરે, બ્હેન! એમાં રડે છે શુ કામ? એટલું બધું આઘુંયે નથી. એ લોકોનુ મકાન તેં જોયુ ના હોય, તો ચાલો. એ બ્હાને તારાથી જોઇ અવાશે પણ ખરૂં."

નિમાઈ હોઠ લબડાવીને કહેવા લાગી:—"ત્યારે તમારી કુન્યાને લઈ જતા કેમ નથી?" એમ કહી, નિમાઇ ધબધબ કરતી કે છોકરીને લઇ આવી, અને જીવાનંદના હાથમાં ઝીકીને હાથ પગ પછાડીને રડારોળ કરવા લાગી. જીવાનંદ વખત વિચારી જઇ વેળા તેવી રક્ષા કરવા ખાતર આડી અવળી વાતો કરવા લાગ્યો. પરંતુ નિમાઈનો ટપકો કશાથી ઠેકાણે આવ્યો નહિ. નિમાઇએ ઠસ્સામાં ને ઠસ્સામાં ઉઠીને સુકુમારીના કપડાંની પોટલી, ઘરેણાંની પેટી, માથાનો દોરો, રમવાની

ઢીંગલી, વગેરે વસ્તુઓ ઝપઝપ કરતી કે જીવાનંદના પગ આગળ ઝીંકી. સુકુમારી તે બધું પોતાની મેળે ગોઠવવા મંડી નિમાઇને પછી તે પૂછવા લાગીઃ—"હેં મા ? આપણે ક્યાં જઇશું ?" નિમાઇથી હવે વધુ વખત રહેવાયું નહિ. ઝટ કરતી કે સુકુને હાથમાં લઇને તે રડતી રડતી ત્યાં આગળથી ચાલી ગઇ.



## પ્રકરણ ૩ જું.

પદચિન્હના નવા કિલ્લામાં આજે સુખ સંમેલન ભરાયું હતું. મહેન્દ્ર, કલ્યાણી, જીવાનંદ, શાન્તિ, નિમાઇ. નિમાઇનો પતિ તથા સુકુમારી મલકાતાં મલકાતાં માલી રહ્યાં હતાં. શાન્તિ નવીનાનંદના વેશમાં હાજર થઇ હતી. કલ્યાણીને જે રાત્રે પોતાની પર્ણકુટીમાં લઇ આવી હતી, તેજ વખતે શાન્તિએ તેને સમજાવી દીધું હતું કે હું શાન્તિ તેજ નવીનાનંદ છું, એ વાતનો ભરમ તારા સ્વામીની આગળ પણ ખુલ્લો પાડીશ નહિ. એક દિવસ કલ્યાણીએ તેને પોતાના ઘરમાં અન્તઃપુરમાં બોલાવી હશે. નવીનાનંદ તે ઉપરથી આવી પહોંચ્યા. નોકરોએ કરેલી મનાઇ અને ડખલને એણે જરા પણ લેખવી નહિ.

શાન્તિ કલ્યાણીની પાસે આવીને પૂછવા લાગી:—"બોલાવવા કેમ મોકલ્યું હતું ?"

કલ્યાણી:—"આમ પુરૂષનો પોશાક કેટલા દિવસ પહેર્યાં કરશો છે ? હજી એમની મુલાકાત થઇ નથી,—વાતચીતનો પ્રસંગ પણ મળ્યો નથી. મારા સ્વામીની આગળ તમારે પ્રગટ થવું પડશે."

નવીનાનંદ ભારે ગુંચવણમાં પડી ગયો. ક્યાં સુધી તો તેનાથી કશુંય બોલી શકાયું નહિ. છેવટે કહ્યું:—"એમાં વિઘ્ન ઘણાં છે, કલ્યાણિ!"

બન્ને જણાં વાર્ત્તાલાપ કરવા મંડયાં; આણી તરફ જે નોકરોએ નવીનાનંદથી અંતઃપુરમાં પેસવાની રૂકાવટ કરી હતી, તેઓ તરતજ મહેન્દ્રની પાસે પહોંચી ગયા, અને બધું ભડાકી દીધુ કે નવીનાનંદે બળજોરીથી અંતઃપુરમાં ઘુસી જઇ હમારા નિષેધનો નિષેધ કરી દીધો છે. આશ્ચર્યચકિત થઇ કુતૂહલવશાત્ મહેન્દ્ર પણ અંતઃપુરમાં ગયો. કલ્યાણીના શયનગૃહમાં જઇને જુએ છે, તો નવીનાનંદ ઓરડાની અંદર ઉભો છે. કલ્યાણી તેના ખભા પર હાથ મૂકીને, નવીનાનંદે પહેરેલા વ્યાઘ્રચર્મની ગાંઠ ખોલતી હતી; મહેન્દ્ર તે જોઇને દિગ્મૂઢ જેવો બની ગયો—અતિશય ધુંવાપુંવા થવા લાગ્યો.

નવીનાનંદે મહેન્દ્રને જોઇ હસીને કહેવા

માંડયું:—"કેમ ગોંસાઇ! સંતાન સંતાનમાંયે માંહોમાંહ્ય અણવિશ્વાસ કે?"

મહેન્દ્ર બોલ્યોઃ—"ભવાનંદ ઠાકુરે એ વિશ્વાસને કેટલો છેહ દીધો હતો, તે યાદ છે ને?"

નવીનાનંદે આંખ ફેરવીને કહ્યું:—"કલ્યાણી ક્યારે ભવાનંદના ખભા પર હાથ મૂકીને વ્યાઘ્ર-ચર્મ ખોલી દેતી હતી?" એટલુ બોલતાં બોલતાં શાન્તિએ કલ્યાણીનો હાથ જોરથી પકડી રાખ્યો, વ્યાઘ્રચર્મ ખોલી નાંખવા દીધું નહિ.

મહેન્દ્રઃ—"એમાં શું?"

નવીનાનંદઃ—તમને વ્હેમ પડતો હોય તો મારા પરજ પડવો જોઇએ—કલ્યાણીનો શું કરવા તમારે અણવિશ્વાસ કરવો જોઇએ? એના પર વહેમ લાવવાનું કાંઇ કારણ?"

એકવાર મહેન્દ્ર સ્હાત થઇ ગયો. ગાંગાતલ્લાં કરતાં કરતાં તે બોલી ઉઠયોઃ—"ક્યાં, કોનો અણવિશ્વાસ કર્યો છે?"

નવીનાનંદઃ—"નહિતર મારી પાછળ પાછળ છાનામાના અંતઃપુરમાં આવી પહોંચવાનું કાંઇ કારણ?"

મહેન્દ્રઃ—"કલ્યાણીને મારે કાંઇક કહેવું હતું, એટલા માટે આવ્યો છું."

નવીનાનંદઃ—"તો પણ અત્યારે પધારો.

કલ્યાણીની સાથે મારે પણ કાંઇક વાત કરવાની છે. આપ એકવાર અહિંથી ખસી જાઓ, પછી મારાથી વાત કહેવાય. આપનું તો આ પોતાનું મકાન છે, આપ તો ચાહો તે વખત પધારી શકો છો, પરંતુ હું તો મહાકથાવટે આવ્યો છું.”

મહેન્દ્ર તદ્દન ઘીઘવાઇ ગયો હતો. આભો બનીને ઉંડા વિચારમાં ગરક થઈ ગયો. વિચાર માળાના ઉપરાચાપરી મણકા જેમ તેમ તે ફેરવતો ગયો, તેમ તેમ કોકડું વધારે ગુંચવાવા લાગ્યું. વાત નથી પણ આપૂત છે. કલ્યાણીનું કામ પણ કાંઇક બાંકું જણાય છે ને શું ? રખેને મારા પર વહેમાશે, એવા ડરથી તે નથી નાસી જવાની વલણ સરખી પણ ધરાવતી; નથી કોઇ પ્રકારે અકળાતી, ગભરાતી કે લજવાતી–ઉલટું ધીમું ધીમું હસી રહી છે. અને કલ્યાણી–જેણે પેલા ઝાડ નીચે ઝેર ખાધું હતું, તે કાંઇ આવો ગુન્હો એકદમ કરી શકે ખરી ? મહેન્દ્ર આમ વિચાર વમળમાં ગોથાં ખાયાં કરતો હતો, એવામાં શાન્તિએ અભાગણીએ મહેન્દ્રની આવી દયામણી દશા જોઈને મંદમંદ સ્મિત કરીને કલ્યાણીના પ્રત્યે એક કામણગારૂં કટાક્ષ ફેંક્યું. તેજ ક્ષણે અંધકાર પર એકાએક પ્રકાશ પથરાઇ ગયો. મહેન્દ્ર

ચેતી ગયો કે એ તો નક્કી હાવભાવ ભર્યું કામિનીનું કટાક્ષ! એકદમ ઉછાંછળા બનીને તેણે સાહસ કર્યું. નવીનાનંદની દાઢીને માર્યો એક જોરથી આચકો-તેજ ક્ષણે બનાવટી દાઢીમૂછ સરી પડયાં. કલ્યાણીએ પણ દાવ જોઇને સોગટી મારી—વ્યાઘ્રચર્મની ગાંઠ ઓચીંતી ખોલી નાંખી એટલે તે પણ બીચારૂં ભેંય સરસું થયું. પોગળ ખુલ્લું થઇ જતાં શાન્તિ બીચારી વ્હીલી વ્હીલી થઇને દૂર જઇને નીચું જોઇ રહી.

મહેન્દ્રે તે વખતે શાન્તિને જીજ્ઞાસા કરીઃ— "તમે કોણ છો?"

શાન્તિઃ—"શ્રીમાન્ નવીનાનંદ ગોસ્વામી."

મહેન્દ્રઃ—"એ તો તમારી ઠગાઇ કહેવાય, તમે બાઇ માણસ છો"

શાન્તિઃ—"અત્યારે તો કામથીજ કામ છે ને?"

મહેન્દ્રઃ—"ત્યારે એક બીજી વાતનો ડગડગો મનમાં રહી જાય છે, તેનો ખુલાસો કરો. તમે બાઇ માણસ હોવા છતાં, જીવાનંદ ઠાકુરની પાસે નિરંતર સહવાસ શા માટે કરો છો?"

શાન્તિઃ—"એ વાત મેં આપને નથી કહી."

મહેન્દ્રઃ—"તમે બાઇ માણસ છો એ વાત તો જીવાનંદ ઠાકુર જાણે છે ખરાને?"

શાન્તિ.—"જાણે છે."

તે સાંભળી વિશુદ્ધ અંતઃકરણવાળા મહેન્દ્ર અતિશય ખેદ પામ્યા.

તે જોઈ કલ્યાણીથી બધો ભરમ ખુલ્લો કરી દીધા વગર રહેવાયું નહિ. તે બોલી:—"એ તો જીવાનંદ ગોસ્વામીનાં ધર્મપત્ની શાન્તિ દેવી."

પળવાર મહેન્દ્રનું મુખ પ્રસન્ન થએલું રહ્યું. ફરી પાછો અંધકાર તેનાપર છવાઇ ગયો. કલ્યાણી તે સમજી જઇને બોલી ઉઠી:—"એ તો બ્રહ્મચારિણી છે."



## પ્રકરણ ૪ થું.

ઉત્તર બંગાળા મુસલમાનોના હાથમાંથી તમામ ખાલી થયો હતો. મુસલમાન કોઇ એ વાત સ્વીકારતા નહિ—આંખ મીંચામણાં કરીને કહેતા કે, કેટલાક લૂંટારાઓ ધીંગાણું કરી રહ્યા છે, અમે તેઓને સજા કરીએ છીએ. એ પ્રમાણે કેટલો કાળ વીત્યા કરત, તે કહી શકાય તેમ નથી. પરતુ સદ્દભાગ્યે એ સમયે બલીયસિ ઈશ્વરેચ્છાના પ્રતાપે વોરન હેસ્ટીંગ્સ આંખમીંચામણાં કરે એવા માણસ ન હતા—એકલાની બલા જો એમને ગળે ઉતરી હત, તો આજે ભારતમાં બ્રિટિશ સામ્રાજ્ય ક્યાં રહ્યું હોત? એ સંતાનોને શાસન કરવાને Major

Edwards મેજર એડવર્ડઝ નામે એક બીજો સેના-પતિ નવીન સેના લઈને તાબડતોબજ ત્યાં આગળ આવી પહોંચ્યો.

એડવર્ડઝને માલુમ પડયું કે આ યૂરોપીય યુધ્ધ નથી શત્રુઓ પાસે નથી સેના, નથી નગર, નથી રાજધાની કે કોઇ કિલ્લો, તેમ છતાં બધુંજ તેઓને તાબે છે. જે દિવસે જે જગોએ બ્રિટિશ લશ્કરની છાવણી રહેતી, તે દિવસને માટેજ તે સ્થાન બ્રિટિશ સેનાને તાબે રહેતું—બીજે દિવસે બ્રિટિશ લશ્કર ત્યાંથી કુચ કરી ગયુ કે ચોમેરથી પાછી તેવીજ "વન્દેમાતરમ્"ની ધૂમ મચી રહેતી.

સાહેબને નહિ સમજાતું કે કોણ જાણે ક્યાંથી એકજ રાતમાં જાણે કીડીયોનું વહાણ ફાટતુ હોય તેમ આ લોકોનો એકાએક રાફડો ફાટે છે અને અંગ્રેજને તાબે જે ગામ હોય, તેને સળગાવી મૂકીને ચાલ્યા જાય છે અથવા થોડું અમથું બ્રિટિશ સૈન્ય જોવામાં આવતાં તેજ ક્ષણે તેનો ખોડો કાઢી નાખે છે. તપાસ કરતાં કરતાં સાહેબને માલુમ પડી ગયું કે પદચિન્હમાં એ લોકોએ કિલ્લો ચણી દઇ, તે જગોએ તેઓ પોતાના આયુધ અસ્ત્રના ભંડાર તથા ધનના ભંડારનું રક્ષણ કરે છે. એથી તે કિલ્લો સર કરવાનો એમણે દ્રઢ નિશ્ચય કર્યો.

જાસુસો મારફત તેને કેટલીક બાતમી મળવા માંડી; પદચિન્હમાં કેટલાક સંતાનો રહે છે, એવા સમાચાર લાવનારે ત્યાંનો કિલ્લો કબજે કરવાની જરૂર છે, તે સંબંધી ઉલ્લેખ સરખોયે કર્યો નહિ; પદચિન્હમાં સંતાનો નજરે પડ્યાની બાતમી મેળવી, એ જાણે તેને કોલંબસની અમેરિકાની શોધ જેવી મહત્વની ભાસી.

માઘ માસની પૂનેમ પાસેજ આવી પહોંચી હતી. સાહેબની છાવણીની નજીકમાંજ નદી કિનારા પર એક મોટો મેળો ભરાતો. મેળામાં સહજ એક લાખ માણસની મેદની ભરાતી. આ વખત તો તેમાં પાછા વૈષ્ણવો રાજા થયા છે, તેથી તેઓ મોટી સંખ્યામાં એ મેળામાં ભેગા થઇને કાંઇ કાંઈ ધીંગા-મસ્તી મચાવવાના. સંતાન સમુદાયના સઘળાજ લોકો એ પૂર્ણિમાના મેળામાં ભેગા થવાનો સંભવ હતો. મેજર એડવર્ડે તેથી એવું અનુમાન કર્યું કે પદચિન્હના રખેવાળો સુદ્ધાં એ મેળામાં ભાગ લીધા વગર રહેશે નહિ. એ સોનેરી તકનો લાભ લઈ આપોઆપ લાલચોળ થએલા એ પદચિન્હના લાખંડી કિલ્લાને આપણી અજસ્ર તોપોના ભયંકર ભડીમારથી ટીપી નાંખીશું એટલે કિલ્લો આપણે કબજે થઈ જશે.

એવો નિશ્ચય કરીને મેજરે મેળા વખતેજ

હુમલો કરવાનું નક્કી કર્યું. વૈષ્ણવો એકજ સ્થાનમાં સામટા ભેગા થશે, એટલે તેમને ચાંચડની માફક ચોળી નાંખીશુ. તેમનો ખુરદો નીકળી ગયા પછી મેળો ભરાશેજ કેમ કરીને ?

એ સમાચાર ગામેગામ પ્રસરી રહ્યા. તે ઉપરથી, સંતાન સંપ્રદાયના જ્યાં જ્યાં જેટલા માણસો હતા, તે સઘળાજ શસ્ત્રાસ્ત્રથી સુસજ્જીત થઈને તેજ ક્ષણે મેળાનું રક્ષણ કરવાને નીકળી પડ્યા. બધાજ સંતાનો માઘ માસની પૂર્ણિમાને દહાડે નદી કિનારા પર ભેગા થયા. મેજરે જે ધાર્યું હતું તેમજ બન્યું ઈંગ્રેજોનાં સદ્‌ભાગ્યનો સિતારો પાધરો, તે મહેન્દ્ર પણ પદચિન્હના કિલ્લામાં ઘણુંજ થોડું સૈન્ય રહેવા દઈને લશ્કરનો મોટો ભાગ પોતાની સાથે લઈને મેળામાં જવાને નીકળી પડયો.

એ સઘળી ઘટના બનતા આગમચ જીવાનંદ અને શાન્તિ પદચિન્હ છોડીને ચાલ્યાં ગયાં હતાં. તે વખતે યુદ્ધની કોઈ વાતની ગંધ સરખીયે ન્હોતી આવી. યુદ્ધનો ઇશારો સરખોયે એમના મનમાં ન્હોતો જણાતો. મહા સુદ પુનેમના પુણ્ય દિવસે શુભ ક્ષણે, નદીના પવિત્ર જળમાં પ્રાણ ત્યાગ કરીને, પ્રતિજ્ઞા ભંગના મહાપાપનું પ્રાયશ્ચિત્ત કરવાનો તેમણે સંકલ્પ કર્યો હતો. પરંતુ રસ્તે ચાલતાં ચાલતાંજ તેમના સાંભળવામા આવ્યું

કે મેળામાં ભેગા થએલા સંતાનોની સાથે અંગ્રેજ સૈન્યને ખૂનખાર જંગ જામવાનું છે. ત્યારે જીવાનંદ બોલી ઉઠ્યા:—"એમ હશે, તો તો યુદ્ધમાંજ સામી છાતીએ ઘા કરતા કરતા સ્વર્ગમાં સંચરીશું. ચાલો, જલદી જઇએ."

તેઓ ઉતાવળે પગલે ચાલ્યાં. એક જગોએ એક મોટા ટેકરા ઉપર થઇને જવાતું હતું. ટેકરાપર ચઢીને વીર દંપતીએ નજર ફેંકી-તો આ શું? નીચે થોડેક દૂરજ અંગ્રેજોની છાવણી આવેલી છે. શાન્તિ બોલી:—"હમણાં મરવાની વાત મોકુફ રાખો—બોલો વન્દેમાતરમ્."



## પ્રકરણ ૫ મું.

ત્યાર પછી બન્ને જણાએ કાંઇ કાંઇ મસલત કરી. મન્ત્રણા થઇ રહ્યા બાદ, જીવાનંદ એક વનમાં છુપાઇ ગયો. શાન્તિએ બીજા એક વનમાં ઘુસી જઇને, કાંઇક અનેરા કૌતુક ભરી કલા અજમાવી.

શાન્તિ મોતનાં મ્હોંડામાં પેસવાને જતી હતી, પરંતુ મૃત્યુકાળે સ્રીનોજ વેશ ધારણ કરવાનું તેણે પસંદ કર્યું. તેના એ પુરૂષ વેશને મહેન્દ્રે ઠગાઇ તરીકેજ ઓળખાવ્યો હતો. ઠગબાજી કરીને મરવું ન જોઇએ. એ વિચારથી તે પોતાની

કપડાંની પેટી સાથે લઇ આવી હતી. તેમાં બધી જાતનો પોશાક પડી રહેતો. નવીનાનદ તેથી અત્યારે પેટી ખોલીને, વેશ પરિવર્ત્તનની પ્રવૃત્તિ આદરી રહ્યા હતા.

ચીકણા રસવાળી પુલની કળીઓ ઉપર એક રંગેલા કાપડનો કકડો કાઢી લઈ, નાનાં નાનાં પુમતાં જેવાં ઝાડીનાં પાંદડાંનાં ઝુમખાંથી પોતાના મુખચંદ્રને ઢાંકી દઇ, શાન્તિ એક સારંગી હાથમાં લઇને વૈષ્ણવીના વેશમાં અગ્રેજોની છાવણીમાં જઇને ઉભી રહી. એને જોઇને મોટા મોટા શોભીયાવાઝા દાઢીમૂછવાળા સિપાઇઓ મોહિત થઇ ગયા. કોઇએ ટપ્પાની તો કોઇએ ગઝલની, કોઈએ સ્ત્રી વિષયક અને કોઈએ કૃષ્ણ સંબંધી ગાયનો ગાવાની ફરમાશ કીધી. તે સાંભળીને તેઓ હરખઘેલા થઈ દાળ, ચોખા, મીઠાઈ, ફળ-ફળાદિક તથા પૈસા સુદ્ધાં હોંસે હોંસે આપવા લાગ્યા. વૈષ્ણવી તંબુની અવસ્થા નજરોનજર જોઇને જ્યારે પાછી ચાલી જવા લાગી, ત્યારે સિપાઈ-ઓએ તેને પૂછ્યુંઃ—"હવે પાછી કયારે આવશે ?" વૈષ્ણવી બોલીઃ—"તે હું જાણુતી નથી, મારૂં ઘર ઘણે આઘે છે." સિપાઈઓ પૂછવા લાગ્યાઃ—"કેટલે દૂર ?" વૈષ્ણવીએ કહ્યુંઃ—"હું પદચિન્હમાં રહું છું."

તે દિવસે એ વખતે મેજર સાહેબ પદ-

ચિન્હનીજ કાંઇક બાતમી લઈ રહ્યા હતા. સિપાઇ માંહેના એકને તે વાતની ખબર હતી. વૈષ્ણવીને બોલાવીને તે કેપ્ટન સાહેબની પાસે લઇ ગયો. સાહેબે તેને મેજર સાહેબની મુલાકાત કરાવી. મેજર સાહેબની પાસે જઇ, વૈષ્ણવીએ મધુર હાસ્ય હસીને તીરછી નજરનાં કાતીલ કટાક્ષથી સાહેબનાં મગજને ધમધમાવી નાંખ્યું અને પછી હાથમાં ખંજરી લઈ તે ગાવા લાગીઃ—

"म्लेच्छनिवहनिधने कलयसि करवालं."

સાહેબે સવાલ કર્યોઃ—"તમારૂં મકાન કીદર બીબી ?"

શાન્તિ બોલીઃ—"હું બીબી નથી, વૈષ્ણવી છું. મકાન પદચિન્હમાં છે."

સાહેબઃ—Where is that Adsin Prod sin ? હુંવા એકટા ગર હય ?"

વૈષ્ણવી બોલીઃ—"ઘર, બધાં બહુયે ઘર છે."

સાહેબઃ—"ગર નેઇ–ગર નેઇ–ગર–ગર–"

શાન્તિઃ—"સાહેબ, સમજી તમારા મનની વાત. ગડ, ગઢ, કેમ ખરૂં ને ?"

સાહેબઃ—"ઇયેસ. ઇયેસ, ગર ! ગર–હાય ?"

શાન્તિઃ—"ગઢ છે. મોટો જંગી કિલ્લો !"

સાહેબઃ—"કેટે આડમિ ?"

શાન્તિઃ—"ગઢમાં કેટલાં માણસ રહે છે ?

વીસ પચીશ હજાર."

સાહેબઃ—"નોન્સેન્સ! એકટા કેલ્લેમેં ડો ચાર હાજાર રહે શક્તા. વહિંપર આબી હાય? ઇયા નીકેલ ગિયા?"

શાન્તિ:—"વળી નીકળવાના હતા ક્યાં?"

સાહેબઃ—"મેલામેં-ટુમ કબ આયા હુવાંસે?"

શાન્તિઃ—"કાલે આવી સાહેબ."

સાહેબઃ—"ઓ લોક આજ નિકલે ગયા હોગા"

શાન્તિ મનમાં ને મનમાં વિચાર કરી રહી હતી કે "મુઆ, તારા બાપના શ્રાદ્ધના ચોખા હું જો નહિ ચઢાવી દઉં, તો તો સઘળા શીખંચાજ ખોટા. ક્યાંસુધી શિયાળવાં તારૂં મગજ ફોલી ખાશે, તે હું નજરોનજર જોઇશ." પછી તે ચાસન કહેવા લાગીઃ—"સાહેબ તો સાહેબજ હોઇ શકે છે. હું પાછી જાઉં તો પાક્કી ભાળ કાઢી લાવું. હું સાધારણ વૈષ્ણવી-સાધુડી. ગાયન ગાઇ ભિક્ષા માગી પેટીયું કૂટી કાઢું છું. મને એ બધી વાતની ખબર ક્યાથી હોય? રાગડા તાણી તાણીને ગળું પણ દુખવા આવ્યું છે, કંઠ સૂકાઈ ગયો-પૈસા આપો, એટલે હું મ્હારે ચાલી જાઉં. ને બક્ષિસ આપો, તો વળી તમારી મોટી મહેરબાની—જરૂર હોય તો વળી પરમ દહાડે આવીને બધો ખુલાસો કરી જઇશ."

સાહેબે ઝટ કરતો કે એક કલદાર રૂપીઓ તેના તરફ ફેંકીને કહ્યું:—"પરમ દિવસે નહિ, બીબી ?"

શાન્તિ:—"દૂર બેટા, વૈષ્ણવી બોલ, બીબી કોને કહે છે જે ?"

એડવર્ડઝ:—"પરસુ નહિ, આજ રાતકો હામકો ખબર મિલના ચાહિયે."

શાન્તિ:—"બન્દૂક માથા તળે રાખીને શરાબ બરાબ નીરાંતે પીને, નાકે તેલ ચોળીને નચિંતે નિદ્રા લેજો. આજ હું દશ કોસ રસ્તો વટાવીને જઇશ, આવીશ–અને એને ખબર આપી દઇશ. મુઆ ઢોંગી ભામટા !"

એડવર્ડઝ:—"ઢોંગી ભામટા કેસ્કો કયતા હય ?"

શાન્તિ:—"જે વીર–ભારી જાંનરલ હોય તેને."

એડવર્ડઝ:—"Great General હામ હો શકતા હયાય—કલાઇવકા માફિક. લેકિન આજ હમકો ખબર મિલના ચાહિયે. શઓ રૂપેયા બખસિસ દેંગે."

શાન્તિ:—સો આપો કે બસો આપો પણ આ બે પગોએ કાંઇ વીશ કોસ ચલાય નહિ."

એડવર્ડઝ:—"ઘોડા ઉપર ?"

શાન્તિ:—"ઘોડેસ્વાર થતાં આવડતું હતે,

તો તમારા તંબુમાં આવીને આમ સારંગી વગાડીને ભીખ માંગત ખરી?"

એડવર્ડઝ:—"ગદ્દી પર લે જાયગા?"

શાન્તિ:—"ખોળામાં બેસીને જાઉં? મને લાજ ન આવે?"

એડવર્ડઝ.—"ક્યા મુશ્કિલ, પાનશો રૂપેયા દેંગે."

શાન્તિ:—"કોણ જવાનું છે? તમે જાઓ છો?"

સાહેબે તે વખતે હાથની આંગળી વતી પાસે ઉભેલા એક જુવાન એન્સાઇનને દેખાડીને તે યુવકને કહ્યું:—"લિન્ડલે, તમે જશો?"

શાન્તિનું રૂપ યૌવન જોઈને લિન્ડલે બોલ્યો:—"ઘણીજ ખુશીથી."

પછી એક મોટો અરબી ઘોડો જીન વગેરેથી સુસજ્જીત થઈને આવ્યા બાદ, લિન્ડલે પણ તૈયાર થયો. શાન્તિનો હાથ ઝાલીને તે ઘોડા પર બેસાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. શાન્તિ બોલી:—"છટ્ છટ્! શું આટલા બધા માણસોનાં દેખતાંજ કે? મ્હેં કાંઇ લાજને ઘરેણે મૂકી દીધી નથી? આગળ ચાલો, છાવણી વટાવીને આગળ જઇએ."

લિન્ડલે ઘોડા ઉપર બેઠો ઘોડાને ધીમે ધીમે ચલાવવા લાગ્યો. શાન્તિ પાછળ પાછળ આવવા લાગી. એ પ્રમાણે તેઓ છાવણી બ્હાર આવી પહોંચ્યાં.

છાવણી બહાર આવતાં નિર્જન પ્રદેશ જોઇને, શાન્તિ લિન્ડલેના પગ ઉપર પગ મૂકીને એકજ ફલંગ મારીને ઘોડા પર ચઢી બેઠી. લિન્ડલે હસીને બોલ્યોઃ—"તમે તો ઉસ્તાદ ઘોડેસ્વાર જણાઓ છો ને કાંઇ !"

શાન્તિ બોલીઃ—"અમે તો એવાં ઉસ્તાદ ઘોડેસ્વાર છીએ, કે તમારા જેવાની સાથે ઘોડા પર બેસતાં લજવાઈ મરીએ છીએ. છટ્ આમ પાવડે પગ દઇને કોઇ ઘોડા ઉપર બેસતું હશે કે ?"

એક વાર ડંફાસભરી ફીસીયારીમાં લિન્ડલેએ પાવડા પરથી પગ લઇ લીધા. શાન્તિએ તેજ ક્ષણે તે અક્કલના ઓથમીર અંગ્રેજને ગળચીમાંથી પકડીને ધકકો મારીને ઘોડા પરથી ફેંકી દીધો. 'શાન્તિએ સ્વાર' બાદ ઘોડાની પીઠ પર બરાબર બેસી જઇને ઘોડાના પેટમાં જોરથી એક ઠેસ મારીને તેને વાયુ વેગે દોડાવી મૂકયો. ચાર વરસ સંતાન સૈન્યની સાથે રહીને શાન્તિ અશ્વવિદ્યા પણ શીખી ગઇ હતી. તે શીખી ના હોત, તો જીવાનંદની સાથે કાંઇ રહી શકત કે ? લિન્ડલેનો પગ ભાંગી જવાથી, તે બીચારો ત્યાંનો ત્યાંજ પડી રહ્યો. શાન્તિએ પૂર વેગે ઘોડો દોડાવી મૂકયો.

જીવાનંદ જે વનમાં સંતાઈ રહ્યા હતા, તે ઠેકાણે પહોંચી જઇને શાન્તિએ તેમને બધા સમા-

ચાર કહ્યા. જીવાનંદ બોલ્યાઃ—"ત્યારે તો હું જલદી જઇને મહેન્દ્રને ચેતાવી દઉં છું. મેળામાં પહોંચી જઇને તમે સત્યાનંદને ખબર આપો. તમે ઘોડા પર જાઓ–પ્રભુને જેથી જલદી ખબર મળે." પછી બન્ને જણા બે જૂદી જૂદી દિશામાં વાયુ વેગે સંચર્યા. કહેવાની જરૂર નથી કે શાન્તિ પાછી આ વખત નવીનાનંદ બની હતી.



## પ્રકરણ ૬ ઠું.

એડવર્ડ પાકકો અંગ્રેજ હતો. ઘાટે ઘાટે તેના માણસો હતા. તરતજ એને ખબર થઇ ગઇ કે, પેલી વૈષ્ણવીએ લિન્ડલે સાહેબને ઘોડા પરથી ગબડાવી પાડીને, પોતે ઘોડેસ્વાર થઇને કયાંની કયાં ચાલી ગઇ છે તે સાંભળીને એડવર્ડ ગાજી ઉઠયોઃ— "An imp of Satan! Strike the tents."

તે વખતે ખટ્ ખટ્ ફટાફટ તંબુના ખીલાઓ પર હથોડાના ઘા પડવા લાગ્યા. મેઘરચિત અમરાવતીની જેમ તે વસ્ત્ર નગરી અલોપ થઇ ગઇ. માલ ગાડીઓ સરસામાનથી લદાઇ ચાલવા લાગી. માણસો ઘોડા પર કે પગે કુચ કરવા લાગ્યા. હિન્દુ, મુસલમાન, મદ્રાસી, ગોરા વગેરે ખાંધે બન્દૂક ચઢાવીને રાઇટ–લેફ્ટ કરતા ચાલવા લાગ્યા.

આણી તરફ મહેન્દ્ર સંતાન સેના લઇને, ધીરેધીરે મેળાના રસ્તા તરફ આગળ વધવા લાગ્યો. તે દિવસે બપ્પોરનાં મહેન્દ્રે વિચાર્યું કે હવે વેળા બહુ વીતી ગઇ છે, અહિં છાવણી રચીનેજ પડી રહેવું ઠીક થઇ પડશે.

છેવટે છાવણી રચવાનો ઠરાવજ ઉચિત જણાયો. વૈષ્ણવો પાસે તંબુ ન્હોતા; ઝાડ તળે ગુણપાટ પાથરીને અગર સાદડી બીછાવીને તે ઉપર સૂઇ રહેતા. હરિ ચરણામૃત જરાક પીને તેના પર આખી રાત પસાર કરતા. ભૂખ જરા તરા રહી ગઇ હોય, તો સ્વપ્નને વિષે પોતાની વૈષ્ણવી સાધુડીના અધરામૃતનું પાન કરીને તે ભૂખનું દુઃખ ભાંગતા. છાવણીને ઉપયોગી થઇ પડે એવો એક નાનકડો બગીચો નજીકમાંજ હતો:—તેમાં આંબા, ફણસ, બાવળ, આમલી વગેરેનાં ઝાડ આવી રહ્યાં હતાં. મહેન્દ્રે આજ્ઞા કરી:—"અહિંઆજ છાવણી કરીશું." તેની પાસેજ એક ઉંચો ટેકરો હતો; તે ઢોળાણ પડતો હોવાથી, તેના પર ચઢવુ મુશ્કેલ હતું. મહેન્દ્રને એક વાર એમ સૂઝ્યું કે આ ઢોળાવની ટોચ પર છાવણી નાંખી હોય, તો કેવું સારૂં! પણ જગ્યા એક વાર જોઇ આવવી એવો તેણે મનસુબો કર્યો.

એમ વિચારીને મહેન્દ્રે ઘોડા પર બેસીને ધીરે ધીરે તે ઢોળાવ પર ચઢવા માંડ્યું, તે થોડેક દૂર

ગયા બાદ, એક જુવાન તે વૈષ્ણવ સૈન્યમાં ઘુસી જઇને કહેવા લાગ્યોઃ—"ચાલો, ઢોળાવ પર જઇએ." જેઓ ત્યાં હાજર હતા, તેઓ વિસ્મય પામીને બોલી ઉઠ્યાઃ—"કેમ, શું કરવા ?"

તે જોદ્ધો માટીના એક ઢગ ઉપર ઉભો રહીને બોલ્યોઃ—"ચાલો, આ ચાંદની રાતના આ પર્વતના શિખર ઉપર નૂતન વસંતનાં નવીન પુષ્પોની સુગંધ લેતા લેતા આજે આપણે શત્રુની સાથે યુદ્ધ કરીશું" સંતાનોએ જોયું કે સેનાપતિ જીવાનંદ છે. ત્યારે તમામ સંતાનસેના 'હરે મુરારે' ની ગર્જના કરતી કરતી ભાલાનો ખણુખણાટ કરતી ઉભી થઇ; અને તેજ સેના જીવાનંદના ચાળા પાડીને તેમની પેઠે ધબધબ કરતી ઢોળાવ પર ચઢવા લાગી. એક માણસે શસ્ત્રથી સજ્જ કરેલો ઘોડો જીવાનંદને આપ્યો. દૂર રહ્યાં રહ્યાં એ બધું જોઇને મહેન્દ્ર છક થઇ ગયો તે વિચારમાં પડી ગયોઃ—"ઓહો ! આ શું કહેવાય આ ? ના કહેતા હતા ને આવ્યા કેમ કરીને ?"

એમ વિચારી મહેન્દ્ર ઘોડાનું મુખ ફેરવી દઇ, ચાબૂક ખખડાવી પર્વત પરથી નીચે ઉતરવા લાગ્યો. સંતાન વાહિનીના સેનાપતિ જીવાનંદને જોતાંવારને તે બોલી ઉઠ્યોઃ—"આ કેવા આનંદની વાત ?"

જીવાનંદ હસીને બોલ્યો:—"આજે ઘણા આનંદનો અવસર છે. ઢોળાવની પાછળજ એડ-વર્ડ સાહેબ છે. જે વહેલો તે પહેલો. અને જે મોડો પડશે તેનો ખોડો નીકળી જશે."

ત્યાર પછી જીવાનંદે સંતાન સૈન્યને મોટે અવાજે કહ્યું:...."ખબર છે તમને! હું જીવાનંદ ગોસ્વામી છું. હજારો શત્રુઓનો મેં સંહાર કર્યો છે."

ઘનઘોર ગર્જનાથી વનપ્રદેશ સઘળો પડઘો પાડીને ગાજી ઉઠયો:—"ઓળખીએ છીએ અમે! તમે જીવાનંદ ગોસ્વામી છો."

જીવાનંદ:—બોલો "હરે મુરારે!"

વનમાં બધેજ "હરે મુરારે!" નો પ્રતિધ્વનિ ગાજી રહ્યો.

જીવાનંદ:—"ઢોળાવની પીઠ તરફ શત્રુઓ છે. આજે આ ઢોળાવની ટોચ પર નીલાંબરી રાત્રિની સાક્ષીમાં સંતાનો યુદ્ધ કરશે. જલદી આવી પહોંચો શિખર પર જે વહેલો ચઢી જશે, તેનીજ જીત થશે. બોલો, વન્દેમાતરમ્."

તે વખતે વનમાં બધે "વન્દેમાતરમ્" નાં ગીતનો પડઘો પડી રહ્યો. ધીમે ધીમે સંતાન સેના પર્વતના શિખર ઉપર ચઢવા લાગી. પરંતુ એકાએક ભયભીત થઇને તેઓ જોઇ રહ્યા કે

મહેન્દ્રસિંહ ઝડપબંધ ઢોળાવ ઉપરથી ઉતરતાં ઉતરતાં રણશીંગડું વગાડી રહ્યો છે. જોતજોતામાં શિખર ઉપર ભૂરાં આકાશની છાંયમાં સંખ્યાબંધ બ્રિટિશ તોપો તોપચીઓનાં લશ્કર સહિત શોભી રહી છે. મોટે સાદે વૈષ્ણવ સેના લલકારવા લાગી:—

"तुमि विद्या तुमि भक्ति
तुमि मा बाहुते शक्ति
त्वंहि प्राणा. शरीरे"

પરંતુ અંગ્રેજની તોપોના ગુડૂમ્ ગુડૂમ્ ગુમ્ અવાજ આગળ એ મહાગીત છૂ થઇ ગયું. સેંકડો સંતાન ઘાએલ થઇ અસ્ત્રશસ્ત્ર સહિત ઢોળાવ પર લાંબા છટ થઇ ગયા. દધીચિનાં અસ્થિને પણ હસી કાઢીને અને સમુદ્રની ભયંકર ગર્જના તુચ્છકારી કાઢીને, અંગ્રેજી તોપોનો ગુડૂમ ગુડૂમ અવાજ વજ્ર સમો હાહાકાર વર્ત્તાવવા લાગ્યો. જીવાનંદ તથા મહેન્દ્રની મહેનત સઘળી છુટી પડી. સંતાન સેના ઢોળાવ પરથી ઉભી પૂછડીએ નાસવા લાગી. કોણ ક્યા નાસી છુટયુ તેનું ન ઠામ મળે કે ઠેકાણું. ત્યારે બાકીના બીજા બધાનો વિનાશ કરવાના ઇરાદાથી "હુર્રે હુર્રે" નો પોકાર કરતી ગોરાની પલટણ ઢોળાવ ઉપરથી નીચે ઉતરવા લાગી. ભાલા ઉંચા કરીને અસંખ્ય અજીત બ્રિટિશ સેના ઢોળાવ ઉપરથી નાસભાગ કરી રહેલાં

સંતાન સૈન્યની પાછળ એક્કે શ્વાસે વાયુવેગે દોડવા લાગી. મહેન્દ્ર એકાએક નજરે પડતાં, જીવાનંદે જણાવ્યું:—"આજે પૂર્ણાહુતિ છે. આવો, અહિંજ આપણે મરીએ."

મહેન્દ્ર બોલ્યો:—"મર્યાથી જો રણને વિષે આપણી જીત થતી હોય, તો મરવું એ લેખાસર છે; વૃથા મરણ એ વીરનો ધર્મ ન હોય."

જીવાનંદઃ—"ભલે વૃથા મરીશ, તોયે યુદ્ધ-માંજ મરીશ."

ત્યારે પાછા ફરી જીવાનંદે ઉચા અવાજે કહ્યું:—"હરિ નામની ગર્જના કરતા કરતા જે મરવા ઇચ્છતા હો, તે મારી સાથે આવો."

ઘણા અગ્રસર થયા, જીવાનંદ બોલ્યો:—"એમ નહિ. ઇશ્વરનું નામ દઇ, પ્રતિજ્ઞા લ્યો કે જીવતા પાછા ફરીશું નહિ."

જેઓ આગળ વધ્યા હતા, તેઓ પાછા હઠી ગયા–જીવાનંદ બોલી ઉઠ્યા:—"કોઇ નહિ આવે, તો હુ એકલોજ જઇશ."

જીવાનંદે ઘોડાની પીઠ પર ઉભા થઇને પાછળ ઉભેલા મહેન્દ્રને બૂમ પાડીને કહ્યું:—"ભાઇ, નવીનાનંદને કહેજો કે, હું જાઉં છું. સ્વર્ગમાં હવે મેળાપ થશે."

એમ કહી, તે વીર પુરૂષ લોખંડના ઘોધ-

સારમાં પવન વેગે ઘોડો દોડાવી ગયો. ડાબા હાથમાં ભાલો, જમણા હાથમાં બન્દૂક, મુખેથી બસ "હરે મુરારે! હરે મુરારે! હરે મુરારે!" એવાં યુદ્ધનો સંભવજ ક્યાંથી હોઈ શકે? એવાં સાહસનું ફૂલ પણ શુ આવી શકે? છતાં હરે મુરારે! હરે મુરારે ગાતાં ગાતાં જીવાનંદે શત્રુ સૈન્યની મધ્યમાં પ્રવેશ કર્યો.

નાસાનાસ કરી રહેલા સતાનોને મહેન્દ્રે બૂમ પાડીને કહ્યું:—"એકવાર જરા પાછું ફરીને જીવાનંદના તરફ નજર કરો. જોવાથી નહિ મરી જવાય."

પાછાં ફરીને કેટલાક સંતાનોએ જીવાનંદની અમાનુષી કીર્ત્તિ નીહાળી. પહેલાં તો તેઓને આશ્ચર્ય ઉપજ્યું, ત્યાર બાદ તેઓ બોલ્યા:— "જીવાનંદને મરતાં આવડે છે, આપણને શુ નથી આવડતું? ચાલો, જીવાનંદની સાથે સ્વર્ગમાં સંચરીએ."

એ વાત સાંભળીને કેટલાક સતાનો પાછા ફર્યા. તેમની દેખાદેખીથી બીજા પણ કેટલાક તેઓની સાથે સામેલ થયા, અને તેની નકલ કરીને વળી બીજા પણ કેટલાક તેમાં ઉમેરાયા. ભારે કોલાહલ અને ધીંગાણું મચી રહ્યું. જીવાનંદે શત્રુના વ્યુહને વિષે પ્રવેશ કર્યો હતો.

સંતાન સૈન્યની પાછળ એક્કે શ્વાસે વાયુવેગે દોડવા લાગી. મહેન્દ્ર એકાએક નજરે પડતાં, જીવાનંદે જણાવ્યું:—"આજે પૂર્ણાહુતિ છે. આવો, અહિંજ આપણે મરીએ."

મહેન્દ્ર બોલ્યો:—"મર્યાથી જો રણને વિષે આપણી જીત થતી હોય, તો મરવું એ લેખાસર છે; વૃથા મરણ એ વીરનો ધર્મ ન હોય."

જીવાનંદ:—"ભલે વૃથા મરીશ, તોયે યુદ્ધ-માંજ મરીશ."

ત્યારે પાછા ફરી જીવાનંદે ઉંચા અવાજે કહ્યું:—"હરિ નામની ગર્જના કરતા કરતા જે મરવા ઇચ્છતા હો, તે મારી સાથે આવો."

ઘણા અગ્રસર થયા, જીવાનંદ બોલ્યો:—"એમ નહિ. ઇશ્વરનું નામ દઇ, પ્રતિજ્ઞા લ્યો કે જીવતા પાછા ફરીશું નહિ."

જેઓ આગળ વધ્યા હતા, તેઓ પાછા હઠી ગયા—જીવાનંદ બોલી ઉઠ્યા:—"કોઇ નહિ આવે, તો હુ એકલોજ જઈશ."

જીવાનંદે ઘોડાની પીઠ પર ઉભા થઇને પાછળ ઉભેલા મહેન્દ્રને બૂમ પાડીને કહ્યું:—"સાઈ, નવીનાનંદને કહેજો કે, હું જાઉં છું. સ્વર્ગમાં હવે મેળાપ થશે."

એમ કહી, તે વીર પુરૂષ લોખંડના ઘોધ-

મારમાં પવન વેગે ઘોડો દોડાવી ગયો. ડાબા હાથમાં ભાલો, જમણા હાથમાં બન્દૂક, મુખેથી બસ "હરે મુરારે! હરે મુરારે! હરે મુરારે!" એવાં યુદ્ધનો સંભવજ કયાંથી હોઈ શકે? એવાં સાહસનું ફૂલ પણ શું આવી શકે? છતાં હરે મુરારે! હરે મુરારે ગાતાં ગાતાં જીવાનંદે શત્રુ સૈન્યની મધ્યમાં પ્રવેશ કર્યો.

નાસાનાસ કરી રહેલા સંતાનોને મહેન્દ્રે બૂમ પાડીને કહ્યું:—"એકવાર જરા પાછું ફરીને જીવાનંદના તરફ નજર કરો. જોવાથી નહિ મરી જવાય."

પાછાં ફરીને કેટલાક સંતાનોએ જીવાનંદની અમાનુષી કીર્તિ નીહાળી. પહેલાં તો તેઓને આશ્ચર્ય ઉપજયું, ત્યાર બાદ તેઓ બોલ્યા:— "જીવાનંદને મરતાં આવડે છે, આપણને શું નથી આવડતું? ચાલો, જીવાનદની સાથે સ્વર્ગમાં સંચરીએ."

એ વાત સાંભળીને કેટલાક સતાનો પાછા ફર્યા. તેમની દેખાદેખીથી બીજા પણ કેટલાક તેઓની સાથે સામેલ થયા, અને તેની નકલ કરીને વળી બીજા પણ કેટલાક તેમાં ઉમેરાયા. ભારે કોલાહલ અને ધીંગાણું મચી રહ્યું. જીવાનંદે શત્રુના વ્યૂહને વિષે પ્રવેશ કર્યો હતો,

સંતાનો માંહેના કોઇ પણ એમને જોઇ શક્યા નહિ.

આણી તરફ આ રણક્ષેત્ર માંહેના સંતાનોએ જોયું કે, કેટલાક સંતાનો પાછા ફરે છે. બધાએજ માની લીધું કે, સંતાનોનો જય થયો છે, અને તેથી શત્રુને હાંકી કાઢવાને સંતાનો તેમની પાછળ પાછળ જાય છે. તે ઉપરથી સઘળું સંતાન સૈન્ય મારો મારોની કારમી કીકીયારી પાડતું અંગ્રેજ લશ્કરના ઉપર ઓચીંતું તૂટી પડ્યું.

આણી તરફ અંગ્રેજ સૈન્યની અંદર એકાએક ભંગાણ પડી ગયું હતું. સિપાઇઓ લડવાનો વિશેષ પ્રયત્ન કરવાને બદલે બન્ને બાજુએથી નાસભાગ કરી રહ્યા હતા; ગોરૂં લશ્કર પણ બેયોનેટ ઉંચી કરી છાવણી તરફ નાસી જતું હતું. ચોમેર નજર ફેરવતાં મહેન્દ્રના જોવામાં આવ્યું કે ઢોળાવના શિખર ઉપર અસંખ્ય સંતાન સૈન્ય હજી ઉભું છે. તેઓ વીરને શોભાવે તેવા ગર્વભર્યા જુસ્સાથી અંગ્રેજ સેનાને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી રહ્યા છે. ત્યારે સંતાન સૈન્યને બૂમ પાડીને તેણે કહ્યું:—"સંતાન વીરો! આ જુઓ, શિખર ઉપર પ્રભુ સત્યાનન્દ ગોસ્વામીની ધ્વજા આપણામાં શૌર્યનો સંચાર કરવાને દર્પભરી હવામાં ફરફરી રહી છે. આજે મુરારી મધુકૈટભનિષૂદન, કંસ કેશિવિનાશન સ્વયમ્ રણને વિષે અવતર્યા છે–આ

શિખરની પાછળજ તમારૂં લક્ષ રાખજો. બોલો 'હરે મુરારે !' 'હરે મુરારે !' ઉઠો, મુસલમાનોને પાછળથી કચરી નાંખો શિખરની પીઠનેજ તમારૂં લક્ષ્યબિન્દુ રાખજો."

તે વખતે "હરે મુરારે" ની ભીષણ ગર્જનાથી આખો વનપ્રદેશ કંપાયમાન થઈ રહ્યો. બધાજ સંતાન "માભૈઃ માભૈઃ" 'ડરશો નહિ' એવી ચીસ પાડીને રણવાજીંત્રના સુંદર સુંદર સુરોનું અનુકરણ કરનારા અસ્ત્રોના ખણખણાટ વડે સકલ પ્રાણીઓને છક કરી નાંખવા લાગ્યા. મહેન્દ્રે પોતાના તેજદાર ઘોડા ઉપર અજબ રૂવાબભેર સ્વારી કરી. મહાન શિલા એકાએક તૂટી પડયાથી ઝરાની જે સ્થિતિ થાય છે, તેજ પ્રમાણે રાજ્ય સેના ભયભીત તથા સ્તંભિત થઇ અને તેના ભુકેભુકા નીકળી ગયા. તેજ સમયે સતાનોની પચ્ચીશ સેના લઇને, સત્યાનંદ બ્રહ્મચારી શિખર ઉપરથી સમુદ્રનો જળધોધ પડતો હોય, તેમ શત્રુના લશ્કર ઉપર ઓચીંતા તૂટી પડયા. ભયંકર ખૂનખાર જંગ જામ્યુ.

બે શિલાઓની વચ્ચેની માખી જેમ તેમ પરસ્પર અથડાવાથી ચપ્પટ થઈ જાય છે, તેજ પ્રમાણે બે વિશાળ સંતાન સેનાઓનાં જોશ ભર્યાં દબાણથી સઘળાં રાજસૈન્યનો કચ્ચરઘાણ નીકળી ગયો.

સંતાનો માંહેના કોઇ પણ એમને જોઇ શક્યા નહિ.

આણી તરફ આખા રણક્ષેત્ર માંહેના સંતાનોએ જોયું કે, કેટલાક સંતાનો પાછા ફરે છે. બધાએજ માની લીધું કે, સંતાનોનો જય થયો છે, અને તેથી શત્રુને હાંકી કાઢવાને સંતાનો તેમની પાછળ પાછળ જાય છે. તે ઉપરથી સઘળું સંતાન સૈન્ય મારો મારોની કારમી કીકીયારી પાડતું અંગ્રેજ લશ્કરના ઉપર ઓચીંતું તૂટી પડ્યું.

આણી તરફ અંગ્રેજ સૈન્યની અંદર એકાએક ભંગાણ પડી ગયું હતું. સિપાઇઓ લડવાનો વિશેષ પ્રયત્ન કરવાને બદલે બન્ને બાજુએથી નાસભાગ કરી રહ્યા હતા; ગોરૂં લશ્કર પણ બેયોનેટ ઉંચી કરી છાવણી તરફ નાસી જતું હતું. ચોમેર નજર ફેરવતાં મહેન્દ્રના જોવામાં આવ્યું કે ઢોળાવના શિખર ઉપર અસંખ્ય સંતાન સૈન્ય હજી ઉભું છે. તેઓ વીરને શોભાવે તેવા ગર્વભર્યા જુસ્સાથી અંગ્રેજ સેનાને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી રહ્યા છે. ત્યારે સંતાન સૈન્યને બૂમ પાડીને તેણે કહ્યું:—"સંતાન વીરો! આ જુઓ, શિખર ઉપર પ્રભુ સત્યાનન્દ ગોસ્વામીની ધ્વજા આપણામાં શૌર્યનો સંચાર કરવાને દર્પભરી હવામાં ફરફરી રહી છે. આજે મુરારી મધુકૈટભનિષૂદન, કંસ કેશિવિનાશન સ્વયમ્ રણને વિષે અવતર્યા છે-આ

શિખરની પાછળજ તમારૂં લક્ષ રાખજો. બોલો 'હરે મુરારે !' 'હરે મુરારે !' ઉઠો, મુસલમાનોને પાછળથી કચરી નાંખો શિખરની પીઠનેજ તમારૂં લક્ષ્યબિન્દુ રાખજો."

તે વખતે "હરે મુરારે" ની ભીષણ ગર્જનાથી આખો વનપ્રદેશ કંપાયમાન થઈ રહ્યો. બધાજ સંતાન "માભૈઃ માભૈઃ" 'ડરશો નહિ' એવી ચીસ પાડીને રણવાજીંત્રના સુંદર સુંદર સુરોનું અનુકરણ કરનારા અસ્ત્રોના ખણખણાટ વડે સકલ પ્રાણીઓને છક કરી નાખવા લાગ્યા. મહેન્દ્રે પોતાના તેજદાર ઘોડા ઉપર અજબ રૂવાબભેર સ્વારી કરી. મહાન શિલા એકાએક તૂટી પડયાથી ઝરાની જે સ્થિતિ થાય છે, તેજ પ્રમાણે રાજ્ય સેના ભયભીત તથા સ્તંભિત થઇ અને તેના ભુકેભુકા નીકળી ગયા. તેજ સમયે સતાનોની પચ્ચીશ સેના લઇને, સત્યાનંદ બ્રહ્મચારી શિખર ઉપરથી સમુદ્રનો જળધોધ પડતો હોય, તેમ શત્રુનાં લશ્કર ઉપર ઓચીંતા તૂટી પડયા. ભયંકર ખૂનખાર જંગ જામ્યું.

બે શિલાઓની વચ્ચેની માખી જેમ તેમના પરસ્પર અથડાવાથી ચપ્પટ થઇ જાય છે, તેજ પ્રમાણે બે વિશાળ સંતાન સેનાઓનાં જોશ ભર્યાં દબાણથી સઘળાં રાજસૈન્યનો કચ્ચરઘાણ નીકળી ગયો.

વોરન હેસ્ટિંગ્સ પાસે ખબર લઈ જાય, એવો એક પણ માણસ જીવતો રહ્યો નહિ.



<u>પ્રકરણ ૭ મું.</u>

પૂનેમની રાત ! તેજ ભયાનક રણક્ષેત્ર આજે શાંત હતું. ન્હોતી ઘોડાઓની તે દોડાદોડ, ન્હોતી તોપોની તે ગુમ્ ગુમ્ ગર્જના—બધે ફેલાઇ રહેલી તે ધામધૂમ પણ ન્હોતી દીસતી. હુરરે કરનારા પણ કોઇ ન્હોતા રહ્યા. શબ્દ કરી રહ્યા હતા કેવળ શીયાળ, કૂતરાં, ગીધ. ઘાએલ થનાર વ્યક્તિઓની વેદનાનો પોકાર અવારનવાર કાને પડતો હતો. કોઇ હાથ વગરના થયા હતા, કોઇનાં માથાં ભાંગી ગયાં હતાં, કોઈનાં પગ ભાંગ્યા હતા, કોઈનાં પાંસળાં તૂટી ગયાં હતાં, કોઇ કોઇ બાપની પોક પાડી રહ્યા હતા. કોઈ પાણી માંગી રહ્યા હતા. કોઇ કોઇ મૃત્યુની ઇચ્છા કરી રહ્યા હતા. બંગાળી, હિન્દુસ્થાની, અંગ્રેજ, મુસલમાન બધાજ ભેળસેળ થઈ ગયા હતા. જીવતા, મરણ પામેલા, માણસ, ઘોડા વગેરેનો ખીચડો થઇ ગયો હતો. તે મહા મહિનાની પૂનેમની રાત્રે, ભયંકર ઠંડીમાં ચાંદનીના ઉજળા પ્રકાશમાં રણભૂમિ ઘણી બીહામણી લાગતી હતી. તે જગ્યાએ આવવાનું કોઈને સાહસ થાય નહિ.

કોઈ પણ એવું સાહસ કરે નહિ, પરંતુ ભર મધરાતે એક રમણી તેજ અગમ્ય રણક્ષેત્રને વિષે નીકળી પડી હતી. એક મશાલ સળગાવીને તે તે મુડદાંઓના ઢગલામાં કાંઈક ખોળી રહી હતી. પ્રત્યેક મુડદાંનાં મ્હોં આગળ મશાલ ધરીને તેનું મ્હોં બરાબર તપાસીને, પછી તે પાછી બીજા મુડદાંના મ્હોં આગળ મશાલ ધરતી. કોઈ ઠેકાણે ઘોડાનાં મુડદાં નીચે માણસનું શરીર જોવામાં આવતાં તે, મશાલ નીચે મૂકીને, બે હાથ વતી ઘોડાને ખસેડી દઈને, નરદેહનો ઉદ્ધાર કરતી હતી. ત્યાર બાદ જ્યાં જ્યાં શબ જણાય, ત્યાં ત્યાં તે ધારી ધારીને નિહાળતી, અને જેને શોધી રહી છે તે વ્યક્તિ નથી, એમ ખાતરી થતાં આગળ વધતી. આમ બારીક તપાસ કરતી કરતી તે યુવતી આખું મેદાન ખુંદી વળી, પણ જેને તે ઢુંઢતી હતી, તેનો કોઈ ઠેકાણે પત્તો ખાધો નહિ. ત્યારે તે મશાલને હાથમાથી ફેંકી દઈ, મુડદાંથી ભરપૂર લોહીની તરબોળ થએલી જમીન ઉપર આળોટી પડીને રડવા લાગી. તે શાન્તિ હતી; જીવાનંદના દેહને તે શોધતી હતી.

શાન્તિ આળોટી પડીને રડ્યાં કરતી, ગોત્રમાં એક ઘણોજ મધુર દયાર્દ્ર અવાજ તેના કાનપર પડયો. કોઈ જાણે તેને કહી રહ્યું ના હોય:—

"ઉઠ બેટા! રડીશ નહિ! જીવાનંદનો દેહ હું ખોળી આપું છું, તું મારી સાથે આવ."

પછી તે પુરૂષ શાન્તિને રણક્ષેત્રની વચ્ચોવચ્ચ લઈ ગયો; તે જગોએ અસંખ્ય શબોનો ઢગલો ઉપરાચાપરી ખડકાઇ ગયો હતો. શાન્તિ તે બધાય ઢગ ખસેડી શકી ન્હોતી. એ ઢગલાઓને ખંખોળીને તે મહાપુરૂષે છેવટે એક મૃતદેહ બહાર કાઢયો. શાન્તિ તરત ઓળખી ગઇ કે, એજ જીવાનન્દનો દેહ. આખે શરીરે અનેક ઘા જણાતા હતા—શરીર રૂધિરથી ખરડાઇ ગયું હતું. સામાન્ય સ્ત્રીની પેઠે શાન્તિ પોકેપોક મૂકીને રૂદન કરવા લાગી.

ફરીથી તે કહેવા લાગ્યોઃ—"રડીશ નહિ બેટા! જીવાનંદ કયાં મરણ પામ્યો છે? શાંત થઇને પહેલાં એનાં શરીરની બરાબર પરીક્ષા કરી જો. સહુથી પહેલાં નાડી તપાસ."

શાન્તિએ શબની નાડી તપાસી જોઇ, સહેજ માત્ર પણ ગતિ ન્હોતી. તે પુરૂષ બોલ્યોઃ—"છાતી પર હાથ મૂકી જો."

શાન્તિએ તેના હૃદયપ્રદેશ ઉપર હાથ મૂકી જોયો. જરાયે હલન ચલન ન્હોતું જણાતું. સઘળું ઠંડુંગાર થઇ ગયું હતું.

તે પુરૂષ ફરીથી બોલી ઉઠયોઃ—"નાક પાસે

હાથ મૂકીને જો—સહેજસાજ પણ શ્વાસ નીકળે છે કે નહિ?" શાન્તિએ જોયું કે કાંઇ ન મળે.

તે પુરૂષે કહ્યું:—"ત્યારે હવે જો, એક કામ કર, મોંઢાની અંદર આંગળી રાખીને જો—જરા પણ ગરમાટો જણાય છે કે નહિ?"

શાન્તિ આંગળી મૂકી જોઇને બોલી:—"કાંઇ સમજ પડતી નથી" શાન્તિ આશાઘેલી થઇ ગઇ.

મહાપુરૂષે ડાબા હાથે જીવાનંદના દેહનો સ્પર્શ કર્યો. તે બોલી ઉઠયો:—"તમે ભયથી હતાશ થઇ ગયાં છો. તેથીજ તમને સમજ પડતી નથી—શરીરમાં કાંઇક ગરમી અત્યારે પણ હોય એમ લાગે છે. ફરીથી જુઓ, જોઇએ."

તે ઉપરથી શાન્તિએ ફરી પાછી નાડી તપાસી તો કાંઇક ગતિ જણાવા લાગી. વિસ્મય પામીને હૃદય ઉપર હાથ મુકી જોયો, તો ધીમો ધીમો ધબકારો થઇ રહ્યો છે. નાકની આગળ આંગળી મૂકી જોઇ તો જરા જરા શ્વાસ વહી રહ્યો છે. મુખની અંદર પણ જરાક ગરમી હોય એમ ભાસ્યું. શાન્તિ વિસ્મિત થઇને બોલી ઉઠી:—"પ્રાણ હતો ખરો? કે ફરીથી આવ્યો છે?"

તે બોલ્યો:—"એમ તે કાંઇ હોય, બેટા? તું એને લઇને પુષ્કરિણી (તળાવ) ને કિનારે આવી

"ઉઠ બેટા! રડીશ નહિ! જીવાનંદનો દેહ હું ખોળી આપું છું, તું મારી સાથે આવ."

પછી તે પુરૂષ શાન્તિને રણક્ષેત્રની વચ્ચોવચ્ચ લઈ ગયો; તે જગોએ અસંખ્ય શબોનો ઢગલો ઉપરાચાપરી ખડકાઇ ગયો હતો. શાન્તિ તે બધાય ઢગ ખસેડી શકી ન્હોતી. એ ઢગલાઓને ખંખોળીને તે મહાપુરૂષે છેવટે એક મૃતદેહ બહાર કાઢયો. શાન્તિ તરત ઓળખી ગઇ કે, એજ જીવાનન્દનો દેહ. આખે શરીરે અનેક ઘા જણાતા હતા—શરીર રૂધિરથી ખરડાઇ ગયું હતું. સામાન્ય સ્ત્રીની પેઠે શાન્તિ પોકેપોક મૂકીને રૂદન કરવા લાગી.

ફરીથી તે કહેવા લાગ્યો:—"રડીશ નહિ બેટા! જીવાનંદ ક્યાં મરણ પામ્યો છે? શાંત થઇને પહેલાં એનાં શરીરની બરાબર પરીક્ષા કરી જો. સહુથી પહેલાં નાડી તપાસ."

શાન્તિએ શબની નાડી તપાસી જોઇ, સહેજ માત્ર પણ ગતિ ન્હોતી. તે પુરૂષ બોલ્યો:—"છાતી પર હાથ મૂકી જો."

શાન્તિએ તેના હૃદયપ્રદેશ ઉપર હાથ મૂકી જોયો. જરાયે હલન ચલન ન્હોતું જણાતું. સઘળું ઠંડુંગાર થઇ ગયું હતું.

તે પુરૂષ ફરીથી બોલી ઉઠયો:—"નાક પાસે

હાથ મૂકીને જો—સહેજસાજ પણ શ્વાસ નીકળે છે કે નહિ?" શાન્તિએ જોયું કે કાંઇ ન મળે.

તે પુરૂષે કહ્યું:—"ત્યારે હવે જો, એક કામ કર, મોંઢાની અંદર આંગળી રાખીને જો—જરા પણ ગરમાટો જણાય છે કે નહિ?"

શાન્તિ આંગળી મૂકી જોઇને બોલી:—"કાંઇ સમજ પડતી નથી" શાન્તિ આશાઘેલી થઇ ગઇ.

મહાપુરૂષે ડાબા હાથે જીવાનંદના દેહનો સ્પર્શ કર્યો. તે બોલી ઉઠયો:—"તમે ભયથી હતાશ થઇ ગયાં છો. તેથીજ તમને સમજ પડતી નથી—શરીરમાં કાંઇક ગરમી અત્યારે પણ હોય એમ લાગે છે. ફરીથી જુઓ, જોઇએ."

તે ઉપરથી શાન્તિએ ફરી પાછી નાડી તપાસી તો કાંઇક ગતિ જણાવા લાગી. વિસ્મય પામીને હૃદય ઉપર હાથ મુકી જોયો, તો ધીમો ધીમો ધબકારો થઇ રહ્યો છે. નાકની આગળ આંગળી મૂકી જોઇ તો જરા જરા શ્વાસ વહી રહ્યો છે. મુખની અંદર પણ જરાક ગરમી હોય એમ ભાસ્યું. શાન્તિ વિસ્મિત થઇને બોલી ઉઠી:—"પ્રાણ હતો ખરો? કે ફરીથી આવ્યો છે?"

તે બોલ્યો:—"એમ તે કાંઇ હોય, બેટા? તું એને લઇને પુષ્કરિણી (તળાવ) ને કિનારે આવી

શકીશ ? હું ચિકિત્સક છું, એની ચિકિત્સા કરીશ."

શાન્તિ વગર વિલંબે જીવાનંદને હાથમાં ઉંચકીને તળાવ આગળ થઇને ચાલવા લાગી. ચિકિત્સકે કહ્યું:—"પહેલાં એને તળાવે લઇ જઇને બધું લોહી એના શરીરપરનું ધોઇ આવ. હું ઓસડ લઇને જાઉં છું." શાન્તિએ જીવાનંદને તળાવને કિનારે લઇ જઇને લોહી સઘળું ધોઇ નાંખ્યું. એટલામાં પેલો ચિકિત્સક પણ વનનાં વેલા પાંદડાં વગેરેનો લેપ લઇ આવ્યો અને જીવાનંદના ઘાએલ થએલા મ્હોંડા ઉપર તે બધો ચોપડયો. ત્યારબાદ જીવાનંદના શરીરના તમામ ભાગો પર એ લેપ તે માલીસ કરવા લાગ્યો. ત્યારે જીવાનંદ એક ઉંડો નિસાસો નાંખીને ઉઠીને બેઠો થયો. શાન્તિના મુખ સામું જોઇ રહીને તે પૂછવા લાગ્યો:—"યુદ્ધમાં જય કોનો થયો ?" શાન્તિ બોલી:—"તમારોજ જય. આ મહાત્માને પ્રણામ કરો."

તે પરથી બન્ને જણાએ જોયું તો કોઇ જણાતું નથી. કોણ કોને પ્રણામ કરે ?

પડોશમાંજ વિજયી સંતાન સેનાનો ભયંકર કોલાહલ સંભળાતો હતો—પણ શાન્તિ કે જીવાનંદ કોઇજ ઉભાં થયાં નહિ. તેજ પૂર્ણચંદ્રના તળાવના કિનારા ઉપર બેસી રહ્યાં. જીવાનંદના શરીરે તે ઓસડના ગુણથી જલદી આરામ થયો.

તે કહેવા લાગ્યો:—"શાન્તિ ! એ વૈદ્યનાં ઓસડનો ગુણ અજબ આશ્ચર્યકારક છે. મારા શરીરે હવે કોઇ પ્રકારની વેદના કે ગ્લાનિ નથી–હવે જ્યાં જવું હોય ત્યાં જઈએ. ચાલો. આ સંતાન સેનાના વિજયનો મંગળનાદ સંભળાય છે."

શાન્તિ બોલી:—"હવે અહિં રહેવાનું કામ નથી. ભારત માતાનાં કાર્યનો ઉદ્ધાર થયો છે. આ દેશ સંતાનનો થયો છે. આપણને રાજ્યનો હિસ્સો જોઇતો નથી—હવે આપણે શું કરવાનું રહ્યું છે ?"

જીવાનંદ:—"જે બળજોરીથી છીનવી લીધું છે, તે બાહુબળથી જાળવવું પડશે."

શાન્તિ:—"જાળવવાને માટે મહેન્દ્ર છે, સત્યાનંદ પણ જાતે છે. સંતાન ધર્મને ખાતર તમે પ્રાયશ્ચિત્ત કરીને દેહત્યાગ કર્યો છે. હવે ફરીથી પ્રાપ્ત થએલા આ દેહના ઉપર સંતાનોનો અધિકાર રહ્યો નથી. આપણે સંતાનોની દૃષ્ટિએ મરણ પામ્યા છીએ. હવે આપણને જોઇને સંતાનો કહેશે કે, જીવાનંદ પ્રાયશ્ચિત્ત કરવાના ભયને લીધી યુદ્ધના સમયે કહીં સંતાઇ રહ્યા હશે, તે જીત થઈ છે એવું જાણીને યુદ્ધનો ભાગ લેવાને આવ્યા છે."

જીવાનંદ:—"આમ કેમ કહે છે, શાન્તિ ?

લોક નિન્દાના ડરથી આપણે શું આપણું કાર્ય તજી દેવું ? માતૃસેવા આપણું પવિત્ર વ્રત છે. જેને જે કહેવું હોય તે ભલે કહે, હું તો માતૃસેવાજ કરવાનો."

શાન્તિઃ—"હવે એમાં તમારો અધિકાર રહ્યો નથી-કેમકે, માતૃસેવાને કાજે તમે દેહ ત્યાગ કર્યો છે. તમે જો ફરીથી માતૃસેવા કરવા મંડી જશો, તો તેથી શું તમારૂં પ્રાયશ્ચિત્ત થએલું ગણાશે ? માતૃસેવામાંથી મુક્ત થવું એજ એ પ્રાયશ્ચિત્તનો પ્રધાન અંશ-મુખ્ય સ્વરૂપ-છે. નહિતર ફક્ત એકલા તુચ્છ પ્રાણત્યાગથી કાંઇ કોઇ મહાન્ કાર્ય સાધી શકશે નહિ."

જીવાનંદઃ—"શાન્તિ ! તુંજ યાથાતથ્યને જાણવાવાળી છે. ધન્ય છે તારી સૂક્ષ્મ બુદ્ધિને ! હું એ પ્રાયશ્ચિત્તને અસંપૂર્ણ રાખવા માંગતો નથી-મારૂં સુખ સંતાન ધર્મનું છે, એ સુખમાંથી હું મારી જાતને વંચિત રાખીશ. પરંતુ હવે જઈશું ક્યાં ? માતૃસેવાનો ત્યાગ કરી, ઘેર જઇને સુખોપભોગનાં લીલા ખેલજ ભજવવાના રહ્યા ને ?"

શાન્તિઃ—"હું ક્યાં એમ કહું છું ? આપણે ગૃહસ્થાશ્રમી નથી રહ્યા; આમજ આપણે બન્ને સન્યાસી ધર્મ પાળીશું—કાયમને માટે બ્રહ્મચર્ય સેવીશું. ચાલો, હવે આપણે દેશદેશ ફરીને તીર્થયાત્રા કરીએ."

જીવાનંદઃ—"ત્યાર પછી ?"

શાન્તિઃ—ત્યાર પછી—હિમાલય ઉપર એક પર્ણકુટી બાંધીને બન્ને જણા દેવતાની આરાધના કરીશું—માતાનું મંગલ થાય એવું વરદાન યાચીશું."

પછી બન્ને જણા ઉભાં થઈ એક બીજાના હાથ ઝાલીને ને ખીલેલી ચાંદનીવાળી મધરાતે કોણ જાણે કયાં અલોપ થઇ ગયાં.

હાય ! તેઓ ફરી પાછાં અહિં આવશે ખરાં કે ? હે ભારત માતા ! જીવાનંદના સમા પુત્ર અને શાન્તિ સમી કન્યાઓને તું ફરી પાછી તારા ભૂગર્ભને વિષે ધારણ કરી શકીશ કે ?



## પ્રકરણ ૮ સું.

સત્યાનંદ ઠાકુર કોઈને કાંઇ પણ કહ્યા વગર રણક્ષેત્રમાંથી આનંદમઠમાં ચાલ્યા આવ્યા. તે જગ્યાએ મધરાતે વિષ્ણુ મંડપમાં એકલા બેસીને ધ્યાન કરવા લાગ્યા. એ સમયે પેલો ચિકિત્સક એકાએક ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇને સત્યાનંદે ઉભા થઇને પ્રણામ કર્યા.

ચિકિત્સકે કહ્યું:—"સત્યાનંદ ! માઘ માસની પૂર્ણિમા આજે છે."

સત્યાનંદ:—"ચાલો તૈયાર છું. પરંતુ, હે મહાત્મન્ મારા એક સંદેહનું નિવારણ કરો. જે સમયે મેં યુદ્ધને વિષે જય મેળવીને સનાતન ધર્મને નિષ્કંટક કર્યો છે, એવા સમયેજ મને આજે પ્રત્યાખ્યાનનો (વ્રત ભંગ કરવાનો) આદેશ કેમ થાય છે?"

મહાત્માએ કહ્યું:—"સિદ્ધ થયું છે તમારૂં કાર્ય, મુસલમાન રાજ્યનો ધ્વંસ થયો છે. હવે તમારે બીજું કાંઇ કાર્ય કરવાનું રહેતું નથી. વિના કારણ પ્રાણી હત્યા કરવી નિરર્થક છે."

સત્યાનંદ:—"મુસલમાન રાજ્યનો નાશ થયો છે, પરંતુ હિન્દુ રાજ્યની સ્થાપના થઇ શકી નથી—અત્યારે કલકત્તામાંજ અંગ્રેજોનું બળ ઘણું જામ્યું છે."

મહાત્મા:—"હિન્દુ રાજ્ય અત્યારે પણ નહિ સ્થાપી શકાય—તમે અહિં રહેશો, તો નિરર્થક પ્રાણી હત્યાજ થયાં કરશે; માટે ચાલો."

તે સાંભળીને મર્મ વેદનાથી સત્યાનંદ અતિશય વ્યાકુળ થવા લાગ્યા. તે બોલ્યા:—"હે પ્રભુ! હિન્દુ રાજ્ય નહિ સ્થાપવામાં આવી શકે, તો રાજા કોણ થશે? ફરી પાછા મુસલમાનોજ રાજા થશે કે?"

મહાત્મા બોલ્યા:—"ના, હવે અંગ્રેજો રાજા થશે."

સત્યાનંદની બન્નેય આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. પાસે આવેલી માતૃરૂપા જન્મ ભૂમિની પ્રતિમા તરફ ફરી જઇને બેઉ હાથ જોડીને ગળગળા સાદે તે કહેવા લાગ્યાઃ—"હાય મા ! તારો ઉધ્ધાર મારાથી સાધી શકાયો નહિ. હવે પાછી તું મ્લેચ્છોને હાથ પડીશ. સતાનોના અપરાધને મનમાં લાવીશ નહિ, હાય મા ! આજે રણક્ષેત્રમાં મારૂ મૃત્યુ કેમ નહિ નીપજ્યું ?"

ચિકિત્સક બોલી ઉઠયોઃ—"સત્યાનંદ ! આમ જીવ બાળશો નહિ તમે બુદ્ધિભ્રમથી ભ્રમિત થઈ લૂટફાટ અને ચોરી વડે ધન ભેગું કરીને રણમાં જય સપાદન કર્યો છે. પાપનુ ફળ કદી પવિત્ર નીવડતુ નથીજ. એજ કારણને લીધે તમે દેશનો ઉદ્ધાર કરી શકશો નહિ. અને જે થશે, ત સારૂંજ થવાનું. અંગ્રેજ રાજા થયા વગર સનાતન ધર્મનો પુનરૂદ્ધાર થવાનો સંભવ નથી. મહા પુરૂષો આ વાતને જે પ્રમાણે સમજ્યા છે, તેજ પદ્ધતિથી મેં તમને એનો ખુલાસો કર્યો છે. ધ્યાન દઇને સાંભળો. તેત્રીશ કરોડ દેવતાની પૂજા એ સનાતન ધર્મ નથી, તે તો એક પ્રકારનું લૌકિક તેમજ ગૌણુ સ્વરૂપ છે. અને એનાજ પ્રતાપે પ્રકૃત સનાતન ધર્મ–મ્લેચ્છો જેને હિન્દુ ધર્મ કહે છે તેનો લોપ થયો છે. પ્રકૃત હિન્દુ

ધર્મ જ્ઞાનાત્મક છે, કર્માત્મક નથી. તે જ્ઞાન બે પ્રકારનું છે—બાહ્ય વિષયક અને અન્તર્વિષયક. અન્તર્વિષયક જે જ્ઞાન છે, તેજ સનાતન ધર્મનો પ્રધાન ભાગ છે. પરંતુ બહિર્વિષયક જ્ઞાન પહેલું ઉત્પન્ન થયા વગર આન્તરિક જ્ઞાન જન્મવાનો કોઇ પ્રકારનો સંભવ નથી. સ્થૂલ શું છે, તે જાણ્યા વગર સૂક્ષ્મ શું તે સમજી શકાય નહિ. અત્યારે લાંબા સમયથી આ દેશમાં બહિર્વિષયક જ્ઞાન વિલુપ્ત થઇ ગયું છે—અને તેથીજ પ્રકૃત સનાતન ધર્મનો લોપ થઇ ગયો છે. સનાતન ધર્મનો પુનરૂદ્ધાર કરવા સારૂ સહુથી પહેલાં બહિર્વિષયક જ્ઞાનનો પ્રચાર કરવો આવશ્યક છે. અત્યારે આ દેશમાં બહિર્વિષયક જ્ઞાન નથી—શીખવે એવા માણસો પણ રહ્યા નથી. લોકોને શિક્ષણ આપવામાં આપણે નિપુણ નથી. એટલા માટે ભિન્ન ભિન્ન દેશોમાંથી આપણે બાહ્ય વિષયક જ્ઞાન સંપાદન કરવું પડવાનું. અંગ્રેજો બાહ્ય વિષયક જ્ઞાનને વિષે ઘણાજ પારંગત હોઇ લોક શિક્ષણમાં ઘણા કુશળ છે. અંગ્રેજો સુશિક્ષિત થઇ આન્તરિક તત્વોનું જ્ઞાન સંપાદન કરવાની યોગ્યતા ધરાવી શકશે. તે વખતે સનાતન ધર્મનો પ્રચાર કરવામાં કોઈ પ્રકારનાં વિઘ્ન નડશે નહિ, અને એવી પરિસ્થિતિમાં પ્રકૃત ધર્મ આપોઆપ

પુનઃ ઉદ્દીપ્ત થશે. જેટલા દિવસ એમ નહિ થઈ શકે, જ્યાં સુધી હિન્દુઓ પૂરી પાછા જ્ઞાન યુક્ત, ગુણવાન્ અને બળવાન્ નહિ થાય, ત્યાં સુધી અંગ્રેજોનું રાજ્ય અક્ષય રહેશે. અંગ્રેજના રાજ્યમાં પ્રજા સુખી થશે—વગર સુસીબતે ધર્મ કર્મનું પાલન કરી શકશે. એથી કરીને, હે બુદ્ધિમાન્! અંગ્રેજોની સાથે યુદ્ધ કરવાનો વિચાર દૂર કરી દઈને, મને અનુસર-મારી સંગાથે ચાલ્યો આવ."

સત્યાનંદ બોલ્યા:—"હે મહાત્મન્! અંગ્રેજને રાજા બનાવવાનોજ જો આપનો અભિપ્રાય હોય, અંગ્રેજનુ રાજ્યજ જો અત્યારે દેશનાં હિતને સાધે એવું મંગળકારી હોય, ત્યારે મને શા માટે આવા ખુનખાર ઘાતકી યુદ્ધને વિષે ઝંપલાવવાની પ્રેરણા કીધી ?"

મહાપુરૂષ બોલ્યા:—"અંગ્રેજ અત્યારે વેપારી વાણીયા છે—અર્થ સંગ્રહ એજ તેઓનો ઉદ્દેશ. રાજ્યાધિકારની લગામ તેઓ હાથમાં લેવા ઇચ્છતા નથી. સંતાનોના બળવાને લીધે તેઓને રાજ્ય શાસનનો ભાર ઉપાડવો પડ્યો છે. કેમકે રાજ્યતંત્રની જોખમદારી ખેડ્યા વગર દ્રવ્યનો સંચય થઇ શકતો નથી. અંગ્રેજો રાજ્યની લગામ પોતાના હાથમાં લઇ લેશે, એવી ભીતિથીજ સંતાનોએ બળવો જગાડ્યો હતો. અત્યારે ચાલો મારી સાથે, જ્ઞાન

લાભ કરો એટલે આ બધી વાત તમે તમારી મેળે સમજી શકશો."

સત્યાનંદઃ—"હે મહાત્મન્ ! હું જ્ઞાન મેળવવાની આકાક્ષા રાખતો નથી—જ્ઞાનનો મારે ખપ નથી—જે વ્રતનું મેં અનુષ્ઠાન કરવા માંડ્યું છે, તેનીજ સાધના હું તો કર્યાં કરીશ. આશીર્વાદ એવો આપો કે મારી માતૃભક્તિ અચલ રહે."

મહાપુરૂષઃ—"વ્રત સફળ નીવડ્યુ છે-તમે માતાનું મંગલ સાધ્યુ છે. અંગ્રેજી રાજ્ય સ્થાપ્યું છે. યુદ્ધવિગ્રહનો પરિત્યાગ કરો; ખેતીના ધંધાને ખીલવો; પૃથ્વી અઢળક ધાન્ય ઉપજાવે, લોકોની સંપત્તિમાં વૃદ્ધિ થાય."

સત્યાનંદનાં નેત્રમાંથી અગ્નિ ભભુકવા લાગ્યો. તે બોલી ઉઠ્યાઃ—"શત્રુનાં લોહીનું સિંચન કરીને ભારત માતાને શસ્યશાલિ કરીશ."

મહાપુરૂષઃ—"શત્રુ કોણ છે ? શત્રુ હવે કોઈ નથી. અંગ્રેજ મિત્ર રાજા છે. અને અંગ્રેજોની સાથે યુદ્ધમાં વિજય સંપાદન કરે, એવી શક્તિ પણ કોઈનામાં રહી નથી."

સત્યાનંદઃ—"નહિ રહી હોય, તો આ ભારત માતાની મૂર્ત્તિ સમક્ષ દેહત્યાગ કરીશ."

મહાપુરૂષ—"અજ્ઞાન ! ચાલો, જ્ઞાન લાભ કરવા ચાલો. હિમાલયના શિખર ઉપર માતાનું મંદિર

છે, તે જગ્યાએથી માતાની મૂર્ત્તિ દેખાડીશ.”

એમ કહી, તે મહાપુરૂષે સત્યાનંદનો હાથ પકડયો. કેવી અપૂર્વ શોભા! તે ગંભીર વિષ્ણુ-મંદિરમાં પ્રચંડ ચતુર્ભુજ મૂર્ત્તિની સામે ઝાંખા પ્રકાશમાં તે મહાપ્રતિભાપૂર્ણ બે પુરૂષ મૂર્ત્તિઓ શોભી રહી હતી–એકે બીજાનો હાથ ધારણ કર્યો હતો. કોણે કોનો હાથ ઝાલ્યો હતો? જ્ઞાને આવીને ભક્તિને ધારણ કરી હતી; ધર્મે આવીને કર્મનો ઉદ્ધાર કર્યો હતો, વિસર્જને આવીને પ્રતિષ્ઠાને પકડી લીધી હતી—કલ્યાણીએ આવીને શાન્તિને ધારણ કરી હતી! એજ સત્યાનંદ તે શાન્તિ; એજ મહાપુરૂષ તે કલ્યાણી. સત્યાનંદ પ્રતિષ્ઠા અને મહાપુરૂષ તે વિસર્જન.

વિસર્જન આવીને પ્રતિષ્ઠાને લઇ ગયા.








